# ભાષા, વૃત્ત અને કાવ્યાલંકાર



કાન્તિલાલ બળદેવરામ વ્યાસ, એમ. એ.,
ગૂજરાતીના પ્રોફેસર, એલ્ફિન્સ્ટન કૉલેજ, મુંબઈ



એન. એમ. ત્રિપાઠી લિમિટેડ
પ્રિન્સેસ સ્ટ્રીટ
મુંબઈ ૨

"...તમે આ સંગ્રહ સાચી સેવાબુદ્ધિએ યોજેલો જણાય છે. ...તમને આ ઉપયોગી સરલ અને સારી પેઠે સંગીન ચોપડી માટે અભિનંદન આપી દઉં છું."

—બ. ક. ઠાકોર

"...આવા પાઠયપુસ્તકની જરૂર હતી અને તેના તમે યોગ્ય યોજક છો."

—વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી

"...પુસ્તકમાં ચર્ચેલા વિષયોને તમે અદ્યતન બનાવ્યા છે....કોલેજના વિદ્યાર્થીઓને આ પુસ્તક ઘણું જ ઉપયોગી નીવડશે."

—ડોલરરાય રં. માંકડ

"...તમારા પુસ્તકનું મહત્વ અને તેની શાસ્ત્રીયતા તેના 'અદ્યતન'પણાને લીધે છે: પચીસી જેટલું જૂનું પુસ્તક આજે નવા સંસ્કરણની રાહ જોતું હતું. તે કાર્ય તમે ખૂબ કુશલતાથી અને ચોકસાઇથી પાર પાડ્યું છે તે માટે ધન્યવાદ."

—મંજુલાલ ર. મજમુદાર

# ભાષા, વૃત્ત અને કાવ્યાલંકાર

ગૂજરાતી ભાષાનો વિકાસ, વૃત્ત અને
કાવ્યવિવેચનનું અદ્યતન નિરૂપણ



કાન્તિલાલ બળદેવરામ વ્યાસ, એમ. એ.

'Vasanta Vilāsa: An Old Gujarati Phāgu,'
'ગૂજરાતી ભાષાનું વ્યાકરણ અને શુદ્ધલેખન' ઇ૰ ના લેખક;
ગૂજરાતીના પ્રોફેસર, એલ્ફિન્સ્ટન કૉલેજ, મુંબઈ



એન. એમ. ત્રિપાઠી લિમિટેડ

પ્રિન્સેસ સ્ટ્રીટ

મુંબઈ ૨

"Our Aryan speech is one of our greatest heritages in India. India is a land of many races and many speeches, and the diverse elements which go to make up the conglomeration of the Indian People and Indian Culture received their tone and their common bond of union in the Aryan language and the mentality behind it......As Sanskrit and as Pali, as the ancient North-Western Prakrit and Ardha-Magadhi, and as Apabhramsa, and later as Hindi, Gujarati, Marathi, Oriya, Bengali and Nepali, and the rest, the Aryan Language came to be indissolubly linked with the Culture of India at various epochs and in various areas.

The history of the Aryan language in India shows an uninterrupted progress for some three thousand and five hundred years within India itself, and its pre-Indian history can be dimly perceived in Iran, in Iraq and Eastern Asia Minor for about a thousand years more; and even prior to that, we can draw from existing linguistic material fairly probable conclusions for another five hundred or even thousand years......No other speech-group can show such a long and continuous history as the Aryan in India......"

*—Dr. Suniti Kumar Chatterji*

# અનુક્રમણિકા

## ખંડ ૧ લો

### ભાષાશુદ્ધિ



## ખંડ ૨ જો

### શબ્દશક્તિ, વૃત્ત અને અલંકાર



## ખંડ ૩ જો

### ગુજરાતી ભાષાનો વિકાસ

## ખંડ ૪ થો

### કાવ્યવિવેચન





# પ્રસ્તાવના

બી. એ. અને એમ. એ. ના વર્ગોમાં વ્યાકરણ અને ભાષાશાસ્ત્ર શીખવતાં એ વિષેના એક અદ્યતન શાસ્ત્રીય પાઠ્યપુસ્તકની જરૂર ઘણા વખતથી જણાયાં કરે છે. એથી આ પુસ્તકની રચના થઈ છે. પ્રધાનતયા આ ગ્રંથ ભાષા અને વ્યાકરણનો છે; પરંતુ અનુકૂલતા અને સગવડને ખાતર વૃત્ત, અલંકાર અને કાવ્યવિવેચનનો પણ એમાં સમાવેશ કર્યો છે. પુસ્તકને ચાર ખંડમાં વહેંચ્યું છે: પહેલામાં ભાષાશુદ્ધિ, બીજામાં વૃત્ત અને અલંકાર, ત્રીજામાં ગૂજરાતી ભાષાનો વિકાસ, અને ચોથામાં સંસ્કૃત અલંકારશાસ્ત્ર અનુસાર કાવ્યવિવેચનનું નિરૂપણ કર્યું છે.

**પ્રથમ** ખંડમાં ભાષાશુદ્ધિની ચર્ચા આપણા પ્રતિષ્ઠિત સાહિત્યકારોમાંથી ભાષાસ્ખલનોના દાખલા ટાંકીને કરી છે. એમાં કલ્પિત દાખલાઓ કરતાં પ્રત્યક્ષ જીવન્ત સાહિત્યમાંનાં ઉદાહરણો અભ્યાસીને મદ્યલેખનનાં ભયસ્થાનો બતાવશે અને ભાષાશુદ્ધિના નિયમોના પાલનમાં ઉત્તેજશે એ દૃષ્ટિ છે. એથી એ સાહિત્યકારોના સર્જનની ગુણવત્તા પ્રત્યે લેખકને જરાયે ઉપેક્ષાવૃત્તિ છે એમ કોઈ ન માને; આ પુસ્તકમાં પણ શોધનારને એવાં સ્ખલનો મળી પણ આવે! પછી વિરામચિહ્ન અને જોડણીની ચર્ચા આવે છે, અને ખંડના છેવટના પ્રકરણમાં તદ્ધિત અને કૃત્ પ્રત્યયોનું વિવેચન કર્યું છે. એમાં પુષ્કળ ગૂજરાતી પ્રત્યયો આપ્યા છે, અને એમની વ્યુત્પત્તિ પણ વિચારી છે.

**બીજા** ખંડમાં શબ્દશક્તિની સવિસ્તર ચર્ચા કરી છે, મહત્ત્વના સર્વ અલંકારોનું અર્વાચીન ગૂજરાતી સાહિત્યમાંથી ઉદાહરણો આપીને વિવેચન કર્યું છે, અને પચાસ જેટલા મહત્ત્વના માત્રામેળ છંદો અને અક્ષરમેળ વૃત્તોનું સ્વરૂપ સમજાવ્યું છે.

આ બંને ખંડો કૉલેજના ફર્સ્ટ ઇયર અને ઇન્ટરમિડિયેટના વર્ગોની જરૂરિયાતને લક્ષમાં રાખીને લખાયા છે. એ બંને વર્ગોમાં અભ્યાસક્રમનાં પાઠ્યપુસ્તકોને અનુલક્ષીને વૃત્ત અને અલંકારની ચર્ચા થાય, તેની અનુપૂર્તિ આ પુસ્તક કરી શકશે.

બી. એ. ના વિદ્યાર્થીઓને સમગ્ર ગ્રંથ ઉપયોગી થવો જોઇએ. પહેલા અને બીજા ખંડમાંથી તદ્ધિત અને કૃત્‌નું પ્રકરણ, શબ્દ-શક્તિની ચર્ચા, કઠિન અલંકારોનું વિવરણ, અને મિશ્રવૃત્તો અને યતિભંગનું વિવેચન એમને સવિશેષ ઉપયોગી છે. ત્રીજા ખંડમાંનો ગૂજરાતી ભાષાનો વિકાસ તો એમને અનુલક્ષીને જ લખાયો છે. એમાં ભાષાના વિકાસના મહત્ત્વના સર્વ પ્રશ્નો ચર્ચાયા છે અને કેટલેક સ્થળે એમાં નવાં વિધાનો પણ કરવામાં આવ્યાં છે. એનું જૂની ગૂજરાતીનું પ્રકરણ બી. એ. ના અભ્યાસક્રમમાં નવા ઉમેરાયેલા વધારાના પાસ (Additional Pass) પેપર માટે, અને વ્યુત્પત્તિનું પ્રકરણ બી. એ. પાસ અને એમ. એ. ના વિદ્યાર્થીઓને ખાસ ઉપયોગી થશે. અહીં વિચારેલી વ્યુત્પત્તિઓમાં મતમતાન્તરો પણ સંદર્ભ સાથે નોંધાયાં છે. આ પ્રકરણ એમ. એ. ના વિદ્યાર્થીઓને ગૂજરાતી ભાષાશાસ્ત્રના પ્રવેશગ્રંથની ગરજ સારી શકશે.

**ચોથો** સંસ્કૃત કાવ્યવિવેચનનો ખંડ બી. એ. ના વધારાના પાસ ( Additional Pass ) પેપરના વિદ્યાર્થીઓને માર્ગદર્શન અને સાહાય્ય મળે એ દૃષ્ટિથી લખાયો છે. એમાં ગ્રંથની મર્યાદા ધ્યાનમાં રાખીને કાવ્યશાસ્ત્રના મહત્ત્વના પ્રશ્નોનું વિવેચન કર્યું છે, અને પાદટીપોમાં મૂળ સંસ્કૃત અલંકારગ્રંથોમાંથી છૂટથી અવતરણો આપ્યાં છે.

આમ ભાષા અને કાવ્યવિવેચન એ બંને વિષયોને એકત્ર ગૂંથી લેવામાં અનુકૂળતા અને સગવડની દૃષ્ટિ રહી છે. આ પુસ્તકથી બી. એ. એમ. એ. ના વિદ્યાર્થીઓને એમના વ્યાકરણ અને ભાષાના ઉદ્‌ગમના અભ્યાસ માટે એક પ્રવેશિકા મળવા ઉપરાંત સામાન્ય વાચકોને પણ શુદ્ધ ભાષાલેખન, વૃત્ત અલંકાર વગેરેની માહિતી સુપ્રાપ્ય થશે. આ પ્રયત્નમાં કેટલી સફળતા મળી છે એનો આ વિષયના અભ્યાસીઓ જ નિર્ણય કરી શકે. જેમને માટે આ પુસ્તક લખાયું છે તેમને એ ઉપયોગી નીવડશે તો એની પાછળ લીધેલો શ્રમ સાર્થક થયો માનીશ.

જુન, ૧૯૪૫ — **કાન્તિલાલ વ્યાસ**

## ભાષા, વૃત્ત અને કાવ્યાલંકાર

## ખંડ ૧ લો

## ભાષાશુદ્ધિ

## પ્રકરણ પહેલું

## ભાષાશુદ્ધિ

વ્યાકરણના અભ્યાસનું અંતિમ ધ્યેય ભાષાશુદ્ધિ છે. બેશક ભાષા લખાય છે જીવન અને સાહિત્યમાંથી પ્રેરણા પામીને, પણ એમાં શિષ્ટતા, સંસ્કારિતા અને સચોટતા વ્યાકરણદ્વારા આવે છે. વ્યાકરણ ભાષાના બાહ્ય અને કેટલેક અંશે આન્તર સ્વરૂપને સંસ્કારે છે. ક્રમશઃ શિષ્ટ લેખકોમાંથી ઉદાહરણો લઈને આપણે ભાષાશુદ્ધિનાં મહત્ત્વનાં અંગો તપાસીએ.

યોગ્ય પ્રત્યયાદિક લાગીને સિદ્ધ થતાં પદો અને એમની વાકયમાં યોગ્ય ગોઠવણી એ ભાષાશુદ્ધિનાં અતિ આવશ્યક એવાં બાહ્ય અંગો છે, તો પદોની અર્થઘટના અને શૈલીગુણો એ એનાં મહત્ત્વનાં આન્તર તત્ત્વો છે. સુંદર, સંસ્કારી, તેજસ્વી ભાષાની સિદ્ધિ માટે બંને સરખાં આવશ્યક છે. મનોહર ઓજસ્વતી વાણીમાં વ્યાકરણદોષ હોય, કે વ્યાકરણશુદ્ધ લખાણમાં નીરસતા, અવૈવિધ્ય અને શૈથિલ્ય હોય એ સમાન રીતે અનિષ્ટ ગણાય.

આપણી ભાષામાં સર્જક સામર્થ્ય જેટલું કેળવાયું છે તેના પ્રમાણમાં ભાષાશુદ્ધિ તરફ ઓછું લક્ષ અપાયું છે. આથી આપણા સમર્થ સાહિત્યસ્વામીઓની ભાષા પણ સંપૂર્ણ રીતે દોષમુકત, અનશુદ્ધ હોતી નથી, પણ કવચિત્ કવચિત્ એમાં વ્યાકરણાદિકનાં સ્ખલનો આવી જાય છે. અહીં આપણા અગ્રણી સાહિત્યકારોમાંથી કેટલાકના ભાષાદોષો દર્શાવ્યા છે તે એમની શૈલી દોષપૂર્ણ છે એમ બતાવવાના હેતુથી નહીં, પણ આવા સમર્થ સાહિત્યસ્વામીઓથી પણ જ્યાં સ્ખલનો થઈ જાય છે તેવાં સ્થાનોમાં વિદ્યાર્થીએ તો સવિશેષ સાવધાન રહેવું ઘટે એવું સૂચવવાના અને પ્રત્યક્ષ સાહિત્યના ઉદાહરણથી એમના મનમાં ઠસા-

વવાના આશયથી. જેમનો અહીં નિર્દેશ નથી એવા સર્વ લેખકોની ભાષા કેવળ વિશુદ્ધ છે એમ પણ માની લેવાનું નથી. અહીં તો આપણા ગદ્યલેખનના પ્રતિનિધિરૂપ એક સંગ્રહમાંથી[1] પ્રથમ નજરે જે થોડાં ઉદાહરણો જડ્યાં તે જ ભાષાચર્ચા સ્ફુટ કરવાના હેતુથી આપી દીધાં છે.

પ્રથમ આપણે ભાષાશુદ્ધિનું બાહ્ય સ્વરૂપ તપાસીએ. ભાષાનું બાહ્ય કલેવર પદોની ઘટના અને એમનું વાક્યમાં સંયોજન એ બે તત્ત્વોનું બનેલું છે. ભાષાના આન્તર સ્વરૂપમાં શબ્દોના અર્થ, શૈલીગુણો ઇત્યાદિનો સમાવેશ થાય છે. શિષ્ટ સાહિત્યસ્વામીઓમાંથી ઉદાહરણો લઇને આ તત્ત્વોની ક્રમશઃ સમીક્ષા કરીએ.

( ૧ ) **પદોની ઘટનામાં** કેટલીક વાર ભૂલો થાય છે. કોઈ વાર પદને લાગેલા પૂર્વગ–પ્રત્યયાદિક ખોટા હોય છે, તો ક્વચિત્ સિદ્ધ થયેલા પદનો ઉપયોગ ખોટી રીતે થયો હોય છે. કોઇક વાર સાદૃશ્યાભાસથી તત્સમ અને તદ્ભવની પ્રક્રિયાઓ વચ્ચે ગરબડ થઈ ગઈ હોય છે. ઉદાહરણ તરીકે—

( ૧ ) 'એ દત્તકક્રિયા અને એ તખ્તનશીન **ક્રિયાઓને** પ્રસંગોએ સયાજીરાવ ગાયકવાડમાં જીવનના પાયારૂપ એક સુદૃઢ **માનીનતા** પ્રગટાવી કે 'હું મહારાજ.''

—કવિ ન્હાનાલાલ, 'શ્રીમન્ત મહારાજ સયાજીરાવ ગાયકવાડ–તેજછાયાનું એક ચિત્ર'[2]

અહીં 'ક્રિયાઓને' ને સ્થાને 'ક્રિયાઓના' જોઇએ, કારણ કે ષષ્ઠી પ્રત્યયનો પરવર્તી શબ્દના તૃતીયા પ્રત્યય સાથે અન્વય અપેક્ષિત નથી; તેમજ 'માનીનતા' એ ખોટું રૂપ છે, 'માન્યતા' જોઇએ.

( ૨ ) 'સંસ્કૃત વિદ્વાનો **ખિલાવે** મહારાજ વિસર્યા ન હતા.'

—કવિ ન્હાનાલાલ, સદર.

અહીં 'ખિલાવ' ખોટું સાધિત રૂપ છે, સાચાં રૂપ 'ખિલવટ' કે 'ખિલવણી' છે.

---

૧. વિશ્વનાથ મ. ભટ્ટ સંયોજિત 'નિબન્ધમાલા.' એન. એમ. ત્રિપાઠી, ૧૯૪૧.

૨. લેખનાં શીર્ષકો 'નિબંધમાલા' અનુસાર છે.

(૩) '...ને પોતાની પ્રજાસેવાની અભિલાષાઓ **પરિતર્પવા** સુરત ને અમદાવાદને આશ્રયે જવું પડયું.' —કવિન્હાનાલાલ, સદર.

'પરિતર્પવા' કરતાં 'પરિતૃપ્ત કરવા' એ પ્રયોગ ગૂજરાતી ભાષાની પ્રકૃતિને વિશેષ અનુકૂલ છે.

(૪) 'આ માન્યતા કેટલી સાચી હશે, કેટલી માત્ર **ફુલાશ**, તે છણવાને દુનિયા નવરી નથી.' —બ. ક. ઠાકોર, 'વીમો'

અહીં 'ફુલાશ' એ કૃતસાધિત રૂપ ગૂજરાતીમાં અપરિચિત છે, 'ફુલારો' અને 'ફૂલણજીપણું' એ રૂપો જ મોટે ભાગે પ્રચલિત છે.

(૫) 'કર્તાએ વાર્તાનું જે **છેવટ** આણ્યું છે...'

—બ. ક. ઠાકોર, 'રજની'

આ 'છેવટ' સામાન્ય રીતે અવ્યય રૂપે જ વપરાય છે, એનો નામ તરીકે ઉપયોગ શિષ્ટ ગૂજરાતીમાં ખાસ જાણીતો નથી; જો કે કવચિત્ કવચિત્–પારસી ગૂજરાતી અને સૂરતી ગૂજરાતી જેવા પ્રાન્તિક પ્રભેદોમાં–એ નામ તરીકે વપરાયેલું મળી આવે છે.

(૬) 'રા. રા. નારાયણ ગુજરાતી વાંચકવર્ગની જે સેવા બજાવે છે તે માટે **ધન્યાર્હ** છે.' —રણજિતરામ, 'ચાણાકયનંદિની'

'અર્હ' અંગ નામને જ લાગે, જેમ કે પૂજાર્હ, માનાર્હ. 'ધન્ય' એ વિશેષણ અને અવ્યય છે. માટે 'ધન્યવાદને પાત્ર' એમ કહેવું જોઇએ.

(૭) 'Interpretation of History માં **તેઓનો** બિલકુલ પ્રવેશ નથી.' —રણજિતરામ, સદર

'તેઓનો' એ રૂપ ગૂજરાતીમાં ઓછું વપરાય છે, 'તેમનો' એ રૂપ જ વધારે પ્રચલિત અને શિષ્ટ ગણાય.

(૮) 'અને એ **ચેષ્ઠા** એ વારંવાર કરતા.'

—ચંદ્રશંકર પંડ્યા, 'ગૂજરાતનું વકતૃત્વ'

અહીં 'ચેષ્ઠા' મુદ્રણદોષ ન હોય તો એ ખોટું રૂપ છે; 'ચેષ્ટા' જ સાચો શબ્દપ્રયોગ છે.

(૯) 'આપ કરતાં મોટા અધિકારી કોણ છે ?,

—મણિલાલ નભુભાઇ દ્વિવેદી, 'બાવો બોલ્યો તે સત્ય'

તુલનાવાચક નામયોગી 'કરતાં' પૂર્વે ષષ્ઠીપ્રત્યય જોઈએ, માટે 'આપના' શુદ્ધ ગણાય.

(૧૦) 'જનસ્વભાવનાં લક્ષણો **મનોરમ્ય** રીતે મૂર્તિમાન કરનારાં સુભાષિતો અને એતો...'

—ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદી, 'સ્વ. ગોવર્ધનભાઇ'

'મનોરમ્ય' એવો પ્રયોગ સંસ્કૃતમાં નથી; 'મનોરમ' એ જ શુદ્ધ પ્રયોગ છે.

(૧૧) 'એણે કરી હોય એથીએ **ઘણી** કવિતાઓ એને નામે ગવાઈ છે.' —લીલાવતી મુનશી, 'મીરાંબાઈ–એક દૃષ્ટિ'

અહીં 'ઘણી' પછી 'વધારે'નો પ્રયોગ અપેક્ષિત છે.

(૧૨) 'હું સુધારાના સૈન્યનો કડખેદ **છઉં**...આપણે આપણા બીજા હજારો ભાઇઓ કરતાં આપણું ગુજરાતી બોલવું લખવું સારી પેઠે જાણીએ **છૈએ**'. —નર્મદ, 'રણમાં પાછાં પગલાં ન કરવા વિષે'

'છઉં' 'છૈએ' એ રૂપો હવે obsolete–અપ્રયોજ્ય ગણાય છે. એમને બદલે 'છું' અને 'છીએ' એ રૂપો આપણે વાપરીએ છીએ.

(૧૩) તે જાતના દોષને આપણા દેશમાં વસવા દેવો એ આપણી **જાહેરાત** ફરજોને ભુલી જવા સરખું છે.'

—નવલરામ, 'કરણ ઘેલો'

'જાહેરાત' નામ હોઈ એ વિશેષણ તરીકે ન પ્રયોજી શકાય. 'જાહેર' એ વિશેષણ જ અહીં વધારે યુકત છે.

(૧૪) 'તેનું પ્રાબલ્ય તો **નિશ્ચય** વધારે હોવું જ જોઇએ.'

—નવલરામ, સદર

'નિશ્ચય' નામ હોવાથી એનો અવ્યય જેવો પ્રયોગ દોષયુકત છે. કદાચ 'નિશ્ચે' એ મધ્યકાલીન તૃતીયાન્ત પ્રયોગથી ભ્રાન્તિમાં પડીને અહીં નવલરામે એ યોજ્યો હોય એ સંભવિત છે. અહીં 'નક્કી' કે 'અવશ્ય' જેવાં અવ્યયો વધારે બંધ બેસશે.

(૧૫) 'અને એ પણ કબૂલ કરવું **જોઇશે** કે...'

—ચંદ્રશંકર પંડ્યા, સદર

અહીં અંગ્રેજી should જેવા પ્રયોગથી દોરવાઇને ભવિષ્યકાળનું રૂપ વાપર્યું છે, તેને બદલે 'જોઇએ' એ અપૂર્ણ વર્તમાનનું રૂપ વાપરવું ઇષ્ટ છે.

(૧૬) 'વિદેશી **બિનજવાબદારી** સરકાર જોડે સહકાર એ તેને મન અકલ્પ્ય વસ્તુ હતી.' —કનૈયાલાલ મુનશી, 'લોકમાન્ય'

મુદ્રણદોષ ન હોય તો આ પ્રયોગ ખોટો છે. 'બિનજવાબદારી' એ નામ છે, [અને અહીં વિશેષણનો પ્રયોગ ઉદ્દિષ્ટ છે, માટે 'બિનજવાબદાર' એ વિશેષણરૂપ વાપરવું જોઈએ.

(૧૭) 'ધનની, અધિકારની કે શરીરની સંપત્તિ તમારા **સ્વાધીનમાં** નથી' —મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠી, 'કાળચક્ર'

'સ્વાધીન' વિશેષણ છે, અને કવચિત્ એ અવ્યયની માફક પ્રયોજાય છે. એનો નામ તરીકે ઉપયોગ એ જ રૂપે થતો નથી. અહીં 'તમારે સ્વાધીન' કે તમારા કબજામાં' એમ કહેવું જોઇએ.

(૧૮) 'કુટુંબ **નાતિ** વગેરેનું ભરણપોષણ...'

—નર્મદ, 'સ્વદેશાભિમાન'

'જ્ઞાતિ' એ તત્સમ, કે 'નાત' એ તદ્ભવ એમાંથી એક અહીં યોજવો જોઇએ. 'નાતિ'માં બંનેનો સંકર થયો છે.

(૧૯) 'કાળવર્ણનમાં એક **જગ્યો** પર એ ગ્રંથકર્તાએ એક મોટી એફિકરાઇ કીધી છે.' —નવલરામ, 'કરણઘેલો'

જગ્યા—જગા એ શુદ્ધ રૂપો છે.

(૨૦) '**ગંભીરાઈથી** વિચાર કરીએ તો...'

—નવલરામ, 'નાતવરા અને વરઘોડા'

અહીં તદ્ધિત પ્રત્યય ખોટો છે. 'ગંભીરતા' એ તત્સમ, કે 'ગંભીર-પણું' એ તદ્ભવ રૂપ અહીં વાપરવું જોઇએ. 'ગંભીરાઇ' સુરતમાં ઉચ્ચ વર્ગોમાં વપરાય છે; પણ શિષ્ટ ગૂજરાતીમાં એનો ઉપયોગ જાણીતો નથી.

(૨૧) 'ઉત્પન્નની વહેંચણીમાં ઝમીનદાર અને કામગાર વચ્ચેની

**મહામોટી** ખાઈ લગભગ પૂરાઇ જઈ...'
—બ. ક. ઠાકોર, 'ઝમીનદારી અને ઝમીનદાર વર્ગોમાં સાચી ક્રાન્તિ'

અહીં તદ્‌ભવ વિશેષ્યને તત્સમ વિશેષણ લગાડયું છે એ જરા કાનને ખૂંચે છે.

**અનુસ્વારની ભૂલો**—જોઇએ ત્યાં નહીં, અનાવશ્યક હોય ત્યાં વધારાનું અનુસ્વાર–અર્વાચીન લેખકોમાંથી કેટલાકમાં એટલી વ્યાપક હોય છે કે એની અહીં છૂટીછવાઇ નોંધ લેવાનો અર્થ નથી. આ ઉપરાંત સામાન્ય રીતે જોડણીની જે ભૂલો થાય છે તેનો પણ અહીં સમાવેશ કર્યો નથી. તત્સમ શબ્દોની સામાન્ય ભૂલો, તદ્‌ભવની જોડણીના મહત્ત્વના નિયમો, અને કેટલાક મહત્ત્વના શબ્દોની સાચી જોડણી ઇ૦ ની ચર્ચા આગળ 'જોડણી'ના પ્રકરણમાં કરી છે. તદ્ધિત અને કૃત્ રૂપોમાં ઘણીવાર ભૂલો થાય છે, માટે તદ્ધિત અને કૃત્‌ની સિદ્ધિની ચર્ચા જુદા પ્રકરણમાં કરી છે.

**(૨) પદના અન્વય અને** સંયોજન (ગોઠવણી) માં ઘણીવાર કર્ણદોષ વગેરેથી નીચે પ્રમાણે સરતચૂકો થઈ જાય છે.

(૨૨) 'વિદ્વાનો, હુન્નરીઓ, રાજાઓ, પુરુષ, સ્ત્રી અને બાળકો, તવંગર અને ગરીબો પોતાના કામમાં યશ મેળવવાને ઉપરાઉપરી **મચ્યા** રહેતા.'
—નર્મદ, 'સ્વદેશાભિમાન'

'મચ્યાં રહેતાં' જોઇએ, કારણ કે કર્તાપદોની જાતિ જુદીજદી છે, માટે ક્રિયાપદ નાન્યતર જાતિનો અન્વય લે છે.

(૨૩) 'કરણઘેલો...એ નામની એક વાર્તા આપણી ભાષામાં છપાઇને કેટલોક વખત **થયા** બહાર પડી છે.'
—નવલરામ, 'કરણઘેલો'

'વખત થયાં' જોઇએ. 'થયો'નું એ અવ્યયરૂપ સિદ્ધ કરતાં અનુસ્વાર આવશ્યક છે. સરખાવો જૂની ગૂજ૦ કૃદંતનો અવ્યયસાધક પ્રત્યય આં.

(૨૪) 'ખર્ચ તો દાયકે દાયકે...**વધ્યા જ** કરવાનો એ સિદ્ધ.'
—બ. ક. ઠાકોર, 'વીમો'

'વધ્યાં જ કરવાનો' એવો સાનુસ્વાર પ્રયોગ જોઈએ.

(૨૫) 'ફૂલોથી એને થતાં આનંદોલ્લાસનું વર્ણન.'

—બ. ક. ઠાકોર, 'રજની'

અહીં અનુસ્વાર અનાવશ્યક છે. 'થતા' એ કૃદંત પછીના પુલ્લિંગ નામ 'આનંદોલ્લાસ'ની સાથે અન્વિત હોવાથી, એના વિશેષણ રૂપ હોવાથી, એ પુલ્લિંગ પ્રત્યય સ્વીકારે. અર્થાત્ 'થતા' એ રૂપ વાપરવું જોઇએ.

(૨૬) એક વ્યવહારવાળો, તમામ વ્યવહારનાં સત્યને **સમજી શકવો** જોઇએ એવો નિયમ નથી.'

—મણિલાલ નભુભાઈ, 'બાવો બોલ્યા તે સત્ય'

અહીં 'સમજી શકવો' એ ક્રિયારૂપ જે સામાન્ય રીતે આ સંદર્ભમાં કર્મ સાથે અન્વિત થાય (સિદ્ધાન્ત સમજી શકવો, સત્ય સમજી શકવું ઇ૦), તેનો કર્તા સાથે અન્વય કરવાથી સમગ્ર રચના કઢંગી બની છે. આ વાકય નીચે પ્રમાણે મૂકવાથી વધારે સુવાચ્ય બને છે.

'એક વ્યવહારવાળો તમામ વ્યવહારમાં સત્ય સમજી શકે જ એવો નિયમ નથી.'

(૨૭) 'સુરેન્દ્રનાથનાં વ્યાખ્યાનો સાંભળતાં જેવાં લાગે તેવાં વાંચતાં નહિ–ફીરોજશાહનાં જેવાં **સાંભળતાં** તેવાં **વાંચતાં.**'

—ચન્દ્રશંકર પંડ્યા, 'ગુજરાતનું વકતૃત્વ'

ગૂજરાતી ભાષારૂઢિ પ્રમાણે અહીં ક્રિયાપદનો અધ્યાહાર નભી શકે તેમ નથી. લેખકે 'ફીરોજશાહનાં વ્યાખ્યાનો જેવાં સાંભળતાં લાગતાં તેવાં જ વાંચતાં પણ જણાતાં' એમ વિસ્તારથી પોતાનું વક્તવ્ય ક્રિયાપદો ઇ૦ મૂકીને સ્ફુટ કરવું જોઇતું હતું.

(૨૮) 'એમની નજર આગળ નવીન ગૂજરાત સ્વપ્નું નહોતું, પણ એક જીવન્ત વ્યક્તિ **હતી.**'

—કનૈયાલાલ મુનશી, 'રણજિતરામ'

' અહીં પહેલા સાદા વાકયમાં ક્રિયાપદ કર્તા સાથે અન્વય પામી

કર્તાનાં ('ગૂજરાત' એ પદનાં) જાતિવચન લે છે, ત્યારે તરત જ બીજા ઉભયાન્વયીથી સંકલિત વાક્યમાં ક્રિયાપદ ક્રિયાપૂરકનાં ('વ્યક્તિ' એ પદનાં) જાતિવચન લે છે. એથી બંનેનો વિરોધ આપણને સહેજ ખૂંચે છે. સામાન્ય રીતે કર્તા અને ક્રિયાપૂરકમાંથી અર્થદૃષ્ટિએ પ્રધાન પદનાં જાતિવચન ક્રિયાપદ લે. અહીં 'વ્યક્તિ' પછી 'રૂપ' કે 'સમાન' જેવું તુલનાવાચક અવ્યય મૂકયું હોય ('એમની નજર આગળ ગૂજરાત એક જીવન્ત વ્યક્તિરૂપ હતું') તો આ મુશ્કેલી દૂર થઈ જાય.

આટલાં ઉદાહરણો ઉપરથી વાકયના પદાન્વયની યોજના સંબંધે પૂરતો ખ્યાલ આવશે. 'પદાન્વય'ના વિભાગમાં જ દૂરાન્વય જેવા શૈલીદોષોની ચર્ચા કરવી ઘટે. પણ અનુકૂલતાને ખાતર આપણે આગળ શૈલીના વિભાગમાં એવા સામાન્ય અન્વયદોષોનો વિચાર કરીશું.

(૩) હવે આપણે ભાષાનું આન્તર સ્વરૂપ—શબ્દના અર્થ અને શૈલી ગુણોની ચર્ચા કરીએ. સંપૂર્ણ રીતે ઉદ્દિષ્ટ અર્થનું દ્યોતન કરે એવા **સુયોગ્ય શબ્દોની પસંદગી** એ સંસ્કારી, વિષયવર્તી ભાષાનું અતિ મહત્ત્વનું અંગ છે. ઘણીવાર લેખકો સંપૂર્ણ અર્થવ્યક્તિ સિદ્ધ કરે તેવો યોગ્ય શબ્દ વિચારીને યોજવાને બદલે પહેલો જે જડી આવે તે શબ્દ મૂકી દે છે. આથી ભાષાનું અર્થદ્યોતક સામર્થ્ય ઘટે છે.

(૨૯) 'પ્રો. ગજ્જર જતાં માત્ર ગુજરાતે જ નહિ, માત્ર મુંબઇ ઈલાકાએ જ નહિ, પરંતુ સમસ્ત ભારતવર્ષે એક પ્રતિભાશાળી વિજ્ઞાનશાસ્ત્રી, વ્યાવહારિક **અન્વેષણકાર**, સાહસિક ઉદ્યોગયોજક, **અર્વાચીન-કાલોચિત** શિક્ષણશાસ્ત્રી અને **ઉત્સાહમય** સમાજસેવક ગુમાવ્યા છે. પ્રો. ગજ્જર એક **આશ્ચર્યકારક પુરુષ** હતા.'

—ચન્દ્રશંકર પંડ્યા, 'પ્રો. ત્રિભુવનદાસ કલ્યાણદાસ ગજ્જર.'

અહીં કાળા છાપેલા શબ્દોમાં લેખકને અભિપ્રેત અર્થચ્છાયા યથાર્થ વ્યકત કરવાનું સામર્થ્ય નથી. 'અન્વેષણકાર'ની એવડી કૃતસિદ્ધિ અનાવશ્યક છે; 'અન્વેષક' કે 'સંશોધક' ચાલે. 'અર્વાચીન કાલોચિત' સમાસ ખૂંચે છે, તેમજ એમાં સામર્થ્યનો ભાવ, જે લેખકને અહીં ઇષ્ટ હોય એમ લાગે છે તે આવતો નથી. આથી આખા સામાસિક

પદને બદલે ' અદ્યતન સમર્થ ' એમ બે વિશેષણો મૂક્યાં હોત તો અર્થવ્યક્તિ વધારે સંપૂર્ણ થાત. 'ઉત્સાહમય' એ તદ્ધિતસાધિત પ્રયોગ પ્રમાણમાં ઓછો પરિચિત છે; અહીં લેખકને ' ઉત્સાહમૂર્તિ ' કે ' ઉત્સાહપૂર્ણ ' જેવો કોઈ શબ્દ અભિપ્રેત છે. આવી જ રીતે ' આશ્ચર્યકારક પુરુષ ' એ પ્રયોગ પણ યોગ્ય નથી. ' આશ્ચર્યકારક ' વિશેષણ સાધારણ રીતે નિર્જીવ પદાર્થોને માટે જ વપરાય છે, પુરુષના વિશેષણ તરીકે 'અદ્ભુત' 'વિલક્ષણ' જેવા શબ્દો જ સુયોગ્ય ગણાય.

(૩૦) ' એમની ઉમ્મરના કે એમનાથી ન્હાના કોઈ ગુજરાતીમાં એમનું **વિશિષ્ટ વકતૃત્વ** મ્હેં નથી જોયું.'

—ચન્દ્રશંકર પંડ્યા, ' ગુજરાતનું વકતૃત્વ '

' એમનું વિશિષ્ટ વકતૃત્વ'માં અંગ્રેજી his characteristic eloquence નું અનુકરણ છે. એ ખાસ ખોટો પ્રયોગ ન ગણાય, છતાં શુદ્ધ ગૂજરાતી ભાષાપ્રણાલી પ્રમાણે તો ' એમના જેવું સમર્થ ( કે સુન્દર કે પ્રભાવશાળી ) વકતૃત્વ ' એ પ્રયોગ વધારે સમુચિત ગણાય.

(૩૧) ' એ એમની સમયજ્ઞતા કે પોતાની વિદ્યામાતાના મન્દિર-વાસી બંધુઓ સાથે હૃદયની વાતચીત હોય–**ભભકાભેર** ભાષણ નહીં.'

—ચન્દ્રશંકર પંડ્યા, સદર

' ભભકાભેર ' એ ક્રિયાવિશેષણાત્મક રૂપ છે; એનો વિશેષણ તરીકે ઉપયોગ અનુચિત ગણાય. અહીં ' ભભકાદાર ' જેવું વિશેષણ વધારે બંધબેસતું આવશે.

(૩૨) 'તે સિવાય પણ તેણે તેમના **પ્રેમી આતિથ્યનો** ઉપભોગ ઘણીવાર કર્યો છે.'—ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદી, 'સ્વ. ગોવર્ધનભાઈ'

' પ્રેમી ' એ નામ છે, એનો 'વિશેષણાત્મક' પ્રયોગ ઠીક નથી લાગતો. માટે 'પ્રેમી આતિથ્ય'ને બદલે 'પ્રેમભર્યું' કે પ્રેમપૂર્ણ આતિથ્ય' જેવો પ્રયોગ કરવો જોઇએ.

(૩૩) ' એક બત્રીસ લક્ષણાનું બલિદાન તો અપાયું; પણ તેનું **સાફલ્ય ક્યારે સધાશે ?**' —કનૈયાલાલ મુનશી, 'રણજિતરામ'

અહીં 'સાફલ્ય કયારે સધાશે'ને બદલે ' હેતુ કયારે સિદ્ધ થશે',

'સાર્થકય ક્યારે થશે,' જેવા વાક્યપ્રયોગો વધારે સચોટ અર્થવ્યક્તિ કરી શકે.

(૩૪) 'બાલપણથી જ મીરાંનું મન સંસારમાં **રાચેલું** ન હતું.'
—શ્રીમતી લીલાવતી મુનશી, 'મીરાંબાઈ: એક દૃષ્ટિ'

અહીં 'રાચેલું'ને બદલે 'રાચે તેવું,' 'રાચનારું,' 'અનુરક્ત,' 'રાગવાળું' જેવાં વિશેષણાત્મક પદો, કે 'રાચ્યું,' 'રાચતું' જેવાં ક્રિયારૂપોનો પ્રયોગ વધારે યોગ્ય ગણાય.

(૩૫) 'એની શક્તિએ એને ઘણા પ્રાંતોમાં **પરિચિત** કરી.
—શ્રી. લીલાવતી મુનશી, સદર

'પરિચિત'ને બદલે અહીં વાક્યાર્થ 'પ્રસિદ્ધ' 'વિખ્યાત' જેવા શબ્દ માગે છે. 'પરિચિત' સામાન્યતઃ કર્તરિ અર્થમાં આવે છે. કર્મણિ અર્થમાં એનો પ્રયોગ કઢંગો લાગે છે. ઉપરાંત શુદ્ધ ગૂજરાતી વાક્યઘટનામાં કર્તૃપદે 'શક્તિ'ને બદલે 'એ (=મીરાં)'નો ઉપયોગ વધારે સુઘટિત લાગે.

આવાં અનેક ઉદાહરણો ભિન્ન ભિન્ન લેખકોમાંથી આપી શકાય તેમ છે, પણ આટલાં ઉદાહરણોથી સમુચિત શબ્દપસંદગીના મહત્ત્વનો ખ્યાલ આવશે.

કેટલાક લેખકો જાણીતા શબ્દોને અપરિચિત અર્થમાં પ્રયોજે છે. ઉ. ત. 'બ્રહ્મચર્ય'નો 'બ્રહ્મવિદ્યાનો અભ્યાસ' એ અર્થમાં પ્રયોગ તાત્ત્વિક રીતે ખોટો ન કહેવાય, છતાં ગૂજરાતી રૂઢિને એ માન્ય નથી. બેશક, તત્ત્વચિંતન, અર્થશાસ્ત્ર, રાજકારણ, સમાજશાસ્ત્ર જેવા શાસ્ત્રીય વિષયોની પરિભાષા ઘડતાં જાણીતા શબ્દોમાં વિશેષ અર્થનો સંકેત[૬] કરવો પડે છે. આ જ પ્રકારે પ્રચલિત શબ્દોને સ્થાને અપ્રસિદ્ધ શબ્દો વાપરવા એ પણ દોષ ગણાય. સ્વ. કવિ બોટાદકર કોઈ કોઈ વાર એમની કવિતામાં સ્વાન્ત (હૃદય), હસન્તી (સઘડી) જેવા અતિ વિરલ પ્રચારવાળા, ક્વચિત્ તો કોષ બહાર જેનું અસ્તિત્વ ન હોય તેવા, સંસ્કૃત શબ્દો વાપરે છે એથી એમની ભાષા ઘણીવાર દુર્બોધ બને છે.

૬. અર્થાત્ જાણીતા શબ્દોને વિશેષ અર્થમાં પ્રયોજવા પડે છે. 'સંકેત' સંબંધે પછીનું પ્રકરણ જુઓ.

આથી જ સંસ્કૃત શબ્દોના આવા અપરિચિત પ્રયોગોની સ્વ૦ નવલરામે 'સંસ્કૃતમય ગૂજરાતી' એ વિવેચનલેખમાં સચોટ ટીકા કરી છે.

(૪) કેટલીક વાર લેખકો **ગંભીર લખાણમાં** ઉતાવળથી **વાતચીતીયા** (colloquial) કે **ગ્રામ્ય શબ્દો** વાપરી નાખે છે. સર્જક સાહિત્યમાં વાસ્તવિકતાના રંગો પૂરવાને વાતચીતની ભાષા ઘણી વાર ઉપયોગી નીવડે છે, પણ ગંભીર લખાણોમાં એને વિરલ સંયોગોમાં જ સ્થાન મળે. નીચે આવાં થોડાંક ઉદાહરણો આપ્યાં છે.

(૩૬) '**એઓની વખતમાં** વિદ્યા અને હુન્નરોએ સારાં રૂપો લીધાં...**તેઓના વારામાં** દેશની સ્થિતિ આહા કેવી દીપતી હતી !... એવી દોલત કરવાને લોકો **પોતા પાંતીનું** દેણુ યથાશકિત ઉમંગથી આપી દેશીઓનું રૂડું આચરે છે...' —નર્મદ, 'સ્વદેશાભિમાન'

અહીં નિર્દેશેલા વાતચીતીયા શબ્દોને બદલે 'એમના વખતમાં', 'તેમના કાળમાં', 'પોતાના તરફનું' જેવા પ્રયોગો જોઇએ.

(૩૭) 'સરકાર કાયદા કરી તે ચાલ કહડાવે છે ત્યારે **જખ મારીને** કબૂલ કરો છો. એમાં આબરૂ આપણી **ભાઈઓ** ?...પણ તે દહાડા કયાં ગયા ? **હાયહાય ! રામરામ !** —નર્મદ, સદર

અહીં કાળા છાપેલા શબ્દોમાં ભાષણીયા (declamatory) વાતચીતીયા (colloquial) તત્ત્વો છે. સુધારક નર્મદની તો એ સ્વેચ્છાએ સ્વીકારેલી શૈલી હતી, પણ સાધારણ રીતે ગંભીર લખાણોમાં આ પ્રકારની લઢણો ન વાપરવી જોઇએ.

(૩૮) 'કાળવર્ણનમાં એક **જગ્યો** ઉપર એ ગ્રંથકર્તાએ એક મોટી બેફિકરાઇ કીધી છે તે જોઇને અમે ઘણા **દલગીર છઇએ**...એ પોતાનું સામર્થ્ય એને **માલમ** હોય એમ જણાય છે...લોકોના મનની હમણાંની હાલત ઉપર **નજર પોંચાડતાં** આજે એમ લાગે છે કે...'
—નવલરામ, 'કરણઘેલો'

અહીં નોંધેલા શબ્દોમાં વાતચીતીયા લઢણ (colloquialism)નો દોષ છે.

(૩૯) **'તમે મમતે મુસલમાન થાઓ છો.'**

—નવલરામ, 'નાતવરા અને વરઘોડા'

(૪૦) 'પરિષદ્‌મંડળ જ મુખ્ય સંસ્થા, પરિષદ તો જાણે સમઝયા.' —બ. ક. ઠાકોર, 'પરિષદ પ્રવૃત્તિ'

(૪૧) 'ત્યારે મેં ધાર્યું, ચાલો ! ગુજરાતમાં વિલાયતગમનના સવાલનો અંત આવ્યો ખરો.' —બ. ક. ઠાકોર, અંબાલાલભાઇ

(૪૨) '...અરે આ માનવીઓ સુધરે ! અરે આ વાંદરાઓ મારું સાંભળે !—એજ એની લગની.' —બ. ક. ઠાકોર, 'લિરિક'

આ બધાં અગંભીર વાતચીતીયા ઢબનાં ઉદાહરણ છે. સંભાળીને યોગ્ય સ્થાને ઉપયોગ કરવામાં આવે તો આ પ્રયોગોમાં વિલક્ષણ સચોટતા અને અર્થસામર્થ્ય રહેલાં છે. પણ એ હમેશની સસ્તી લઢણ ન બની જાય એ માટે સાવચેત રહેવું ઘટે.

(૪૩) 'તેમના હૃદયના સંબંધીઓ ઉપરનો તેમનો ખરો **દુંટીનો** ઉમળકો... —ઉત્તમલાલ ત્રિવેદી, 'સ્વ. ગોવર્ધનભાઈ'

અહીં 'અંતરનો' એ પ્રયોગ વધારે શિષ્ટ ગણાય.

(૫) ગંભીરગદ્યમાં **પ્રાન્તિક પ્રયોગોને** (Provincialisms)ને પણ સ્થાન નથી, જો કે વાર્તાનવલાદિ સર્જક સાહિત્યમાં એ સ્થલાદિકની[૪] સુરેખ પશ્ચાદ્‌ભૂમિ આલેખતાં હોવાથી ઉપયોગી છે. નીચે થોડાક પ્રાન્તિક પ્રયોગોના દાખલા આપ્યા છે.

(૪૪) "આપણું ને સામાનું બંનેનું સેન જોયા **કરું** છ ને તે ઉપર વિચારો **કર્યાં કરૂં છ.**'

—નર્મદ, 'રણમાં પાછાં પગલાં ન કરવા વિષે'

આ સૂરતી વાતચીતીયા (colloquial) પ્રયોગો છે; અહીં શિષ્ટ રૂપ 'કરૂં છું' વધારે યોગ્ય ગણાત.

(૪૫) 'ઇત્યાદિ વિષયોનું વર્ણન એવી છટાથી **કીધું** છે...એવો અમારો **પકકો** અભિપ્રાય છે...ગ્રંથકર્તાએ એક બે ઠેકાણે **સજ્જડ ભૂલ ખાધી છે.'** —નવલરામ, 'કરણઘેલો'

---

૪. જેને અંગ્રેજીમાં local colouring કહે છે.

આ સુરતી શબ્દપ્રયોગો છે.

(૪૬) 'કંઈ પણ સંપત્તિ હોય તેને લોકોપકારમાં **વાવરી** વાખ્યું એ જ તમારું સમજજો.' —મનઃસુખરામ ત્રિપાઠી, 'કાળચક્ર'

'વાવરી' એ ચરોતરી પ્રયોગ છે, અને ક્વચિત્ કાઠિયાવાડમાં પણ એ વપરાય છે. 'વાપરી' એ શિષ્ટ રૂપ છે.

સામાન્ય રીતે ગદ્યશૈલીમાં વાતચીતીયા ઢબ, ગ્રામ્યતા કે પ્રાન્તિકતા ન જોઈએ. રા. બ. ક. ઠાકોરનાં લખાણમાં વાતચીતની ઢબ (colloquialisms) સ્થળે સ્થળે જડશે, જો કે એમનો પ્રયોગ બુદ્ધિપૂર્વકનો શૈલીમાં અભિનવતા, સચોટતા અને સામર્થ્ય આવે એ હેતુથી કરેલો હોય છે. ગ્રામ્યતા અને અશ્લીલતા નવલરામના 'ભટનું ભોપાળું' એ નાટકમાં કેટલેક સ્થળે નજરે પડશે. એ મોલિયેરનું અનુકરણ છે તેથી તેમજ તે સુધાર્યા પહેલાં જ નવલરામનું અવસાન થવાથી એવી અશ્લીલ ભાષા રહી ગઇ છે. કવિ દલપતરામના 'મિથ્યાભિમાન નાટક'માં કેટલેક સ્થળે ભાષામાં ગ્રામ્યતા આવી ગઈ છે. સંસ્કૃત કાવ્યવિવેચનમાં ગ્રામ્યતા અને અશ્લીલતાને મોટા દોષ ગણવામાં આવે છે.

(૬) કેટલાક લેખકોમાં ગૂજરાતી ભાષારૂઢિને અનુકૂળ ન હોય તેવાં **અંગ્રેજી રૂઢિનાં અનુકરણો** જોવામાં આવે છે. આથી કઢંગાપણા ઉપરાંત સ્પષ્ટ, સુરેખ અર્થવ્યક્તિમાં પણ અડચણ થાય છે.

(૪૭) 'નવા વિષયને જનમ આપનાર ઉપર નકામા સખ્ત થવું એ જેમ **એક હાથ ઉપરથી** ગેરવ્યાજબી અને અવિવેકી છે...'

—નવલરામ, 'કરણઘેલો'

અંગ્રેજી on the one hand નો અનુવાદ; શિષ્ટ ગૂજરાતીમાં 'એક તરફથી' વપરાય છે.

(૪૮) 'જો એ ભાગ સારો લખાયો તો તે ગ્રંથકર્તાના **માથાનું અર્ધું જોખમ** ઊતરી ચૂક્યું એમ જાણવું.' —નવલરામ, સદર

અહીં પણ અંગ્રેજી રૂઢિની છાયા છે.

(૪૯) 'એમ નથી ઇચ્છતાં કે અમે પોતે એટલો ઉદ્યોગ કરીએ,

...અને એમ જે મ્હોટાં જણાતાં હોય તેમને **જઇ પહોંચીએ.'**

—મણિલાલ નભુભાઇ, 'સ્પર્ધા'

અંગ્રેજી approach them નો અનુવાદ; 'સમાન થઈએ' એ ગૂજરાતી પ્રયોગ વધારે સમુચિત છે.

(૫૦) 'ઉચ્ચ અધિકાર એ કંઈ હંમેશાં **યોગ્ય અધિકારની બરાબર** નથી.' —મણિલાલ નભુભાઈ, 'બાવો બોલ્યા તે સત્ય'

અંગ્રેજી is not the same as નું સીધું અનુકરણ. 'અધિકારની ઉચ્ચતાની સાથે યોગ્યતા હંમેશાં જોડાયેલી હોય છે જ એમ નથી,' એ રૂપનું ગૂજરાતી રૂઢિનું વાક્ય વધારે ઠીક લાગે.

(૫૧) 'સામાને આપણા પૂજ્ય **જેવું** કે મિત્ર **જેવું** ગણીએ છીએ.'

—મણિલાલ નભુભાઈ, 'સ્પર્ધા'

અંગ્રેજી like નું રૂપાંતર; છતાં નભી શકે. 'સમાન' કે 'સમું' આ સંદર્ભમાં વધારે સારા શબ્દો છે.

(૫૨) 'એ ગ્રામ્ય અને **વગડાઉ વર્ગો** પૂરતું લશ્કર પૂરતા સમય લગી જે પૂરું પાડે તે રાજ્ય લાંબો કાળ ટકી શકે.'

—બ. ક. ઠાકોર, 'ઝમીનદારી અને ઝમીનદાર વર્ગોમાં સાચી ક્રાન્તિ'

અંગ્રેજી forest races નો અનુવાદ; 'વન્ય' કે 'વનનિવાસી' જેવા પ્રયોગો વધુ પ્રશસ્ય.

(૫૩) 'ગુજરાત કાઠિયાવાડમાં હાલના ખેડૂતોની શી સ્થિતિ છે તે જરા જોઇએ......**બીજે છેડેથી** જુઓ......પાછા **આગલા છેડેથી** જોઇએ.' —બ. ક. ઠાકોર, સદર

અંગ્રેજી from the other end, from this end નો તરજૂમો. 'બીજી બાજુથી,' 'પહેલાં કર્યું તેમ', 'પૂર્વના દૃષ્ટિબિંદુથી' કે એવા પ્રયોગો વધારે સ્વીકાર્ય ગણવા જોઇએ.

(૫૪) ગામડાનો વતની......શહેરો અને પ્રાન્તોની વિશાળ વ્યવસ્થાઓમાં સામીલ થવાનો **દાવો કરે.'**

—રમણભાઇ નીલકંઠ, 'કર્તવ્યની પદવી'

અંગ્રેજી claim to નું અનુકરણ. ગૂજરાતીમાં 'હક કરે, કરતો આવે, 'આગ્રહ રાખે' જેવા પ્રયોગો વધારે રૂઢ છે.

(૫૫) 'ગુજરાતનાં હુન્નરકલા કારીગિરીના ઉદ્ધારનો પ્રશ્ન જેવો ને તેવો **અનુત્તર** હજી ઊભો છે.'

—ન્હાનાલાલ, 'શ્રીમંત મહારાજ સયાજીરાવ ગાયકવાડ'

અંગ્રેજી The question still remains unanswered જેવા વાક્યપ્રયોગનું રૂપાન્તર. આનું બરાબર પ્રતિરૂપ ગૂજરાતીમાં શોધવું મુશ્કેલ છે, પણ 'પ્રશ્નનો ઉકેલ આણવાનો હજી બાકી છે' એવી રચના ગૂજરાતી રૂઢિને જરૂર વધારે અનુકૂળ પડે.

(૫૬) 'વિદ્યા **તે શું**? સુધારો **તે શું**?......દેશનું ભલું **તે શું**?...તમારો **માણસરૂપે શો હક્ક** છે? —નર્મદ, 'સ્વદેશાભિમાન'

આગળનાં ત્રણ વાક્યોમાં what is learning ઇ૦ અંગ્રેજી રૂઢિનું અનુસરણ છે; ત્યાં 'વિદ્યા એટલે શું' અથવા 'વિદ્યાનો અર્થ શો' એવા પ્રકારની રચના જોઇએ. છેલ્લું વાક્ય what are your rights as man? જેવા અંગ્રેજી વાક્યનો કઢંગો અનુવાદ છે; ત્યાં 'માણસ તરીકે તમારા શા હક્કો છે?' જેવી કોઇ ગૂજરાતી રચના જોઇએ.

(૫૭) 'ગુજરાતી સાહિત્ય એવા અનુપમ ગ્રંથોથી **બેનસિબ** હોય.'

—રણજિતરામ,' ચાણાકયનંદિની'

અંગ્રેજી unfortunateનો તરજૂમો. 'વિહોણું' કે 'ના વિના દરિદ્ર' કે એવા કોઇ શબ્દોની અહીં અપેક્ષા છે.

(૫૮) 'એમનો **વિચારશીલ અભિપ્રાય** મને સુધારવા તૈયાર રહેતો...' —કનૈયાલાલ મુનશી, 'રણજિતરામ'

considered opinionનું પ્રતિરૂપ. 'પરિપકવ કે ઠરેલ અભિપ્રાય' ગૂજરાતીમાં વધારે પ્રચલિત છે.

(૫૯) 'એમની નજર આગળ **ગુજરાત** સ્વપ્નું નહોતું, પણ **એક જીવન્ત વ્યકિત હતી.**' —કનૈયાલાલ મુનશી, સદર

To him Gujarat was a living entity જેવા અંગ્રેજી વાક્યનું રૂપાન્તર. આગળ ચર્ચ્યા પ્રમાણે 'જીવન્ત વ્યક્તિ સમું હતું' એવો ફેરફાર કરીએ તો વાક્ય ગૂજરાતીને વધારે અનુસરતું બને.

(૬૦) 'એણે કરી હોય તેથીયે ઘણી કવિતાઓ **એને નામે** ગવાઈ છે.' —શ્રીમતી લીલાવતી મુનશી, 'મીરાંબાઈ: એક દૃષ્ટિ'

under her name નું રૂપાન્તર. લેખિકાને 'એને નામે ચડી ગઈ છે' એમ કહેવું છે.

(૬૧) 'આમ આ **ગીતધ્વનિયે અલૌકિક આનંદ આપવાનું** કારણ શું ?' —નરસિંહરાવ, 'દૂરથી ગીતધ્વનિ'

What is the reason of the melody giving pleasure ? જેવી અંગ્રેજી રૂઢિનું અનુસરણ. 'ગીતધ્વનિએ' એ તૃતીયાન્ત પ્રયોગ અહીં જરાક કઢંગો લાગે છે. 'આનંદ આપે છે' કરતાં 'આનંદ થાય છે' એ પ્રયોગ વધુ રૂઢ છે. 'આમ આ ગીતધ્વનિથી અલૌકિક આનંદ થવાનું કારણ શું ?' એવું વાક્ય ગુજરાતી ભાષારૂઢિને વધુ માન્ય ગણાય.

આપણી વિચારસરણી ઉપર અંગ્રેજી વાઙ્મયની ઘણી અસર થઇ છે અને એક રીતે એમાં કશું અનુચિત પણ નથી. એ અંગ્રેજી વાઙ્મયના વિચારાદિકને જ્યારે ગૂજરાતીમાં ઉતારવાનો પ્રસંગ આવે છે ત્યારે ઘણી વાર શબ્દવાક્યાદિકનાં યોગ્ય પ્રતિરૂપો મળતાં નથી. સ્વાભાવિક રીતે જ સમાન ઉદ્‌ગમવાળી નહીં તેવી ભાષાઓનાં રૂઢિસ્વરૂપો ભિન્ન ભિન્ન હોય છે. આવે પ્રસંગે શબ્દશઃ તરજૂમો[૫] ન કરતાં આવશ્યક

---

૫. નીચેનાં વાક્યોમાં અંગ્રેજી રૂઢિનો લગભગ શબ્દશઃ તરજૂમો હોવાથી ભાષા કઢંગી બની છે.

એવું ન કરવું કે **જેને લીધે** પસ્તાવું પડે. (જેથી)
ટોળું વિખરાઇ **જતાં સુધી** થોભો. (જાય ત્યાં સુધી)
એનો **શું** ભાવ છે? (અંગ્રેજી અવિકારી what નો અનુવાદ; 'શો' જોઇએ.)
**શું** વાત કરો છો? ('શી' જોઇએ)
એની **સામું** જોતો હતો. (towards અવિકારી નામયોગીનો અનુવાદ; 'સામે' જોઇએ.)
**મને** ત્યાં આવવું છે. ('મારે' જોઇએ)
**જીવંત** ઉત્સાહ, શૌર્ય અને સ્વદેશપ્રેમ રૂપ એ વીર યુદ્ધમાં મરાયો. (મૂર્તિમંત)
**નગ્ન** સત્ય (ઉઘાડું, તદ્દન)
શિક્ષકે તેને કહ્યું કે **તેણે** બરાબર પાઠ **લખવા**. (તમારે બરાબર પાઠ લખવા એમ જોઇએ. પરોક્ષ રચના ગૂજરાતીમાં નથી.)

હોય તો શબ્દરૂપમાં સહેજ છૂટ લઇને પણ મૂળનો અર્થ બરાબર વ્યક્ત કરે તેવી રૂઢિ સ્વભાષામાંથી શોધીને મૂકવી જોઇએ. મૂળ આદર્શ પાસે ન હોય છતાં સીધી સ્વભાષામાં થયેલી સ્વતંત્ર રચનાની માફક જે સુવાચ્ય અને પ્રાસાદિક હોય તે જ સાચો, સફળ અનુવાદ ગણાય.

(૭) અહીં સુધી આપણે ભાષાશુદ્ધિનાં બાહ્ય અને આન્તર તત્વો તપાસ્યાં. હવે **શૈલીગુણોનું** સામાન્ય રૂપનું વિવેચન કરીએ.

શૈલીનો સહુથી મહત્વનો ગુણ **પ્રસાદ** કે સરળતા છે. વાંચતાં વાર જ જેમાંથી અર્થબોધ થાય તેવા પ્રસન્નનિર્મલ લખાણમાં પ્રસાદ ગુણ રહેલો છે એમ કહેવાય છે. અરૂઢ અર્થમાં યોજેલા શબ્દો, ક્લિષ્ટ કઢંગી વાકયરચના વગેરે પ્રસાદને નષ્ટ કરે છે. ગાંધીજીની અને એમના અનુયાયી લેખકોમાંથી ઘણાખરાની ભાષામાં પ્રસાદ ગુણ રહેલો છે. ગાંધીજી ગંભીર ચિંતનપૂર્ણ ચર્ચામાં કેટલી પ્રસન્ન ભાષા વાપરે છે તેનો નીચેના ઉદાહરણથી કંઇક ખ્યાલ આવશે.

(૬૨) 'હિંદુ વિધવાને ઘડીને વિધાતાએ હાથ ધોઈ નાંખ્યા છે. જ્યારે જ્યારે પુરુષવર્ગને પોતાનાં દુઃખની કથા કરતો હું સાંભળું છું ત્યારે વિધવા બહેનોની પ્રતિમા મારી પાસે ખડી થાય છે. પોતાનું દુઃખ રોનાર પુરુષને જોઇ હું હસું છું. હિંદુધર્મ સંયમને ઊંચામાં ઊંચી કોટિએ લઇ ગયો છે અને વૈધવ્ય તેની પરિસીમા છે.'

—'ત્યાગમૂર્તિ અને બીજા લેખો.'

**વિષયવર્તિત્વ** એ શૈલીનો બીજો પ્રધાન ગુણ છે. પ્રસાદના વ્યાપક ગુણના પોત ઉપર વિષયાનુસાર પ્રૌઢગંભીર, ઓજસ્વી કે હળવી શૈલીની વેલબુટ્ટી શોભી ઊઠે. ગંભીર ચિંતનાત્મક લેખોમાં પ્રૌઢગંભીર, અર્થઘન શૈલી જોઇએ, જેનું નિદર્શન સરસ્વતીચંદ્રના ચિંતનાત્મક ખંડોમાં, સદ્‌ગત નરસિંહરાવના કલાન્વેષણના લેખોમાં, અને આચાર્ય આનંદશંકરના ધર્મચિંતનમાં મળે છે. આવેશભર્યાં લખાણોમાં વક્તવ્ય ઓજસ્વતી, વેગવતી શૈલી વિના નિસ્તેજ, નીરસ લાગે. નર્મદમાં, શ્રી૦ મુનશીમાં, સૌરાષ્ટ્રમંડળના શ્રી૦ મેઘાણી જેવા લેખકોમાં, ધૂમકેતુમાં ઓજસ્ તત્વ સ્થળેસ્થળે નજરે પડશે. હળવી શૈલી

હાસ્યરસના ભિન્ન ભિન્ન સ્વરૂપો માટે આવશ્યક છે. શ્રી૦જ્યોતીન્દ્ર દવેની સંસ્કારી અગંભીર શૈલી, શ્રી૦ ધનસુખલાલની ગાંભીર્યાભાસી વિનોદી શૈલી, સ્વૈરવિહારીની લાક્ષણિક કટાક્ષશૈલી અને કાકાસાહેબની નૈસર્ગિક વિનોદની ફૂલગૂંથણીવાળી ઋજુમધુર પ્રસન્ન શૈલી એ સર્વ હાસ્યરસની હળવી શૈલીનાં સ્વરૂપાંતરો છે. આ સર્વનાં ઉદાહરણો અહીં નોંધવાં શકય નથી, એટલે વિષયવર્તી ગંભીર શૈલીના બેત્રણ નમૂના જોઇએ.

(૬૩) 'પૂર્વમાં આંબાનાં વન, અતિવિસ્તારી અસંખ્ય વડની ઘટાઓ, શેરડીનાં ખેતર ઇત્યાદિથી આ ન્હાના ગામડાની દૃષ્ટિસીમા રોકાઈ ગઈ હતી. ઊંચાં ને લીલાંસૂકાં તાડનાં વન દક્ષિણ દિશામાં સુંદરતાની ધજાઓ પેઠે ફરકતાં હતાં અને તેમનાં લાંબાં તથા ફાટયાં ત્રુટયાં પાંદડાં પટાવાળા ધ્વજપટથી જુદી જાતનાં ન હતાં. ભદ્રા નદીની સુભદ્રા નામની શાખા પૂર્વમાંથી દક્ષિણમાં આવી વાંકીચૂંકી ગતિથી ચાલતી સર્વ વનોમાંનાં પાંદડાં તથા ફળપુષ્પોને પોતાની છાતી ઉપર વહેતી મંદ પણ સ્થિર ઝીણો સુસ્વર કરતી તાડના મૂળ આગળ આવી સમુદ્રમાં ભળતી હતી.' —ગોવર્ધનરામ, 'સરસ્વતીચંદ્ર' ભા૦ ૨

વર્ણનાત્મક ગંભીર શૈલીનું આ સુંદર ઉદાહરણ છે.

(૬૪) 'હેવા અનેકમાર્ગી સેવા કરનારા ગુર્જરીમાતાના ભક્તને વાચક બન્ધુ ! હવે વિસરીશ નહિં. સરસ્વતીના મંદિરમાં જ્ઞાનની દીપિકા જીવનપર્યંત ભક્તિપુરઃસર ધરી અંતે પરમધામમાં પ્રયાણ કરતે એ દીપિકા બીજા પૂજકોને ઉપાડી લેવા માટે દીધી. બીજા પૂજકો એ ઉપાડી લેનારા મળ્યા અને મળશે; પરંતુ હેણે કરેલી સેવા અદ્વિતીય જ રહેશે.' —નરસિંહરાવ, મનોમુકુર ભા૦ ૧, 'નવલરામ'

અહીં નિવાપાંજલિને યોગ્ય લાગણી અને અલંકારચારુ કવિત્વનો સુભગ યોગ થયો છે.

(૬૫) 'ઘેરાયેલા આકાશમાં જ્યારે ભીષણગંભીર મેઘગર્જના થાય છે, ત્યારે મોરને કળા કરી નાચવાનું અને પોતાના ઊંડા ટહુકાથી વાર્ષિકી સૃષ્ટિને એકસામટું આમંત્રણ અને અભિનંદન કરવાનું મન

થાય છે. રાષ્ટ્રના જીવનમાં જ્યારે કોઈક ધીરોદાત્ત બનાવ બની આવે છે, ત્યારે વિપુલકલ્પનાશીલ કવિઓને જીવનસાગરમાં ફરી અવગાહન કરી તત્વચિંતનનાં મોતી કાઢવાનું શૂર ચડે છે.'

—કાકા કાલેલકર, 'વિશ્વશાંતિ'ના આમુખમાંથી.

અહીં રંગપ્રધાન વિવેચનને અનુરૂપ મનોરમ શૈલી છે.

પ્રાસાદિક અને વિષયવર્તી શૈલીમાં **ક્લિષ્ટતાનો ત્યાગ** અત્યન્ત આવશ્યક છે. લખાણમાં ક્લિષ્ટતા કે દુર્બોધતા ભિન્ન ભિન્ન કારણોથી આવે છે. કેટલાંક લખાણોમાં સાકાંક્ષ પદોની પછી આકાંક્ષાપૂરક શબ્દો ન આવવાથી, અરૂઢ અર્થમાં શબ્દો યોજવાથી, ગંચવણભરેલા અલંકારોથી, વાકયરચનાનો વચ્ચેથી પરિવર્ત થવાથી, સંકલના શિથિલ હોવાથી, વાકયમાં પદો દૂરાન્વિત હોવાથી, મિશ્ર વાકયોમાં પ્રમાણ બહાર વિશેષણોના ભારમાં વકતવ્ય દબાઇ જવાથી–એ વગેરે ઘણાં કારણોથી વક્તવ્ય ક્લિષ્ટ કે દુર્બોધ બને છે. પ્રો. બ. ક. ઠાકોરનું ગદ્ય બલિષ્ઠ અને સુગ્રથિત હોવા છતાં એમાં કેટલેક સ્થળે ક્લિષ્ટતા નજરે પડશે. જેમકે,

(૬૬) 'જે સિદ્ધાન્તોનો ધક્કેલેલા એઓ બોધ પ્રચાર–પાલન–પલાવનમાં ઉમંગભર કર્તવ્યપરાયણ રહેતા તે વ્યવહારુ રાજવિદ્યા, સંસારવિદ્યા અને જીવનવિદ્યાની સુસ્પષ્ટ વિધિનિષેધયુકત, લાભાલાભ-રૂપ દીસી આવે એવાં ફલોનાં ઝુમખાંથી અલંકૃત અને સદાસર્વદા આચરવાયોગ્ય આજ્ઞાઓ જ હતી.' —બ. ક. ઠાકોર, 'અંબાલાલભાઈ'

અહીં અતિસંક્ષેપની સિદ્ધિ માટે આણેલું વિશેષણપ્રાચુર્ય અને અસ્પષ્ટ અદઢ અન્વય બંને દોષોથી વક્તવ્યમાં દુર્બોધતા આવી છે.

જેમ અતિસંક્ષેપ દોષ છે તેમ ખોટો વાકયપ્રસ્તાર પણ દોષ ગણાય. વકતવ્યમાં **લાઘવ** અને શબ્દોનું અનાવર્તન એ શૈલીકારની સ્પૃહણીય સિદ્ધિ ગણાય.

નીચેના સદ્. ચંદ્રશંકર પંડ્યાના એક નાના લેખમાં એના એ જ શબ્દો ફરી ફરી કેવી રીતે પુનરાવર્તન પામે છે તે જુઓ. આટલું બધું એક જ પ્રકારની શબ્દાવલીનું આવર્તન વક્તવ્યને એકધારું

(monotonous) અને નીરસ કરી નાંખે.

(૬૭) 'તેઓ એક **પ્રતિભાશાળી વ્યકિત તરીકે સ્વીકારાતા** ...સ્વીકૃત નિયમોનો અપૂર્વ પ્રયોગ એવી રીતે કરવો કે જે વ્યવહારિક ઉપયોગિતાવાળો હોય એમાં એમની **પ્રતિભા જણાઈ આવતી.** રાણીનું પૂતળું સાફ કરનાર તરીકે જે ખ્યાતિ પ્રો. ગજ્જર મેળવી શકયા હતા તે એ **પ્રતિભાથી જ**...ઉપયોગી દવાઓના શોધનાર તરીકે એઓ જે પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી શકયા હતા તે એ **પ્રતિભાના પરિણામે જ**...અને કેટલાંયે મનુષ્યો મૃત્યુના મુખમાંથી બચ્યાં હશે ત્હેનું માન તે લોકકલ્યાણમાં યોજાયેલી **પ્રતિભાને જ ઘટે છે...** વિજ્ઞાનના અભ્યાસને યુનિવર્સિટીમાં યોગ્ય સ્થાન આપવા તેમણે **જેવા તેવા** પ્રયાસો કર્યા નથી...રસાયનશાસ્ત્રના પ્રદેશમાં વિશેષતઃ પ્રો. ગજ્જરની સેવાઓ **જેવી તેવી** નથી... પ્રેરણાશકિત એ શિક્ષકનો **જેવો તેવો** ગુણ નથી અને એ ગુણમાં પ્રો. ગજ્જરની બરાબરી કરી શકે એવા અધ્યાપકો વિરલ હશે. તે સર્વે સંસ્થાઓ ત્હેમને **જેવી ત્હેવી** આભારી નથી....વનિતાવિશ્રામને પણ ત્હેમના તરફથી **જેવું તેવું** ઉત્તેજન મળતું ન હતું.'

—ચન્દ્રશંકર પંડ્યા, 'પ્રો. 'ત્રિભુવનદાસ કલ્યાણરાય ગજ્જર'

**નાદમાધુર્ય** એ સૌંદર્યનું આવશ્યક તત્ત્વ છે, અને એ કર્ણકટુ ન હોય તેવા મધુર ધ્વનિવાળા (ટ–વર્ગ અને એના સંયુકતાક્ષરો, અઘોષ વ્યંજનો ઇ૦ જેમાં ન હોય તેવા) શબ્દોથી સિદ્ધ થાય છે. 'નર્મકવિતા' અને સ્નેહમુદ્રા'ના કેટલાક ભાગનું સૌંદર્ય કર્ણકટુ પદોથી કથળે છે. બેશક, જરૂરી જ હોય ત્યાં સ્પષ્ટ સંકેતવાળો કોઈપણ શબ્દ પ્રયોજી શકાય, પણ ગદ્યકારની દૃષ્ટિમાંથી નાદમાધુર્યનું તત્ત્વ ખસી ન જવું જોઈએ.

સારા લખાણમાં આદિથી અન્ત સુધી **એકધારી** વિષયને અનુસરતી **શૈલી** હોવી જોઇએ. એક જ પ્રસ્તુત વિષયને નિરૂપતાં ભાષા કોઈવાર પ્રૌઢગંભીર અને કોઈવાર નિસ્તેજ, હળવી બની જાય એ શૈલીનું દૂષણ ગણાય. સામાન્ય લેખકોનાં વાર્તાનવલાદિકમાં ઘણીવાર

આરંભ ચમકદાર હોય છે, પણ એનું છેક સુધી નિર્વહણ થતું નથી, એ વાંચનારને ખૂંચે છે.

**લખાણની ક્રમબદ્ધતા** એ બાહ્ય દૃષ્ટિએ નજીવો લાગે છતાં અતિ આવશ્યક એવો ગુણ છે. યોગ્ય વિરામચિહ્નો વાક્યોની વિચાર-યોજના સ્ફુટ કરે છે. એક જ કંડિકામાં ગૂંથાયેલાં વાક્યોમાં એક જ મધ્યવર્તી વિચારનો વિકાસ સિદ્ધ કર્યો હોવો જોઈએ. કંડિકાનું આરંભનું વાક્ય મુખ્ય વિચારનો પ્રસ્તાવ કરે અને છેલ્લું વાક્ય વક્તવ્યને સમેટી લે. આમ સમુચિત વિરામચિહ્નો વડે વાક્યોનું કંડિકાઓમાં વિભાજન એ સારી શૈલીમાં અતિ આવશ્યક તત્ત્વ છે.

ભાષાશુદ્ધિનાં વિવિધ અંગો આપણે આમ જોઈ ગયા. એમાંથી જોડણી અને વિરામચિહ્નોની સવિશેષ ચર્ચા આવશ્યક હોવાથી પછીનાં પ્રકરણોમાં વિસ્તારથી કરી છે.

———

# પ્રકરણ બીજું
## વિરામચિહ્ન

**વિરામચિહ્નોની આવશ્યકતા**—બોલતી વખતે આપણે એક-સામટાં બધાં પદો કે વાક્યો બોલી નાખતા નથી, પરંતુ વિચારના ખંડો પૂરા થતા હોય ત્યાં વચ્ચે વચ્ચે અટકીને બોલીએ છીએ. આવી જ રીતે લખાણમાં આપણું વક્તવ્ય સ્પષ્ટ કરવાને આપણે વિરામચિહ્નોનો ઉપયોગ કરીએ છીએ. વિરામચિહ્નોનો યોગ્ય ઉપયોગ ભાષાશુદ્ધિ માટે આવશ્યક છે. વિરામચિહ્નો ખોટી રીતે વપરાય તો અર્થનો અનર્થ થઇ જવાનો સંભવ રહે છે. જેમકે, ' અસત્ય બોલવું નહીં', બોલે તેને શિક્ષા થશે.' અહીં અલ્પવિરામ 'બોલવું' પછી આવે તો અર્થનો અનર્થ થઈ જાય.

વિરામચિહ્નોની પદ્ધતિ અંગ્રેજી ઉપરથી આવી છે. સંસ્કૃતમાં માત્ર પૂર્ણવિરામ દર્શાવવાને ઊભી રેખા મુકાતી; બીજાં વિરામચિહ્નો હતાં નહીં. આથી 'કાદંબરી' કે સુબન્ધુની 'વાસવદત્તા' જેવા ગ્રંથો અત્યંત કઠિન લાગે છે. એ ગ્રંથોમાં એક વાર અર્થાનુસાર અલ્પવિરામ મૂકી દઇએ તો તેમની કઠિનતા ઘણે અંશે ઓછી થઇ જાય છે. આથી વિરામ-ચિહ્નોનો બરાબર ઉપયોગ કરતાં શીખવું જરૂરી છે.

**વિરામચિહ્નો**—વિરામચિહ્નો નીચે પ્રમાણે છે.

| | | | |
|---|---|---|---|
| ૧. પૂર્ણવિરામ | . | ૭. વિગ્રહરેખા | - |
| ૨. અલ્પવિરામ | , | ૮. મહારેખા | — |
| ૩. અર્ધવિરામ | ; | ૯. અવતરણચિહ્ન | " " કે ' ' |
| ૪. ગુરુ કે મહાવિરામ | : | ૧૦. કૌંસ | ( ) કે { } |
| ૫. પ્રશ્નાર્થચિહ્ન | ? | ૧૧. લોપકચિહ્ન | ' |
| ૬. ઉદ્‌ગારચિહ્ન | ! | | |

**પૂર્ણવિરામ**—( ૧ ) વાક્યને અંતે પૂર્ણવિરામ મૂકવામાં આવે છે, કારણકે ત્યાં પૂરેપૂરો વિરામ લેવાનો હોય છે. જેમકે,

ખૂબ વિચાર કરીને નિરુપાયે મેં આ પગલું લીધું છે.

( ૨ ) સંક્ષિપ્ત વચનો પછી પૂર્ણવિરામ મુકાય છે. જેમકે,

રા. રા. – રાજમાન રાજશ્રી; સદ્.–સદ્ગત.

( ૩ ) નિયમો દર્શાવનાર અંકસંખ્યા કે વર્ણો પછી પણ પૂર્ણવિરામ આવે છે. જેમકે,

૧. સંયુક્ત વાકય, ૨. મિશ્ર વાકય, ઇ૦.

**અલ્પવિરામ**—અલ્પવિરામ વાકયના વિચારખંડો પૂરા થતા હોય ત્યાં મુકાય છે. એ અલ્પ જ વિરામ લેવાનો છે એમ દર્શાવે છે. નીચે જણાવ્યા પ્રમાણે અલ્પવિરામ મૂકવામાં આવે છે:—

( ૧ ) સંયુક્ત વાકયનાં સહગામી વાકયો પછી,

( ૨ ) મિશ્ર વાકયમાં ગૌણ વાકય લાંબું હોય અને મુખ્ય વાકયની પહેલાં આવ્યું હોય તો તેની પછી, અને એક કરતાં વધારે ગૌણ વાકય હોય તો તે દરેકની પછી,

( ૩ ) ઘણાં નામો, વિશેષણો, અવ્યયો કે ક્રિયાપદો સાથે આવ્યાં હોય તો છેલ્લા સિવાય બીજા દરેકની પછી,

( ૪ ) સમાનાધિકરણ નામની પહેલાં,

( ૫ ) ઘણા શબ્દોની પછી ‘ વગેરે ’ ‘ ઇત્યાદિ ’ જેવાં સમુચ્ચયદર્શક પદો આવ્યાં હોય તો તે દરેક શબ્દ કે શબ્દસમૂહ પછી,

( ૬ ) ઘણાં પદો કે વાકયો પછી સમાનાધિકરણ ‘ એ ’ ‘ આ ’ ‘ તે ’ ‘ એમ ’ વગેરે શબ્દો આવ્યા હોય તો તે દરેક પદ–સમૂહ કે વાકય પછી,

( ૭ ) ‘ ખરેખર ’ ‘ સંક્ષેપમાં ’ ‘ ટૂંકામાં ’ ‘ જેમકે ’ વગેરે જેવા શબ્દો પછી,

( ૮ ) સંબોધનાર્થે વપરાયેલા પદ પછી,

( ૯ ) આજ્ઞાર્થ ક્રિયાપદની પછી તરત કર્મરૂપે વાકય આવ્યું હોય તો તે આજ્ઞાર્થ ક્રિયાપદની પછી—

આવાં સ્થળોએ અલ્પવિરામ મૂકવામાં આવે છે. દાખલા—

“ આમ સાબરમતી એ માત્ર સંગમશોભના નદી જ નથી, કેવળ કવિ-હૃદયની એ કોમળ સહચરી જ નથી; એ તો છે ઉત્તર ગુજરાતની ભેંસોની પાલિકા અને પનિહારીઓનું પિયર. જેની કાન્તિમય કાયા જોઈને પગમાં જ

પડી જવાય, જેની ભાવનાથી અંજાઇ જઇને પ્રણિપાત જ કરી રહેવાય, એવી એ નજરમાન જોગમાયા નથી. એ તો, જેના ખોળામાં ખાંતે ખાંતે ખૂંદી શકાય, જેના ખભા પર ચડીને ખેલ કરી શકાય, જેના કાનમાં ફાવે તે કહી શકાય, અને જેના વાત્સલ્યને વરતી શકાય એવી વ્હાલસોયી માતા છે.''

( રામપ્રસાદ શુકલ–" સંગમશોભના સાબરમતી " )

નોંધ—અલ્પવિરામનો ઉપયોગ બને તેટલો થોડો કરવો જોઇએ. જ્યાં અલ્પવિરામના ઉપયોગ વિના વાકયરચના કિલષ્ટ કે ગૂંચવાયેલી બની જવાનો સંભવ હોય ત્યાં જ અલ્પવિરામ વાપરવાં ઘટે. નહીં તો વાંચનારને વાંચતાં વાંચતાં સ્થળે સ્થળે અટકવું પડવાથી ભાષાશૈલી જાણે ઠોકરાતી હોય તેમ લાગશે અને અર્થ સમજવામાં મુશ્કેલી પડશે.

**અર્ધવિરામ**—સંયુક્ત વાકયમાં બે કરતાં વધારે અંગભૂત ( સહગામી ) વાકયો હોય અથવા સંયુકત વાક્યનાં બે સહગામી વાકયો વચ્ચે ઉભયાન્વયી અવ્યય અધ્યાહાર રહેલું હોય ત્યારે અર્ધવિરામ મુકાય છે. સંયુક્ત વાકયનાં અંગભૂત બે વાકયો ઘણાં લાંબાં હોય ત્યારે પણ તેમની વચ્ચે અર્ધવિરામ મુકાય છે. અર્ધવિરામ અલ્પથી વધારે અને પૂર્ણથી ઓછો વિરામ લેવાનું સૂચવે છે. જેમકે,

" એક વાર નૈસર્ગિક ગુફાઓનું સાધન મળ્યું એટલે એવી જ કૃત્રિમ ગુફાઓ તૈયાર કરવા મથવું એ માણસના સ્વભાવમાં જ રહેલું છે; અને માણસ એક વાર ફાવ્યો એટલે એ વસ્તુને વિશાળ, વ્યાપક અને વ્યવસ્થિત બનાવતાં એને વાર લાગતી નથી." ( જીવનનો આનંદ-પૃ. ૨૦૨ )

નોંધ—સંયુક્ત વાકયનાં સહગામી વાકયો બહુ લાંબાં ન હોય તો કેટલાક અર્ધવિરામને બદલે અલ્પવિરામ પણ મૂકે છે.

**ગુરુવિરામ**—વાકયના એક ભાગમાં એક વિચાર સંપૂર્ણ થતો હોય અને બાકીના ભાગમાં એનાં કારણ, પરિણામ, વિરોધ, ગણતરી કે ઉદાહરણ રૂપે બીજો વિચાર આવ્યો હોય ત્યારે તે બંને વિચારો વચ્ચે ગુરુવિરામ કે મહાવિરામ મુકાય છે. એ અર્ધવિરામથી વધુ અને પૂર્ણવિરામથી કંઈક ઓછો વિરામ બતાવે છે. બે વાકયો સંપૂર્ણ હોય છતાં એક બીજા સાથે નિકટનો સંબંધ રાખતાં હોય તેમને જોડવાને ગુરુવિરામ મૂકવું ઠીક પડે છે. દાખલા—

અભ્યાસ બે રીતે કરી શકાય: ભય કે લાલચથી, અને જ્ઞાન ઉપરના સાચા પ્રેમથી.

ક્રિયાપદ: કાળ અને અર્થ (પ્રકરણો ને કંડિકાઓના શીર્ષક તરીકે)

**પ્રશ્નાર્થચિહ્ન**—(૧) સંપૂર્ણ વિચાર પ્રશ્નરૂપનો હોય તો વાક્યને અંતે પ્રશ્નાર્થચિહ્ન આવે છે.

(૨) મિશ્ર વાક્યમાં પ્રશ્નાર્થવાળું વાક્ય મુખ્ય હોય તો પ્રશ્નાર્થ ચિહ્ન આવે છે; પ્રશ્નાર્થવાળું વાક્ય ગૌણ હોય ને વાક્યને અંતે આવ્યું હોય તોપણ પ્રશ્નાર્થચિહ્ન મુકાય છે; પરંતુ પ્રશ્નાર્થવાળું ગૌણ વાક્ય વાક્યની શરૂઆતમાં આવ્યું હોય તો પ્રશ્નાર્થચિહ્ન આવતું નથી. જેમકે,

"સ્વાતિ કહે છે કે આ કિરીટ પરનો કોહિનૂર જોયો?"

(જી. આ. પૃ. ૧૨૬)

આ કિરીટ પરનો કોહિનૂર જોયો એમ સ્વાતિ પૂછે છે.

**ઉદ્‌ગારચિહ્ન**—લાગણી કે આશ્ચર્ય દર્શાવનાર પદ પછી અને કોઇ વાર સંબોધન પછી ઉદ્‌ગારચિહ્ન મુકાય છે. જેમકે,

અહો! કેવું રમણીય આ સરોવર છે! બધે કેવી શાંતિ અને શીતલતા છે!

હે ઇશ્વર! આ વિપત્તિમાંથી બચાવ.

**વિગ્રહરેખા**—(૧) સમાસમાં આવેલા શબ્દોનો વિગ્રહ કરતાં-છૂટા પાડતાં વિગ્રહરેખા મુકાય છે. જેમકે, મહા-બાહુ, કમલ-વદન, ઇ૦

(૨) લખાણમાં લીટી પૂરી થતાં કોઇ શબ્દ અધૂરો રહે તે દર્શાવવાને વિગ્રહરેખા મુકાય છે. આ પ્રમાણે લીટી પૂરી થતાં શબ્દો તોડવા પડે તો પદ અને પ્રત્યય, સમાસમાં આવેલાં પદો, કે શબ્દના એક સાથે ઉચ્ચારાતા ભાગ, એમને જ છૂટા પાડી શકાય. આવે પ્રસંગે બનતાં સુધી શબ્દ તોડવા કરતાં બીજી લીટીમાં લખવો એ વધારે યુક્ત છે.

**મહારેખા**—(૧) અમુક પદાર્થો ગણાવ્યા પછી ઉપસંહાર રૂપે મહારેખા મુકાય છે. જેમકે,

આકાશ, તારા, નદી, સાગર–આ સર્વ પ્રકૃતિનાં અંગો ઉપર એમણે કાવ્યો રચ્યાં છે.

(૨) પૂર્વના પદનો અર્થ સ્પષ્ટ કરવા માટે મહારેખા મૂકીને પછીનાં પદોમાં તેનો વિસ્તારથી અર્થ સમજાવવામાં આવે છે. જેમકે,

અભ્યાસ— ખંતથી અને પ્રેમથી કરેલા અભ્યાસ વિના સંપૂર્ણ જ્ઞાનપ્રાપ્તિ થતી નથી.

(૩) કોઇ વખતે વાક્ય એકદમ અટકી જાય ત્યારે પણ મહારેખા મુકાય છે.

**અવતરણચિહ્ન**—કોઇનાં બોલેલાં વચનો તે જ સ્વરૂપે ઉતારવામાં આવે ત્યારે તેમને અવતરણચિહ્નોમાં મૂકવામાં આવે છે. ગૂજરાતીમાં ઘણી વાર ઉતારેલાં વચનો પહેલાં અલ્પવિરામ મૂકવાથી પણ અવતરણચિહ્નનું કામ સરે છે. જેમકે,

તેણે કહ્યું, " સાંજે ફરવા આવશો ?"

તેણે કહ્યું, સાંજે ફરવા આવશો ?

**કૌંસ**—વાક્યની અંદર આવતા શબ્દ કે શબ્દસમૂહનો અર્થ બતાવવાને કૌંસનો ઉપયોગ કરવામાં આવે છે. જેમકે,

મનુષ્યનું ભૌતિક (સ્થૂલ) શરીર નાશવંત છે, પણ યશઃશરીર (કીર્તિરૂપી દેહ) અમર છે.

**લોપકચિહ્ન**—હકારનો આ લોપ સૂચવવા માટે આ ચિહ્ન મુકાય છે. જેમકે, કે'વું (કહેવું), વે'મ (વહેમ), ઇ૦. આ ચિન્હો ઘણુંખરું કવિતામાં જ વપરાય છે.

———

# પ્રકરણ ત્રીજું

## જોડણી

**પ્રાસ્તાવિક**—જોડણી સામાન્ય રીતે શબ્દોની વ્યુત્પત્તિને અનુસરે છે. વ્યુત્પત્તિ એ ભાષા અને વ્યાકરણનો એક મહત્ત્વનો વિષય છે. એથી જોડણી સંબંધે થોડું વિવેચન કરવું આવશ્યક છે.

જોડણીનું જ્ઞાન ભાષાશુધ્ધિ માટે અતીવ આવશ્યક છે. વિદ્યાર્થીઓ માતૃભાષામાં વિચારદોષ કે વ્યાકરણદોષ પ્રમાણમાં ઓછા કરે છે. પરંતુ એમની જોડણીની ભૂલોનો તો સુમાર રહેતો નથી. જોડણીના નિયમો જોઈએ તેવા સુપ્રાપ્ય નથી તેથી પણ આવી ભૂલો વિશેષ થાય છે.

ગૂજરાતી જોડણી સંબંધે ટેક્સ્ટ-બુક રિવિઝન કમિટીએ નક્કી કરેલા નિયમો પહેલાંનાં લખાણમાં મોટે ભાગે અનુસરવામાં આવતા. પછી સદ્. નરસિંહરાવ દિવેટિયાએ જોડણીને ઉચ્ચારાનુસારી* તેમજ વ્યુત્પત્તિને અનુસરતી કરવાને જેહાદ× ઉઠાવી. એમના પ્રયત્નોથી જોડણીને વ્યવસ્થિત કરવાને વિદ્વાનોનું લક્ષ ખેંચાયું અને પરિણામે વિદ્યાપીઠનો પ્રમાણભૂત 'જોડણીકોશ' બહાર પડયો. જોડણીકોશમાં ટેક્સ્ટબુક-કમિટીના નિર્દોષ નિયમોનો સ્વીકાર થયો છે; જોડણીને કેટલેક અંશે ઉચ્ચારાનુસારી બનાવવાનો પ્રયત્ન પણ થયો છે; અને કેટલીક વ્યુત્પત્તિને અનુસરતી નહીં હોવા છતાં લાંબા સમયથી રૂઢ બની ગયેલી જોડણી પણ સ્વીકારાઈ છે.

આજે વિદ્યાપીઠની અસર તળે આવેલા લેખકો, સારાં અગ્રગણ્ય માસિકો તેમજ શિષ્ટ લેખકોનો મોટો ભાગ વિદ્યાપીઠની જોડણીને અનુસરે છે. બેશક, આ લેખકોમાંથી કેટલાક વ્યુત્પત્તિ પ્રમાણે આવેલો શબ્દમાંનો હકાર દર્શાવે છે, જો કે વિદ્યાપીઠને એ માન્ય નથી. બીજી ઘણી વિગતોમાં શિષ્ટ લેખકો વિદ્યાપીઠને જ અનુસરે છે.

જોડણી ભાષાશુદ્ધિનું અતિ મહત્ત્વનું અંગ છે. શબ્દની જોડણીમાં જરા સરખી ભૂલ થાય કે અર્થ કેવો ફરી જાય છે તેનો નીચેનાં ઉદાહરણોથી ખ્યાલ આવશે. દા.ત. 'શંકર' ને બદલે 'સંકર' (મિશ્રણ),

---

* ઉચ્ચારને અનુસરતી.

× સમર્થ પ્રયત્ન (Crusade)

'દીન' (ગરીબ) ને બદલે 'દિન' (દિવસ), 'ચિંતા' ને બદલે 'ચિતા' લખી નાખવામાં આવે તો અર્થ કેવો વિપરીત બની જાય છે! નીચે જોડણીના નીયમો વિદ્યાપીઠના જોડણીકોશના નિયમોમાંથી તારવણી કરીને આપ્યા છે. તેમનો કાળજીપૂર્વક અભ્યાસ કરવાથી અને શિષ્ટ માસિકો તથા પુસ્તકોની જોડણી પર લક્ષ આપવાથી જોડણીની ભૂલો ઓછી થઈ જશે.

## તત્સમ શબ્દોની જોડણીની કેટલાક નિયમો

(૧) સ્ત્રીલિંગી શબ્દોની અન્ત્ય 'ઈ' મતિ, ગતિ જેવાં ભાવવાચક નામોના થોડાક અપવાદ સિવાય ઘણુંખરું દીર્ઘ હોય છે. જેમકે, નદી, લક્ષ્મી, નારી, ઇ૦.

(૨) સંસ્કૃત શબ્દોમાં નામને અન્તે દીર્ઘ 'ઊ' જવલ્લે જ આવે છે. સંસ્કૃત 'ઉ'કારાંત નામોમાં અન્ત્ય 'ઉ' ઘણુંખરું હ્રસ્વ હોય છે. જેમકે, મધુ, વિષ્ણુ, લઘુ,* ઇ૦.

(૩) કેટલાંક પુલ્લિંગ નામોને અંતે 'ઇન્' હોય છે; તેમનું પ્રથમા એ.વ.નું રૂપ દીર્ઘ ઈ–કારાંત હોય છે. જેમકે પ્રાણિન્–પ્રાણી, હલિન્–હલી. ગૂજરાતીમાં પ્રથમાવાળાં રૂપો જ વપરાય છે; તેમની અન્ત્ય ઈ દીર્ઘ હોય છે એ ધ્યાનમાં રાખવું. જેમકે, પ્રાણી, શૂલી, મનસ્વી, શ્રેયાર્થી, વિદ્યાર્થી, ઇ૦.

(૪) 'તિ' પ્રત્યયાન્ત ભાવવાચક નામોની અંત્ય 'ઇ' હ્રસ્વ છે. કેટલાક અશુદ્ધ રીતે અંત્ય 'ઇ' દીર્ઘ લખે છે.

| અશુદ્ધ જોડણી | શુદ્ધ જોડણી |
|---|---|
| સ્થિતી | સ્થિતિ |
| કિર્તી | કીર્તિ |
| નિતી | નીતિ |
| મૂર્તી | મૂર્તિ |

(૫) સંસ્કૃતમાં વિશેષણને अ, य, त्व, ता, વગેરે પ્રત્યયો લાગીને નામ બને છે. આમાંથી अ અને य પ્રત્યયો લાગતાં પહેલાં

* વિશેષણના નિયમો નામના પ્રમાણે જ હોય છે.

પદના આદ્યસ્વરની વૃદ્ધિ થાય છે. त्व અને ता લાગતાં આદ્યસ્વર યથાવત્ રહે છે. ગૂજરાતીમાં આ પ્રત્યયોના જેવો 'પણું' પ્રત્યય છે. આ શબ્દોમાં આદ્યસ્વરની વૃદ્ધિમાં તેમજ પ્રત્યયો લગાડવામાં ઘણા ભૂલ કરે છે.

| અશુદ્ધ રૂપ | શુદ્ધ રૂપ |
| --- | --- |
| માધુર્યતા | માધુર્ય કે મધુરતા |
| સૌન્દર્યપણું | સૌન્દર્ય કે સુન્દરતા |
| ગુરુત્વપણું | ગુરુત્વ કે ગુરુપણું |
| માર્દવતા | માર્દવ કે મૃદુતા |
| કૌમારતા | કૌમાર |
| સ્વાસ્થ્યતા | સ્વાસ્થ્ય કે સ્વસ્થતા |

( ૬ ) સંસ્કૃત નામોને તદ્ધિત પ્રત્યય 'ઇક' લાગીને વિશેષણ બને છે ત્યારે આદ્યસ્વરની વૃદ્ધિ થાય છે. આ 'ઇક' પ્રત્યયની 'ઇ' હ્રસ્વ હોય છે. 'ઇક' પ્રત્યયાન્ત શબ્દોના આદ્યસ્વરમાં ઘણા ભૂલ કરે છે. જેમકે,

| અશુદ્ધ રૂપ | શુદ્ધ રૂપ |
| --- | --- |
| પ્રમાણિક | પ્રામાણિક |
| અધ્યાત્મિક | આધ્યાત્મિક |
| સ્વભાવિક | સ્વાભાવિક |
| મંગલિક | માંગલિક |

( ૭ ) મત્-મન્ત પ્રત્યયને બદલે વત્-વન્ત પ્રત્યય શબ્દને અંતે કે ઉપાન્ત્યે અ-વર્ણ કે મ્ હોય તો જ થાય છે. આમાં ઘણા ગૂંચવણ કરીને ભૂલ કરે છે.

| અશુદ્ધ રૂપ | શુદ્ધ રૂપ |
| --- | --- |
| સંપત્તિવાન્ | સંપત્તિમાન્ |
| બુદ્ધિવાન્ | બુદ્ધિમાન્ |
| શક્તિવાન્ | શક્તિમાન્ |

નોંધ—આ વ્યંજનાંતરૂપો ગૂજરાતીમાં વપરાય ત્યારે વ્યંજનમાં 'અ' ઉમેરાય છે. જેમકે, બુદ્ધિમાન મનુષ્ય.

( ૮ ) ઉપરના 'મત્' પ્રત્યયનું 'માન' રૂપ અને વર્તમાનકૃદંતનો 'માન' પ્રત્યય એ બંને ભિન્ન છે. તેમની વચ્ચે કેટલાક ગૂંચવાડો કરી નાખે છે.

| અશુદ્ધ રૂપ | શુદ્ધ રૂપ |
| --- | --- |
| શોભાયમાન્ | શોભાયમાન |
| જાજ્વલ્યમાન્ | જાજ્વલ્યમાન |
| વિદ્યમાન્ | વિદ્યમાન |

( ૯ ) નીચેના શબ્દોમાં 'ઇન' પ્રત્યયમાં દીર્ઘ 'ઇ' છે.

| અશુદ્ધ રૂપ | શુદ્ધ રૂપ |
| --- | --- |
| પ્રાચિન | પ્રાચીન |
| અર્વાચિન | અર્વાચીન |
| નવિન | નવીન |
| કુલિન | કુલીન |

( ૧૦ ) શ્રેષ્ઠતાદર્શક—ઉત્કર્ષવાચક પ્રત્યય 'ઇષ્ઠ' છે. તેને બદલે કેટલાક ઘણી વાર 'ઇષ્ટ' વાપરવાની ભૂલ કરે છે.

| અશુદ્ધ રૂપ | શુદ્ધ રૂપ |
| --- | --- |
| કનિષ્ટ | કનિષ્ઠ |
| ગરિષ્ટ | ગરિષ્ઠ |
| બલિષ્ટ | બલિષ્ઠ |

( ૧૧ ) સંસ્કૃતમાં ધાતુને 'અનીય' પ્રત્યય લગાડીને વિધ્યર્થકૃદંત બનાવવામાં આવે છે. આ 'અનીય' પ્રત્યયની 'ઈ' દીર્ઘ છે.

| અશુદ્ધ રૂપ | શુદ્ધ રૂપ |
| --- | --- |
| સ્મરણિય | સ્મરણીય |
| મનનિય | મનનીય |
| વિચારણિય | વિચારણીય |
| આદરણિય | આદરણીય |

(૧૨) સંસ્કૃતમાં શબ્દોને કૃ તથા ભૂ ધાતુનાં રૂપ લાગવાથી ચ્વિ રૂપો બને છે, ત્યારે તે શબ્દોને દીર્ઘ 'ઈ' લાગે છે.

| અશુદ્ધ રૂપ | શુદ્ધ રૂપ |
| --- | --- |
| સ્વિકાર્ય | સ્વીકાર્ય |
| એકિકરણ | એકીકરણ |
| દઢિભૂત | દઢીભૂત |

(૧૩) 'ઋ' કાર અને 'ર' કાર વચ્ચે ગૂંચવણ કરી નાખવાથી ઘણી ભૂલો થાય છે. જેમકે,

| અશુદ્ધ રૂપ | શુદ્ધ રૂપ |
| --- | --- |
| દ્રષ્ટિપાત | દષ્ટિપાત |
| ક્રપા | કૃપા |
| ક્રતિ | કૃતિ |
| ક્રષ્ણ | કૃષ્ણ |
| ન્રત્ય | નૃત્ય |
| ગૃહશાંતિ | ગ્રહશાંતિ |
| સાવિત્રી વૃત્ત | સાવિત્રી વ્રત |

(૧૪) શ્, ષ્ ને સ્ ની ગૂંચવણથી ઘણી ભૂલો થાય છે.

| અશુદ્ધ રૂપ | શુદ્ધ રૂપ |
| --- | --- |
| વિષિષ્ટ | વિશિષ્ટ |
| વૈશ્નવ | વૈષ્ણવ |
| શંશય | સંશય |
| શિવાય* | સિવાય* |
| નુકશાન* | નુકસાન* |

(૧૫) ખોટી સંધિ કરવાથી કેટલીક ભૂલો થાય છે. જેમકે,

| અશુદ્ધ રૂપ | શુદ્ધ રૂપ |
| --- | --- |
| કુલભિમાન | કુલાભિમાન |
| દુરાભિમાની | દુર્ભિમાની |
| દૂરંદેશી | દૂર અંદેશી* ! |
| કોટયાધિપ | કોટયધિપ |

* ફારસી ઉપરથી આવેલા

| | |
|---|---|
| નિરિક્ષક | નિરીક્ષક |
| નિરાવધિ | નિરવધિ |
| નિરસ | નીરસ |
| નિશ્વાસ | નિઃશ્વાસ |

(૧૬) કેટલાક જોડાક્ષર ન હોય ત્યાં જોડાક્ષર લખીને ભૂલ કરે છે. જેમકે,

| અશુદ્ધ રૂપ | શુદ્ધ રૂપ |
|---|---|
| ત્રુષ્ટમાન | તુષ્ટમાન |
| શ્રીખંડ | શિખંડ |
| શ્રાપ | શાપ |
| શ્રીયુક્ત | શ્રીયુત |
| વસ્તિ | વસતિ |
| વિસ્મર્ણ | વિસ્મરણ |

(૧૭) કેટલાક શબ્દો ખોટી રીતે બનાવવાથી ભૂલ થાય છે.

| અશુદ્ધ રૂપ | શુદ્ધ રૂપ |
|---|---|
| સાહિત્યક | સાહિત્યકાર |
| પાશ્ચિમાત્ય | પાશ્ચાત્ય |
| મજબૂતતા* | મજબૂતાઈ, મજબૂતપણું |

(૧૮) સ્વરોની હ્રસ્વદીર્ઘતામાં કેટલાક ભૂલ કરી નાખે છે. શબ્દની વ્યુત્પત્તિ ઉપર લક્ષ રાખવાથી એવી ભૂલો નહીં થાય.

| અશુદ્ધ રૂપ | શુદ્ધ રૂપ |
|---|---|
| આધીન | અધીન (અધિ+ઇન) |
| દિપક | દીપક |
| દીનચર્યા | દિનચર્યા |
| સ્વામિ | સ્વામી |
| પ્રતિકુલ | પ્રતિકૂલ |
| ઉપવિત | ઉપવીત |

* ફારસી શબ્દને સંસ્કૃત પ્રત્યય લગાડવાથી શબ્દ કઢંગો લાગે છે.

| | |
|---|---|
| મંત્રિ | મંત્રી |
| ઊષ્ણ | ઉષ્ણ |
| ઉર્ધ્વ | ઊર્ધ્વ |
| આશિર્વચન | આશીર્વચન |
| ઈન્દ્રીયગમ્ય | ઇન્દ્રિયગમ્ય |
| ઇશ્વરપ્રિત્યર્થ | ઈશ્વરપ્રીત્યર્થ |
| શિતલ | શીતલ |
| શિઘ્ર | શીઘ્ર |
| સંમિલન | સંમીલન |
| ક્ષિરસાગર | ક્ષીરસાગર |
| ઈન્દ્રજીત | ઇન્દ્રજિત |
| વિચીમાલા | વીચિમાલા |
| અગ્રણિ | અગ્રણી |
| ભુગોળ | ભૂગોળ |
| મિમાંસા | મીમાંસા |
| વિણાધારી | વીણાધારી |
| સ્ફુર્તી | સ્ફૂર્તિ-સ્ફૂર્ત્તિ* |

(૧૯) કેટલાક શબ્દના વ્યંજનોમાં ભૂલ કરી નાખે છે.

| અશુદ્ધ રૂપ | શુદ્ધ રૂપ |
|---|---|
| સહસ્રાર્જુન | સહસ્રાર્જુન |
| આલ્હાદક | આહ્લાદક |
| આવ્હાન | આહ્વાન |
| આન્હિક | આહ્નિક |
| વિશિષ્ઠ | વિશિષ્ટ |

* પદમાં ર્ કે હ્ ની પછી વ્યંજન આવે તો તે વ્યંજન વિકલ્પે બેવડાય છે. જેમકે, હર્તા-હર્ત્તા, ભર્તા-ભર્ત્તા, ,પૂર્તિ-પૂર્ત્તિ.

# તદ્ભવ શબ્દોની જોડણીના નિયમો*

## તત્સમ શબ્દોની જોડણી

૧. સંસ્કૃત તત્સમ શબ્દોની જોડણી મૂળ પ્રમાણે લખવી. ઉદા૦—મતિ, નીતિ, ગુરુ.

૨. ભાષામાં તત્સમ તથા તદ્ભવ બંને રૂપો પ્રચલિત હોય તો બંને સ્વીકારવાં. ઉદા૦-કઠિન-કઠણ, રાત્રિ-રાત, દશ-દસ, કલા-કળા.

૩. જે વ્યંજનાંત તત્સમ શબ્દો ગૂજરાતી પ્રત્યયો લેતા હોય તેમને અકારાંત ગણીને લખવા. ઉદા૦-વિદ્વાન, જગત, અકસ્માત, પરિષદ. આ નિયમ અંગ્રેજી, ફારસી, અરબી, વગેરે ભાષાના શબ્દોને પણ લાગુ પડે છે. ઉદા૦-કુરબાન.

૪. પશ્ચાત્, કિંચિત્, અર્થાત્, કવચિત્, એવા શબ્દો એકલા આવે અથવા બીજા સંસ્કૃત શબ્દની સાથે સમાસમાં આવે ત્યારે વ્યંજનાંત લખવા. ઉદા૦-કિંચિત્કર, પશ્ચાત્તાપ. આવાં અવ્યયો પછી જ્યારે 'જ' આવે ત્યારે તેમને વ્યંજનાંત ન લખવાં. ઉદા૦-કવચિત જ.

૫. સંસ્કૃત તત્સમ શબ્દોમાં અનુનાસિક અક્ષરોને સ્થળે અનુસ્વાર વાપરવું. ઉદા૦-સંબંધ, અંગ, અંક, વગેરે. અન્ન, સન્મતિ, ઉન્માદ અને એવા બીજા શબ્દો અપવાદરૂપ છે.

૬. હ્રસ્વ ઇકારાંત સંસ્કૃત શબ્દોમાં સ્ત્રીઓનાં નામો દીર્ઘ 'ઈ'થી લખવાં. ઉદા૦-હરી, મણી, શાંતી, વગેરે.

૭. જ્યાં અરબી, ફારસી, અંગ્રેજી કે અન્ય પરભાષામાંથી અપભ્રષ્ટ થયેલો શબ્દ રૂઢ થઈ ગયો હોય, ત્યાં તેજ અર્થમાં મૂળ તત્સમ શબ્દ ન વાપરવો. ઉદા૦- ખ્વાહિશ, હૂબહૂ, ઇંગ્લિશ, ટિકેટ, વગેરે મૂળ રૂપો નહીં વાપરતાં ખાએશ, આબેહૂબ, અંગ્રેજી, ટિકિટ, વગેરે પ્રચલિત રૂપો વાપરવાં.

---

* ગુજરાત વિદ્યાપીઠના જોડણીકોશના નિયમો ઉપરથી.

## ઉચ્ચારદર્શક ચિહ્નો

૮. અરબી, ફારસી તથા અંગ્રેજી ભાષાના શબ્દો લખતાં તે તે ભાષાના વિશિષ્ટ ઉચ્ચારો દર્શાવતાં ચિહ્નો વાપરવાં નહીં. ઉદા૦-જહેમત, પેડ઼, ગઁાવ, વગેરે શબ્દો તેજ રૂપમાં ગૂજરાતીમાં વાપરવાના હોય તો તેમના ઉચ્ચારદર્શક ચિહ્નો લખવાં નહીં.

૯. 'એ' તથા 'ઓ' ના સાંકડા તથા પહોળા ઉચ્ચારની ભિન્નતા દર્શાવવા ચિહ્નો વાપરવાં નહીં, પરંતુ અંગ્રેજી શબ્દોના 'એ' 'ઓ'ના ઉચ્ચારમાં ભ્રાન્તિ ન થાય માટે તે દર્શાવવા ઊંધી માત્રાનો ઉપયોગ કરવો. ઉદા૦-કૉફી, ઑગસ્ટ, કૉલેજ, વગેરે.

૧૦. અનુસ્વારના કોમલ કે તીવ્ર ઉચ્ચારો દર્શાવવા ચિહ્નો વાપરવા નહીં.

## 'હ' શ્રુતિ

૧૧. ટેક્સ્ટ-બુક કમિટી તથા વિદ્યાપીઠનો જોડણીકોશ જેમાં 'હ' કાર ભળેલો હોય તેવા શબ્દોની જોડણી નીચે પ્રમાણે રાખવાનું સૂચવે છે.

( अ ) બહેન, વહાણું, વહાલું જેવા શબ્દોમાં તથા રહે, કહે, પહેર, પહોંચ જેવા ધાતુઓમાં 'હ' જુદો પાડીને લખવો.

( ब ) નાનું મોટું, બીક, મોં, અમારું, તમારું, જ્યારે, ત્યારે, આવું, વગેરેમાં 'હ'કાર ન દર્શાવવો.

નોંધ—અર્વાચીન ગૂજરાતી શિષ્ટ ગ્રંથોમાં 'બ્હેન' 'વ્હાલું' 'ન્હાનું' 'મ્હોટું' 'બ્હીક' 'મ્હોં' 'ત્હમે' 'તહમારું' જેવા કેટલાક શબ્દોમાં હકાર દર્શાવવામાં આવે છે. 'અમારું' 'જ્યારે' 'ત્યારે' 'આવું' વગેરેમાં હકાર દર્શાવાતો નથી.

આ ઉપરથી એમ કહી શકાય કે શિષ્ટ ભાષામાં વ્યંજનો સાથે હકારનો બળવાન સંયોગ દર્શાવવાની પ્રથા પડી ગઇ છે, પરંતુ સ્વર કે અર્ધસ્વર સાથે હકારનો સંયોગ દર્શાવાતો નથી.

## 'ય' શ્રુતિ

૧૨. કેટલાક શબ્દોના ઉચ્ચારમાં ગૂજરાતના કેટલાક ભાગમાં 'ય' શ્રુતિ થાય છે. ઉદા૦-જાત્ય, આંખ્ય, લાવ્ય, લ્યો, દ્યો, ઇત્યાદિ.

પણ તે લખવામાં દર્શાવવાની જરૂર નથી.

જાત, આંખ, લાવ, દો, એમ લખવું.

૧૩. કેટલાક શબ્દોમાં—પારણું, બારણું, શેરડી, દોરડું, ખાંડણી, દળણું, ચાળણી-વગેરેમાં ર, ડ, ળ, લ ને બદલે ય ઉચ્ચાર થાય છે; ત્યાં મૂળરૂપ જ લખવું.

## શ અને સ

૧૪. અનાદિ 'શ' ના ઉચ્ચારની બાબતમાં કેટલાક શબ્દોમાં પ્રાન્તિક ઉચ્ચારભેદ છે. ઉદા૦–ડોશી–ડોસી, માશી–માસી, ભેંશ–ભેંસ. આવા શબ્દોમાં શ અને સ નો વિકલ્પ રાખવો.

નોંધ—વ્યુત્પત્તિશાસ્ત્ર પ્રમાણે તો સની પૂર્વે અથવા પછી તરત જ ઈ, એ કે યકાર હોય તો તેનો શ થાય છે. માટે શકારયુક્ત ઉચ્ચારો વધારે માન્ય ગણવા જોઇએ.

૧૫. શક, શોધ, 'શું' માં રૂઢ શ રાખવો, પણ 'સાકર'માં સ લખવો.

૧૬. વિશે અને વિષે એ બન્ને રૂપો ચાલે.

## ઢ અને ડ

૧૭. કેટલાક 'ઢ' ને બદલે 'હ' અને 'ડ' છૂટા પાડીને લખે છે. જેમકે, કહાડવું, વહાડવું. તેમ ન લખતાં કાઢ, વાઢ, ટાઢ, અઢાર, એમ લખવું. પરંતુ ચઢવું, લઢવું, દાઢમ, ન લખતાં ચડવું, લડવું, દાડમ એમ લખવું.

૧૮. કહેવડાવવું–કહેવરાવવું, ગવડાવવું–ગવરાવવું, ઉડાડવું–ઉરાડવું, બેસાડવું–બેસારવું, જેવાં પ્રેરક રૂપોમાં ડ અને ર નો વિકલ્પ રાખવો.

નોંધ—આમાંથી 'ર'વાળાં રૂપો શિષ્ટ સાહિત્યમાં વધારે પ્રમાણમાં વપરાય છે.

## જોડાક્ષર

૧૯. અલ્પપ્રાણ અને મહાપ્રાણ સંયુક્ત હોય એવા તદ્ભવ શબ્દોમાં મહાપ્રાણનું દ્વિત્વ કરવું. ઉદા૦–ચોખ્ખું, ચિઠ્ઠી, પથ્થર, ઝભ્ભો. પણ 'ચ' તથા 'છ'નો યોગ હોય તો ચ્છ લખવું, છ્છ નહીં. ઉદા૦–અચ્છેર.

## 'ઈ' અને 'ઉ' (હ્રસ્વ અને દીર્ઘ)

૨૦ તદ્દ્ભવ શબ્દોમાં અંત્ય 'ઇ' તથા 'ઉ' સાનુસ્વાર કે નિરનુસ્વાર એ અનુક્રમે દીર્ઘ અને હ્રસ્વ લખવાં. ઉદા૦–વીંછી, અહીં, દહીં, પિયુ, લાડુ, જાુદું.

નોંધ—હ્રસ્વ 'રુ' આ પ્રમાણે લખાય છે અને દીર્ઘ 'રૂ' આ પ્રમાણે લખાય છે.

અપવાદ—એકાક્ષરી શબ્દોમાં નિરનુસ્વાર (અનુસ્વાર વિનાનો) ઊ દીર્ઘ લખવો. ઉદા૦–લૂ, થૂ, બૂ, ભૂ, જૂ.

૨૧. અનંત્ય ઈ તથા ઊ ઉપર આવતા અનુસ્વારનો ઉચ્ચાર કોમલ થતો હોય ત્યારે ઈ કે ઊ દીર્ઘ લખવાં. ઉદા૦–ઈંડું, સીંચણિયું, લૂંટ, પૂંછડું, વરસૂંદ.

અપવાદ—કુંવારું, કુંભાર, સુંવાળું.

૨૨. શબ્દમાં આવતા યુક્તાક્ષરથી જ્યાં આગલા સ્વરને થડકો લાગતો હોય ત્યાં ઇ કે ઉ જે હોય તે હ્રસ્વ લખવો. અનુસ્વારનો ઉચ્ચાર અનુનાસિક જેવો થતો હોય (તીવ્ર અનુસ્વાર હોય) ત્યાં યુક્તાક્ષર ગણવો. ઉદા૦–કિસ્તી, શિસ્ત, જુસ્સો, ચુસ્ત, છેતરપીંડી, જિંદગી, લુંગી.

૨૩. જ્યાં વ્યુત્પત્તિને આધારે જુદી જોડણી ન થતી હોય તેવા બે અક્ષરના શબ્દમાં ઉપાન્ત્ય ઈ તથા ઊ દીર્ઘ લખવાં. ઉદા૦–ચૂક, તૂત, ઝૂલો, જીનો, ઝીણું.

અપવાદ—સુખી, દુ:ખ.

૨૪. જ્યાં વ્યુત્પત્તિને આધારે જુદી જોડણી ન થતી હોય ત્યાં બેથી વધારે અક્ષરના શબ્દોમાં ઈ કે ઊ પછી લઘુ અક્ષર આવે તો તે દીર્ઘ લખવાં, અને ગુરુ અક્ષર આવે તો હ્રસ્વ લખવાં. ઉદા૦–ખુશાલ, નીકળ, મૂલવ, વિમાસ, મજૂર, કિનારો, ઇત્યાદિ.

અપવાદ—૧. વિશેષણ પરથી થતાં નામો તેમજ નામ પરથી બનતાં ભાવવાચક નામોમાં મૂળ શબ્દોની જોડણી કાયમ રાખવી. ઉદા૦–ગરીબ–ગરીબાઈ, વકીલ–વકીલાત, મીઠું–મીઠાશ, જૂઠું–જૂઠાણું.

અપવાદ—૨. કેટલાક શબ્દો બોલતાં ઉપાન્ત્ય અક્ષર પર ભાર આવે છે; ત્યાં ઈ કે ઊ જે હોય તે દીર્ઘ કરવાં. ઉદા૦–કબીલો, દાગીના, વગેરે.

૨૫. ચાર અથવા તેથી વધારે અક્ષરના શબ્દોમાં આદિ ઇ કે ઉ હ્રસ્વ લખવાં. ઉદા૦–મિજલસ, હિલચાલ, કિલકિલાટ, ખિસકોલી.

નોંધ—આ જાતનો શબ્દ સમાસ હોય તો સમાસના અંગભૂત શબ્દોની જોડણી કાયમ રાખવી. ઉદા૦–ભૂલથાપ, બીજવર, હીણકમાઉ.

૨૬. પ્રાથમિક શબ્દો પરથી ઘડાતા શબ્દોમાં તથા ધાતુનાં પ્રેરક અને કર્મણિપ્રયોગનાં રૂપોમાં પ્રાથમિક શબ્દ અથવા ધાતુની મૂળ જોડણી કાયમ ન રાખતાં કલમ ૨૪ અને ૨૫ પ્રમાણે જોડણી કરવી. ઉદા૦–ભૂલ, ભુલામણી; શીખ, શિખામણ; ઊઠ, ઉઠાડ, ઉઠમણું; મૂકવું, મુકાવવું.

૨૭. શબ્દના બંધારણમાં 'ઈ' પછી સ્વર આવતો હોય તો તે ઈ ને હ્રસ્વ કરી સ્વરની પહેલાં 'ય' ઉમેરીને લખવું. ઉદા૦–દરિયો. કડિયો, ધોતિયું, કાઠિયાવાડ, પિયર, સહિયર.

નોંધ—શિષ્ટ ગ્રંથોમાં 'દરીઓ' 'કડીઓ' 'પીઅર' જેવા શબ્દો વપરાય છે, પરંતુ વધારે શુદ્ધ અને શાસ્ત્રીય તો ઉપરના નિયમમાં જણાવેલી રીત છે.

૨૮. (अ) વિભક્તિ કે વચનના પ્રત્યયો લગાડતાં શબ્દની મૂળ જોડણી કાયમ રાખવી. ઉદા૦–નદી–નદીઓ, સ્ત્રી–સ્ત્રીઓ, ખૂબી–ખૂબીઓ.

(ब) કરીએ, છીએ એમ લખવું. પણ થયેલું, ગયેલું, સચવાયેલું એવાં રૂપો દર્શાવ્યા પ્રમાણે લખવાં.

૨૯. સજા, મજા, જિંદગી, સમજ, એમાં 'જ', તથા ગોઝારું, મોઝાર, એમાં 'ઝ', અને સાંજમાં 'જ' કે 'ઝ' લખવો.

૩૦. આમલી–આંબલી, લીમડો–લીંબડો, કામળી–કાંબળી, ચાંલ્લો-ચાંદલો, સાલ્લો–સાડલો; એ બન્ને રૂપો ચાલે.

૩૧. જુવો, ધુવો નહીં, પણ જુઓ, ધુઓ લખવું.

## કેટલાક મહત્ત્વના શબ્દોની જોડણી

અગ્નિ
અચ્છેર
અકુલિત
અખંડિત
અગણિત
અંગીકૃત
અંજલિ
અટવી (વન)
અતિથિ
અદ્ભુત
અદ્યાપિ
અદ્વિતીય
અતિશયોક્તિ
અધીન
અધીશ
અધોગતિ
અધ્યાહૃત
અનાદિ
અનુકૂળ
અભિજ્ઞાન (ઓળખની નિશાની)
અભિષેક
અપૂર્વ
અમૂલ્ય
અર્વાચીન
અશ્લીલ
અવનતિ
અસ્તિત્વ
અહર્નિશ
અહિંસા
અહિત
અનિત્ય
અનિમિષ

અનિલ
અનિષ્ટ
અનીતિ
અનુચિત
અનુયાયી
અલાયદું
અંતર્ધાન
અંતરિ (રી) ક્ષ
અભિરુચિ
અવધિ
અહીં
અંકિત
અંતિમ
આકર્ષિત
આકસ્મિક
આજીવિકા
આદિત્ય
આધુનિક
આધ્યાત્મિક
આકૃતિ
આચ્છાદિત
આજ્ઞાધીન
આજ્ઞાંકિત
આપત્તિ
આવૃત્તિ
આશિષ
આશીર્વાદ
આસ્તિક
આહુતિ
આસક્તિ
આહ્નિક
આભૂષણ
આજીજી

આમદાની
ઇન્દ્રિય
ઇત્યાદિ
ઇતિહાસ
ઇજ્જત
ઈશ્વર
ઈશ
ઈપ્સિત
ઈજા
ઈમાન
ઉક્તિ
ઉચ્છૃંખલ
ઉચિત
ઉજ્જ્વલ
ઉત્તીર્ણ
ઉચ્છ્વાસ
ઉત્કંઠિત
ઉત્પત્તિ
ઉદધિ
ઉદાસીન
ઉદ્દામ
ઉપયોગિતા
ઉપવીત
ઉપાધિ
ઉપનિષદ્
ઉન્નતિ
ઉદ્દેશ્ય
ઉષા
ઉષ્ણ
ઉમર કે ઉમ્મર
ઊર્મિ
ઊનતા

ઊર્જસ્વી
ઊર્ધ્વ
ઊષ્મા
ઋગ્વેદ
ઋચા
ઋજુતા(સરલતા)
ઋણ (દેવું)
ઋણાનુબંધ
ઋતુ
ઋત્વિજ્
ઋષિ
એકત્રિત
એકાકી
એકદેશીય
એકાંતિક(અંતિમ-છેવટનું)
એષણા (ઇચ્છા)
ઐચ્છિક
ઐતિહાસિક
ઐશ્વર્ય
ઓજસ્વિતા
ઓચિંતું
ઓશિયાળું
ઓજસ્વી
ઓજસ
ઓદ્ધા
ઓષ્ઠ
ઔચિત્ય
ઔદાર્ય
ઔષધિ
કઠિન
કદાપિ

કદાચિત્
કમંડલુ
કર્મેન્દ્રિય
કલાનિધિ
કવીશ
કાલ્પનિક
કિંચિત્
કીર્તિ
કુંઠિત
કુલવધૂ
કૃતાર્થ
કૌતુક
કનિષ્ઠ
કર્તરિ
કવિ
કવીશ્વર
કબૂલ
કસૂર
કામિની
કાન્તિ
કાનૂન
કાબૂ
કિફાયત
કિંમત
કીમતી
કિસ્મત
કૃતજ્ઞ
કૃતઘ્ન
કૃત્રિમ
ક્રાન્તિ
કૌશલ્ય
ક્રીડા
૩ફલી

કર્તવ્યપરાયણ
કાર્યદક્ષ
કાલાતીત
કોટિ (ટી)
કોટ્યવધી
કોશ (ષ)
ક્રિયાશક્તિ
ખચિત (જડેલું)
ખચીત (જરૂર, ચોક્કસ)
ખિતાબ
ખુશમિજાજ
ખુશામતિયું
ખૂન
ખૂબ
ખૂબી
ગંભીર
ગતિ
ગીતિ
ગીર્વાણ
ગિરા
ગીતા
ગૃહિણી
ગૃહસ્થ
ગ્રીષ્મ
ગ્લાનિ
ગોષ્ઠિ (ષ્ઠી)
ગુણગ્રાહી
ગુણિયલ
ગુરુત્વાકર્ષણ
ગુજરાત
ગૂજરાત
ગૂર્જરી

ગૂંચવણ
ગૌબ્રાહ્મણપ્રતિપાળ
ગ્રથિત
ગ્રામ્ય
ચમત્કારિક
ચરિત-(ત્ર)
ચક્રવર્તી
ચિકિત્સા
ચિરંજીવી
ચિત્ત
ચિતા
ચિંતા
જાતિ
જાદૂ
જાજ્વલ્યમાન
જામિન-જામીન
જિજ્ઞાસા
જાસૂસ
જિહ્વા
જિદ
જિંદગી
જર્જરિત
જનની
જ્યોત્સ્ના
જ્યેષ્ઠ
જીર્ણોદ્ધાર
જીવન
જ્યોતિ
જ્યોતિષ
જુદું
જૂનું
જુગુપ્સા

ઝીણું
ઝૂંપડી
ઝનૂની
ઝળહળાં
ઝંખના
ઝુંબેશ
ઝુંડો
ઝોક
તાત્કાલિક
તત્ત્વ
તદ્ધિત
તથાપિ
તકદીર
તકસીર
તકિયો
તગાદો
તદબીર
તન્દુરસ્ત
તબિયત
તસ્વીર
તાબૂત
તંબુ
તુમાર
તંબૂરો
તિમિર
તિરસ્કાર
તીર્થ
તુમુલ
તેજસ્વી
ત્વરિત
તાત્ત્વિક
તીક્ષ્ણ
તૃપ્તિ

તૃતીય
ત્રૈમાસિક
દક્ષિણ
દરિયો
દસ્તૂર
દહેશત
દિગર
દિલ
દિલગીર
દિલાસો
દીવાન
દીક્ષા
દિગ્દર્શન
દરિદ્ર
દર્શનીય
દાંભિક
દાક્ષિણ્ય
દીર્ઘ
દુનિયા
દૂરબીન
દૂધ
દષ્ટિ
દૈનિક
દૂષિત
દોષિત
દૌર્બલ્ય
દ્યૂત
દ્વંદ્વ
દ્વિગુ
દિનચર્યા
દીક્ષિત
દીપક

દીપાવલિ
દીર્ઘસૂત્રી
દેદીપ્યમાન
દ્વિપ (હાથી)
દ્વીપ (બેટ)
દ્યુતિ
દોષગ્રાહી
ધાર્મિક
ધીમું
ધનિક
ધિક્કાર
ધર્મપત્ની
ધીરતા
ધૂર્ત
ધૂલિ
ધ્વનિ
ધ્રૂજવું
ધૂમકેતુ
ધૂપ
ધ્રુવપદ
ધૂમ્ર
નજદીક
નવાજિશ
નસીહત કે નસિયત
નાજર
નાબૂદ
નાસિ (સી) પાસ
નાસૂર
નિગાહ
નિસ્બત
નિહાલ
નીલમ
નુકસાન

નાગરિક
નાટકીય
નાભિ
નાવિક
નિદ્રા
નિપુણ
નિમિત્ત
નિયમ
નિરાશ
નિરીક્ષણ
નવલિકા
નવીન
નવુંજૂનું
નંદનવન
નિગૂઢ
નિચોડ
નિદર્શન(ઉદાહરણ)
નિમણૂક
નિમંત્રણ
નીરસ
નિરુદ્યમી
નેપથ્ય
નિર્માણ
નિશ્ચિત
નિષ્ઠા
નીતિ
નિષ્ઠુર
નીરોગ (નીરોગી)
નૈપુણ્ય
ન્યૂન
નૈસર્ગિક
પતિત

પથિક
પરકીય
પદવિ (-વી)
પરિણામ
પરિવર્તન
પરિશિષ્ટ
પસંદ
પારિતોષિક
પિષ્ટપેષણ
પ્રતિજ્ઞા
પ્રતિકાર
પ્રતિભા
પ્રતિધ્વનિ
પરિષદ્
પરીક્ષા
પરાપૂર્વ
પરાઙ્મુખ
પાણિ (હાથ)
પાણી (જલ)
પારિભાષિક
પ્રશસ્તિ
પ્રવીણ
પ્રાસ્તાવિક
પ્રાસંગિક
પુલ
પૂજા
પૂજ્ય
પૂર્ણિમા
પૃથ્વી
પૌષ્ટિક
પ્રકીર્ણ
પ્રતિકૂલ
પ્રતીતિ

| | | | |
|---|---|---|---|
| પ્રીતિ | ભૂલ | મુશ્કેલી | રતિ |
| પ્રાચીન | ભૌગોલિક | મુસદ્દી | રમણીય |
| પ્રામાણિક | ભૌતિક | મુજબ | રશ્મિ |
| ફકત | ભ્રાન્તિ | મજૂર | રવિ (સૂર્ય) |
| ફકીર | ભસ્મીભૂત | મહિમા | રસિક |
| ફરિયાદ | ભક્તિ | મંદિર | રાશિ (ઢગલો) |
| ફિતૂર | મંજુલ | માહિતી | રાશી (ખરાબ) |
| ફિરંગી | મદિરા | માસિક | રજની |
| બાલિકા | મનસ્વી | મંજૂષા | રહિત |
| બીભત્સ | મતિ | મહિલા | રજૂ |
| બુદ્ધિ | મયૂર | માંગલિક | રમૂજ |
| બિન્દુ | મલિન | મિથ્યા | રાખેતો (ધારો) |
| બ્રહ્મચર્ય | મહર્ષિ | મીમાંસા | રિસાયત |
| બધિર | મકદૂર, મગદૂર | મુમુક્ષુ | રિવાજ |
| બક્ષિસ (શ) | મજકૂર | માર્મિક | રુશવત |
| બાજુ, બાજૂ | મજબૂત | માનસિક | રીતિ |
| બિરાદર | મનસૂબો | મિત્ર | રીત |
| બિલકુલ | મિજલસ | મિષ | રુચિ |
| બીમાર | મરહૂમ | મુહૂર્ત | રૂઢિ |
| બૂરું | મરતબો | મૂર્તિ | લાજિમ, લાજમ |
| બેવકૂફ | મોકૂફ | મૌક્તિક | લેબાસ |
| બેહૂદું | મોજૂદ | યશસ્વી | લાલિત્ય |
| બંદૂક | મશગૂલ | યથાવિધિ | લૌકિક |
| ભયભીત | મહેસૂલ | યજ્ઞોપવીત | લાવણ્ય |
| ભજનિક | માલિક | યાજ્ઞિક | લાક્ષણિક |
| ભગિની | માલૂમ | યુક્તિ | લલિત |
| ભવદીય | મિજાજ | યૌવન | લીટી |
| ભાગીરથી | મિલકત | યાંત્રિક | વહ્નિ |
| ભિક્ષુક | મિનારો | યાદદાસ્ત | વારિ (પાણી) |
| ભીરુ | મીનાકારી | યુનાની | વારી (વારો) |
| ભીષણ | મુકદ્દમો | યુરોપિયન | વરિષ્ઠ |
| ભૂતલ | મુનાસબ | યુરોપીય | વનિતા |
| ભૂમિ | મુલતવી | | |

વાણિજ્ય
વશીકરણ
વિચિત્ર
વિજ્ઞપ્તિ
વિત્ત
વિકટ
વિકાસ
વિક્રય
વિગ્રહ
વિધવા
વિદિત
વિધુર
વિદૂષક
વિપરીત
વિશુદ્ધ
વ્યતીત
વિનિપાત
વક્તવ્ય
વગેરે
વદાય
વસૂલ
વાજબી
વધુ (વધારે)
વધૂ (વહુ)
વંચિત
વિભૂતિ
વિવિધ
વિષાદ
વ્યાધિ
વિસ્તીર્ણ
વિસ્મિત
વિનીત
વૃત્તિ

વ્યક્તિ
વ્યાખ્યા
વિહિત
વિનશ્વર
વિપ્લવ
વિશિષ્ટ
વિશ્રંભકથા
વિસ્મૃત
વૃષ્ટિ
વેતન
વૈકલ્પિક
વૈશ્યવૃત્તિ
શક્તિ
શારીરિક
શીત
શીઘ્ર
શાપ
શાશ્વત
શિક્ષિત
શીર્ષક
શુચિ
શુદ્ધિ
શામેલ
શાહેદી
શુમારે
શુશ્રૂષા
શૂન્ય
શિથિલ
શિક્ષા
શર્વરી
શૃંગાર
શ્રીયુત

શ્રુતિ
શ્લાઘ્ય
શ્લેષ
શ્રમવિભાગ
શ્રદ્ધાંજલિ
શ્રાદ્ધ
શ્રુતલેખન
શ્રોતાજન
શ્રોત્રિય
શ્વાસોચ્છ્વાસ
શ્વેત
સમિતિ
સમયસૂચક
સમાધિ
સમાપ્તિ
સમીક્ષા
સંતતિ
સંદિગ્ધ
સંક્ષિપ્ત
સંભાવિત
સરિતા
સારથિ
સીમન્ત
સમીપ
સર્જન
સમૂહ
સહાનુભૂતિ
સગીર
સરદહ
સનદ કે સનંદ
સબૂરી
સિપાહી (ઈ)
સંગીત

સંગતિ
સંધિ
સંન્યસ્ત
સંપત્તિ
સાત્ત્વિક
સૂક્ષ્મ
સૂત્રધાર
સ્થિતિ
સ્થૂલ
સ્ફુર્તિ
સ્વસ્તિક
સ્વીકાર
સાનંદાશ્ચર્ય
સામગ્રી
સામાજિક
સાહિત્ય
સિદ્ધાંત
સીમા
સૂચના
સૂરત
સ્તુતિ
સ્મિત
સમૃદ્ધિ
સર્વજ્ઞ
સર્વથા
સર્વવ્યાપી
સહચારિણી
સાન્નિધ્ય
સંપૂર્ણ
સંભાવના
સાદૃશ્ય
સુરભિ
સોગંદ

| | | | |
|---|---|---|---|
| સૌષ્ઠવ | હાનિ | હમેશ (શાં),હંમેશ | હરિયાળું |
| સૌભાગ્ય | હાર્દિક | હાકેમ | હરિણાક્ષી |
| સ્તબ્ધ | હિત | હિકમત | હસ્તકૌશલ્ય |
| સ્થંભ | હિમ | હિસાબ | હાસ્યાસ્પદ |
| સ્થાનિક | હીન | હુકમ | હેત્વાભાસ |
| સ્થાપક | હિમરશ્મિ | હોશિયાર | હોતા |
| સ્થૈર્ય | હકીમ | હોદ્દો | ક્ષમાશીલ |
| સ્ફોટ | હકૂમત | હ્રસ્વ | ક્ષાત્રધર્મ |
| સ્વપ્નસૃષ્ટિ | હજૂર | હ્રાસ | ક્ષિતિજ |
| સ્વૈરવિહાર | હજુ | હૃદય | ક્ષીણ |
| હર્ષાશ્રુ | હપ (ફ) તો | હૃષીકેશ | |

———

# પ્રકરણ ચોથું

## તદ્ધિત અને કૃત્ પ્રત્યયો

તદ્ધિત પ્રત્યયો—તદ્ધિત અને કૃત્ પ્રત્યયોનું સ્વરૂપ અને તે લાગતાં શબ્દના રૂપમાં થતા ફેરફારનું જ્ઞાન તત્સમ શબ્દોની શુદ્ધ જોડણી માટે અનિવાર્ય છે. સંસ્કૃતમાં સાધિત શબ્દો જે પ્રત્યયોથી બને છે તે બે પ્રકારના છે: કૃત્ કે ક્રિયાપદના ધાતુરૂપને લાગતા પ્રાથમિક પ્રત્યયો (primary affixes) અને **તદ્ધિત** કે નામાદિક પદોને લાગતા દ્વૈતીયિક પ્રત્યયો (secondary affixes)*. તદ્ધિત પ્રત્યયો ધાતુ સિવાયનાં સર્વ પદોના–નામ, સર્વનામ, વિશેષણ, અવ્યયાદિકના–વિભક્ત્યન્ત કે પ્રાતિપદિક અંગને લાગે છે. તદ્ધિત એટલે 'તત્' એ 'તદ્' સર્વનામનું વિભક્ત્યન્ત રૂપ (અર્થાત્, તદ્થી ઉપલક્ષાતાં નામસર્વનામાદિકનાં વિભક્ત્યન્ત રૂપ) તેને 'હિત'–યોગ્ય, લાગુ પડી શકે તેવા (પ્રત્યય). ટૂંકામાં **નામાદિકના વિભક્ત્યન્ત** (વિભક્તિ-પ્રત્યય જેને લાગે છે તેવું પ્રાતિપદિક અંગ) **રૂપને લાગતા પ્રત્યય તે તદ્ધિત.**

તદ્ધિત પ્રત્યયોમાંથી કેટલાક તત્સમ (સંસ્કૃત) છે, કેટલાક **તદ્ભવ** (ગૂજરાતી) છે, અને કેટલાક ફારસી–અરબી છે.

---

* તદ્ધિત પ્રત્યયો નામિક પદો, જે પ્રાથમિક હોય કે ધાતુમાંથી સાધિત થએલા હોય, તેમને બંનેને લાગતા હોવાથી એમને દ્વૈતીયિક પ્રત્યયો (secondary affixes) કહે છે. ઉ. ત. नी ધાતુને કર્તૃત્વવાચક કૃત્ પ્રત્યય अक, અને ભાવ-વાચક કૃત્ પ્રત્યય ति લાગીને नायक અને नीति શબ્દો બન્યા. એમને ફરી તદ્ધિત ભાવવાચક त्व પ્રત્યય અને સંબંધવાચક इक પ્રત્યય લગાડીએ એટલે नायकत्व અને नैतिक જેવા શબ્દો સિદ્ધ થાય. અહીં કૃત્ પ્રત્યયો अक કે ति એ છે, અને તદ્ધિત त्व, इक વગેરે પ્રત્યયો એ દ્વૈતીયિક પ્રત્યયો છે, એ સ્પષ્ટ થશે.

# તત્સમ કે સંસ્કૃત તદ્ધિત પ્રત્યયો

| તદ્ધિત પ્રત્યયનો પ્રકાર (અર્થદર્શક) | તદ્ધિત પ્રત્યય | તેને યોગે મૂળ શબ્દમાં વિકાર કે ફેરફાર | દાખલા |
|---|---|---|---|
| (૧) જ્ઞાતૃવાચક—('જાણનાર,' અધ્યયન કરનાર' એ અર્થમાં) | अ | આદિ સ્વરની વૃદ્ધિ[2] અને અંત્ય 'અ' નો લોપ[3] | [1] વૈયાકરણ (વ્યાકરણનું અધ્યયન કરનાર) |
| | इक | ,, | આલંકારિક (અલંકારનો અભ્યાસી) |
| | | | નૈયાયિક (ન્યાય કે તર્કશાસ્ત્ર જાણનાર) |
| | | | પૌરાણિક (પુરાણોનો અભ્યાસી) |
| | अक | — | મીમાંસક (મીમાંસા જાણનાર) |

---

૧. નોંધ-'વ્યાકરણ' ના व्या ના य નો इय થઇને विया બન્યું, અને તેના આદિ સ્વરની વૃદ્ધિ થવાથી 'વૈયાકરણ' રૂપ સિદ્ધ થયું.

૨. નોંધ-સામાન્ય રીતે अ, य, इक, ईन, एय અને त्य એ પ્રત્યયોને યોગે આદિ સ્વરની વૃદ્ધિ થાય છે. ભાષાવિજ્ઞાન પ્રમાણે આ વૃદ્ધિ એ પ્રયત્ન—accent—નું પરિણામ છે.

૩. નોંધ-સ્વર કે य જેને આરંભે હોય એવા પ્રત્યયો પૂર્વે છેલ્લાં अ, आ, इ, ई લોપાય છે.

| | | | |
|---|---|---|---|
| (૨) અપત્યાર્થવાચક-(અપત્ય–પુત્ર કે પુત્રી અને વંશજના અર્થમાં) | अ | આદિ સ્વરની વૃદ્ધિ | પાર્વતી (પર્વતની પુત્રી), ભાર્ગવ (ભૃગુનો પુત્ર કે વંશજ), યાદવ[1] (યદુનો પુત્ર કે વંશજ), પાર્થ (પૃથા–કુંતીનો પુત્ર), પાંચાલી (પાંચાલ–પંચાલોનો રાજા–તેની પુત્રી). |
| | इ | ” | દાશરથિ (દશરથનો પુત્ર), કાર્ષ્ણિ (કૃષ્ણનો પુત્ર–મદન). |
| | एय | ” | ગાંગેય (ગંગાનો પુત્ર), વૈનતેય (વિનતાનો પુત્ર), કૌન્તેય (કુન્તાનો પુત્ર), ભાગિનેય (ભગિની–બ્હેનનો પુત્ર), |
| | य | ” | દૈત્ય (દિતિના વંશજ), શાંડિલ્ય (શંડિલના પુત્ર કે વંશજ). જામદગ્ન્ય (જમદગ્નિના પુત્ર), યાજ્ઞવલ્ક્ય (યજ્ઞવલ્કના પુત્ર). |
| | इय | — | સ્વસ્રીય (બેનનો પુત્ર, ભાણેજ). |
| (૩) પ્રકૃતિ કે ઉત્પત્તિસ્થાનવાચક (–'માં થયેલું, બનેલું વસેલું' એ અર્થમાં) | य | — | તાલવ્ય (તાલુ–તાળવામાંથી આવેલું, થયેલું) વન્ય (વનમાં થયેલું) ગ્રામ્ય (ગ્રામમાં બનેલું, વસેલું) અંત્ય (અંતમાં વસેલું, રહેલું) |
| | त्य | આદિ સ્વરની વૃદ્ધિ | દાક્ષિણાત્ય (દક્ષિણમાં થયેલું) પાશ્ચાત્ય ('પશ્ચાત્'–પશ્ચિમમાં થયેલું) પૌરસ્ત્ય ('પુરસ્'–પૂર્વમાં થયેલું) અમાત્ય (પાસે રહેલો અધિકારી) અત્રત્ય (અહીં થયેલું, બનેલું) |
| | म | — | મધ્યમ (મધ્યમાં રહેલું) |

૧. નોંધ—સ્વર કે य् થી આરંભાતા પ્રત્યયો પૂર્વે અંત્ય उ, ऊ નો ગુણ થાય છે, અને ओ, औ ના अय्, अव् થાય છે. જેમ કે यदु+अ = यादव, गो+य=गव्य.

| | | | |
|---|---|---|---|
| | म | — | અધમ (અધસ્-નીચે પડેલું, રહેલું) |
| (૪) સંબંધવાચક—(—'ના સંબંધી' 'તત્સંબંધી' એ અર્થમાં) | इक | આદિ સ્વરની વૃદ્ધિ ને અંત્ય 'અ' નો લોપ | માનસિક (મન સંબંધી, મનને લગતું), ધાર્મિક (ધર્મ સંબંધી), વાર્ષિક (વર્ષ સંબંધી, વર્ષને લગતું), નૈસર્ગિક, પ્રામાણિક, સામયિક, આધ્યાત્મિક. (નોંધ—'રસિક' 'ધનિક'માંનો 'ઇક' ઉપરના પ્રત્યયથી જુદો છે.) |
| | अ | ,, | પાંચાલ (પંચાલોનો સ્વામી), માગધી (મગધ દેશની ભાષા), વૈશાખ (વિશાખા નક્ષત્રના સંબંધવાળો માસ), ચાન્દ્ર (ચન્દ્રને લગતો). |
| | इय | ,, | રાષ્ટ્રિય, શ્રોત્રિય |
| | ईय | — | મદીય (મારું), ત્વદીય (તારું), રાજકીય,[1] પાણિનીય. |
| | ईन | — | કુલીન, ગ્રામીણ, નવીન, વિશ્વજનીન |
| | य | આદ્ય સ્વરની વૃદ્ધિ | પાદ્ય (પગ ધોવા માટેનું પાણી), અર્ઘ્ય, નૈવેદ્ય, વધ્ય. |
| (૫) વિકૃતિ કે પરિણામવાચક (—'નું બનેલું' 'માંથી પરિણમેલું' એ અર્થમાં) | मय | — | વાઙ્મય (વાણીનું બનેલું, વાણીનું પરિણામ—સાહિત્ય), મૃણ્મય (માટીનું બનેલું), કાષ્ઠમય, તન્મય, ઇ૦. |
| | य | — | દ્રવ્ય (દ્રુ—વૃક્ષનું બનેલું, વૃક્ષમાંથી પરિણમેલું તે) ગવ્ય (ગાયમાંથી પરિણમેલું તે) |
| | सात् | — | ભસ્મસાત્, આત્મસાત્. |
| (૬) ભાવવાચક— | त्व | — | ગુરુત્વ (મોટાપણું), બ્રાહ્મણત્વ |

૧. નોંધ—સ્વ, પર, રાજન્ વગેરેને ईय લાગતાં પૂર્વે क् આગમ (વધારાનો) આવે છે. જેમકે, સ્વકીય, પરકીય, રાજકીય, ઈ૦

| | | | |
|---|---|---|---|
| | | | ( બ્રાહ્મણપણું ), પુરુષ, મનુષ્યત્વ. |
| | ता[1] | — | ગુરુતા, મધુરતા, બ્રાહ્મણુતા. |
| | य | આદિ સ્વરની વૃદ્ધિ અને અંત્ય 'અ' નો લોપ | સ્વાસ્થ્ય (સ્વસ્થપણું), સૌન્દર્ય, વાણિજ્ય, જાડ્ય, ચૈતન્ય. |
| | अ | ,, | માર્દવ, લાઘવ, યૌવન, મૌન, કૌમાર. |
| | इमन् | અંત્ય સ્વરનો લોપ | લઘિમા, કાલિમા, રક્તિમા, નીલિમા, અણિમા, મહિમા. |
| (૭)સ્વામિત્વવાચક-(-વાળું, યુક્ત એ અર્થમાં ) | मत्- वत् | — | ધીમાન્ ('ધીમત્' નું પ્રથમા એકવચન ), શ્રીમાન્ ( શ્રીમત્' નું પ્રથમા એકવચન ). ભાસ્વાન્, લક્ષ્મીવાન્, ધનવાન્. ( શબ્દને અંતે કે ઉપાન્તે 'અ' કે 'મ' હોય તો मत् ને બદલે वत् લાગે છે. ) નોંધ—ગૂજરાતીમાં છેલ્લા વ્યજનમાં 'અ' ઉમેરીને બોલાય છે. જેમકે, બુદ્ધિમાન, ધનવાન, જ્ઞાનવાન, ઇ૦. માટે અ-કાર ઉમેરીને જ લખવું. |
| | इक | અંત્ય સ્વરનો લોપ | રસિક, ધનિક, ક્રમિક |
| | इन् | | પક્ષી (પક્ષિન્—પક્ષવાળો—નું પ્રથમા એ. વ.) વિદ્યાર્થી, યોગી, ધની. |
| | इन | — | કુલિન, મલિન |
| | विन् | — | તેજસ્વી (તેજસ્વિન્નું પ્ર. એ. વ.) યશસ્વી, માયાવી, મેધાવી. |
| | ग्मिन् | — | વાગ્મી (વાણીનો સ્વામી), દયાળુ. |
| | आट, आल | — | વાચાટ ( વાતોડિયો ), વાચાળ. |
| | आलु | — | દયાલુ |

---

૧. ता પ્રત્યય ગ્રામ, જન, બંધુ, સહાય, ગજ ઇ૦ને લાગતાં સમૂહવાચક અર્થ થાય છે. જેમકે જનતા=જનોનો સમૂહ, ગ્રામતા=ગ્રામોનો સમૂહ.

| | | | |
|---|---|---|---|
| | ल | — | વત્સલ, પાંસુલ (ધૂળવાળું), ફેનલ (ફીણવાળું). |
| | इल | — | ફેનિલ, જટિલ, પંકિલ. |
| | वल | — | કૃષીવલ (ખેતીવાળો-ખેડૂત), રજસ્વલા. |
| | र | — | મધુર, પાણ્ડુર. |
| | श | — | રોમશ (રોમ-વાળવાળો), કપિશ |
| | इत | — | પ્રતિબિંબિત (પ્રતિબિંબવાળું બનેલું), કંટકિત (કંટકવાળું થયેલું) પુલકિત(પુલક-રોમાંચવાળું થયેલું), કુસુમિત, ફલિત, દુઃખિત. |
| (૮) સ્વાર્થવાચક-(મૂળ શબ્દનો જ અર્થ દર્શાવે-પોતાનો વિશેષ અર્થ ન હોય તેવા પ્રત્યય) | य | આદિ સ્વરની વૃદ્ધિ | ચાતુર્માસ્ય (ચાતુર્માસ), સૌદર્ય (ભાઈ કે સોદર), સૌખ્ય. |
| | अ | ,, | દૈવ, દૈવત, બાન્ધવ. |
| | क | — | બાળક (બાળ), વાલુકા (વાલુ, રેતી). |
| | धेय | — | નામધેય (નામ) ભાગધેય (ભાગ્ય) |
| | ता | — | દેવતા |
| (૯) તુલનાવાચક કે ઉત્કર્ષવાચક | तर-तम | — | પ્રિયતર (વધારે વહાલું) પ્રિયતમ (સૌથી વહાલું) |
| | ईयस्-इष्ठ | આદિ સ્વરનો ગુણ, અંત્ય સ્વરનો લોપ | શ્રેયસ્ (વધારે સારું) શ્રેષ્ઠ (સૌથી સારું) પ્રેયસ્ (વધારે પ્રિય) જયેષ્ઠ (સૌથી મોટું) |
| (૧૦) લઘુતા, અનુકંપા કે તિરસ્કાર-વાચક | क | — | અશ્વક (ખરાબ, નકામો ઘોડો) પુત્રક (બિચારો, દયાપાત્ર પુત્ર) નાટિકા (નાનું નાટક) |
| | र | | કુટીર |
| | तर | | વત્સતર (વાછરડું) |

| | | | |
|---|---|---|---|
| (૧૧) ઇષદ્ ન્યૂનતા-વાચક- | कल्प | — | દ્વીપકલ્પ ( દ્વીપ થવામાં સહેજ ન્યૂન, અપૂર્ણ ) |
| (થોડી, કંઈક અપૂર્ણતા દર્શાવનાર) | प्राय | — | મૃતપ્રાય ( મરવામાં સહેજ બાકી ), નષ્ટપ્રાય. |
| (૧૨) અલ્પતાવાચક | चित् | — | કિંચિત્ ( કાંઈ પણ ) |
| (સર્વનામમાંથી વિશેષણ બનાવે છે.) | अपि | — | કિમપિ ( કાંઈ પણ ) |
| (૧૩) સ્થળવાચક- (સર્વનામમાંથી અવ્યય બનાવે છે.) | त्र | — | સર્વત્ર, અત્ર, તત્ર. |
| (૧૪) રીતિવાચક- | था | — | યથા, સર્વથા, અન્યથા. |
| (સર્વનામમાંથી અ- | धा | — | અનેકધા (અનેક રીતે), દ્વિધા. |
| વ્યય બનાવે છે.) | शः | — | બહુશઃ, અનેકશઃ |
| (૧૫) કાલવાચક- (સર્વનામમાંથી અવ્યય બનાવે છે.) | दा | — | યદા, સર્વદા, એકદા. |
| (૧૬) સાધન કે કરણવાચક- (નામ કે સર્વનામમાંથી અવ્યય બનાવે છે) | तस् | — | યત્નતઃ, અર્થતઃ, સ્વતઃ |
| (૧૭) સંબંધવાચક- | तन | — | ચિરંતન (ચિરકાલીન), પુરાતન, સનાતન, હ્યસ્તન, નૂતન. |
| (અવ્યય ઉપરથી વિશેષણ બનાવે છે.) | ईन | — | પ્રાચીન ( પહેલાંના કાળનું ), અર્વાચીન, સમીચીન. |

## તદ્ધિતરૂપે પ્રયોજાતા કેટલાક તત્સમ શબ્દો

કેટલાક તત્સમ શબ્દોનો પ્રયોગ તદ્ધિત પ્રત્યયો જેવો થાય છે. એ શબ્દોનો સ્વતંત્ર પ્રયોગ ભાગ્યે જ થાય છે. ઘણુંખરું એ સમાસના પૂર્વ કે

ઉત્તર પદ રૂપે જ આવે છે અને એમની સાથે સમાસ પામેલા મુખ્ય શબ્દના અર્થમાં વિશેષતા આણે છે. એ શબ્દો નીચે પ્રમાણે છે.

**અધીન**—તાબે-આજ્ઞાધીન, સ્વાધીન, પરાધીન.

**અંકિત**—ચિહ્નિત-આજ્ઞાંકિત, સ્નેહાંકિત.

**અંતર**—અન્ય-ભાષાન્તર, રૂપાન્તર, દેશાન્તર.

**અન્વિત**—યુક્ત-દુ:ખાન્વિત, ભયાન્વિત.

**અતીત**—પર, દૂર ગયેલું—કલ્પનાતીત, કાલાતીત.

**અભિમુખ**—પ્રતિ, તરફ-પૂર્વાભિમુખ, મરણાભિમુખ.

**અર્થી**—ઇચ્છાવાળો-વિદ્યાર્થી, ધનાર્થી.

**અર્હ**—યોગ્ય-પૂજાર્હ, માનાર્હ, પૂજનાર્હ.

**આક્રાન્ત**—ગ્રસ્ત-ભયાક્રાન્ત, દુ:ખાક્રાન્ત.

**આતુર**—ઉત્સુક-ચિંતાતુર, કામાતુર.

**આકુલ**—વ્યાકુલ, ગભરાયેલો-ભયાકુલ, ચિંતાકુલ.

**આપત્તિ**—ઘટના—ઇષ્ટાપત્તિ, અર્થાપત્તિ.

**આપન્ન**—યુક્ત-દુ:ખાપન્ન.

**આવહ**—લાવનાર, ઉત્પન્ન કરનાર-સુખાવહ, હિતાવહ.

**આર્ત**—પીડિત-શોકાર્ત, તૃષાર્ત, દુ:ખાર્ત.

**આરોપ**—આરોપણ કરવું તે-દોષારોપ, મિથ્યારોપ.

**આસ્પદ**—પાત્ર-લજ્જાસ્પદ, શંકાસ્પદ, હાસ્યાસ્પદ.

**આઢ્ય**—પૂર્ણ-બલાઢ્ય, ધનાઢ્ય, ગુણાઢ્ય.

**ઈષણા**—ઇચ્છા, અભિલાષા-વિત્તૈષણા, પુત્રૈષણા.

**ઉત્તર**—પર, ઊંચું—લોકોત્તર.

**ઉન્મુખ**—સમીપ-વિજયોન્મુખ, મરણોન્મુખ.

**કર**—કરે તેવું-હિતકર, દુ:ખકર, શ્રેયસ્કર, પ્રભાકર.

**કાર**—કરનાર-ગ્રંથકાર, સુવર્ણકાર, કુંભકાર.

**કાલીન**—સમયનું-પૂર્વકાલીન, સમકાલીન, ઉત્તરકાલીન.

**ગત**—પડેલું, ગયેલું-મનોગત, દષ્ટિગત, ગતવૈભવ, ગતપ્રાણ.

**ગમ્ય**—જણાય તેવું, જ્ઞેય-પ્રવાસગમ્ય, બુદ્ધિગમ્ય.

**ગ્રસ્ત**—ગળેલું-વ્યાધિગ્રસ્ત, ચિંતાગ્રસ્ત.

**ચ્યુત**—પડેલું, ભ્રષ્ટ થયેલું-પદચ્યુત, ધર્મચ્યુત.
**જન્ય**—ઉદ્‌ભવેલું-સ્પર્શજન્ય, અજ્ઞાનજન્ય.
**જીવી**—વડે જીવતું-ધનજીવી, રૂપજીવી, શ્રમજીવી.
**દર્શી**—જોનાર-સૂક્ષ્મદર્શી, દીર્ઘદર્શી.
**દ**—આપનાર-સુખદ, દુઃખદ, જલદ.
**દાયી**—આપનાર-કલ્યાણદાયી, મોક્ષદાયી.
**ધર**—ધારણ કરનાર-જલધર, પયોધર, શસ્ત્રધર.
**નિષ્ઠ**—પરાયણ-કર્મનિષ્ઠ, ધર્મનિષ્ઠ.
**પર**—પરાયણ, તરફ વૃત્તિવાળો-સ્વાર્થપર, તત્પર.
**પરાયણ**—મગ્ન-ભક્તિપરાયણ, ધર્મપરાયણ, સ્વાર્થપરાયણ.
**બાહ્ય**—બહારનું, વિરુદ્ધ-ધર્મબાહ્ય, જાતિબાહ્ય.
**ભાવ**—સંબંધ, વૃત્તિ-સ્થાયીભાવ, બાલભાવ, બંધુભાવ, કાર્યકારણભાવ.
**ભૂત**—જેવું બનેલું-અંગભૂત, નિમિત્તભૂત, પ્રમાણભૂત.
**માત્ર**—કેવળ-ક્ષણમાત્ર, લેશમાત્ર, નિમિત્તમાત્ર.
**લબ્ધ**—પ્રાપ્ત-લબ્ધપ્રતિષ્ઠ.
**શત્રુ**—દુશ્મન, વિરોધી-જ્ઞાનશત્રુ, અક્ષરશત્રુ, હિતશત્રુ.
**શીલ**—સ્વભાવવાળો-સહનશીલ, દાનશીલ, અધ્યયનશીલ.
**શૂન્ય**—વિનાનો-બુદ્ધિશૂન્ય, જ્ઞાનશૂન્ય.
**સાધ્ય**—પ્રાપ્ય-કષ્ટસાધ્ય, યત્નસાધ્ય.
**સ્થ**—રહેલું, વસેલું-ધ્યાનસ્થ, સ્વર્ગસ્થ.
**હીન**--વિનાનું-વિદ્યાહીન, જ્ઞાનહીન, ગતિહીન.

## તત્સમ કે સંસ્કૃત કૃત્ પ્રત્યયો

**કૃત્ પ્રત્યય**--જે પ્રત્યયો ધાતુને લાગે છે તેમને કૃત્ પ્રત્યય કહે છે. 'કૃત્' એટલે 'કૃ આદિ (ક્રિયાવાચક પદો) ને લાગતા.' આ પ્રત્યયો લાગવાથી ધાતુનાં નામ અને વિશેષણ બને છે. આપણે કૃદંતના પ્રકરણમાં જોઇ ગયા કે જેને અંતે કૃત્-પ્રત્યયો હોય છે તેમને કૃદંત કહે છે. એ જ કૃત્-પ્રત્યયોની અહીં ચર્ચા કરીએ. નીચેના તત્સમ કૃત્-પ્રત્યયો ગૂજરાતીમાં ઘણા પ્રચલિત છે.

| કૃત્ પ્રત્યય | કૃત્ પ્રત્યયનો અર્થ | કૃત્ પ્રત્યયને યોગે ધાતુમાં થતા ફેરફાર | દાખલા |
|---|---|---|---|
| (૧) अ | કર્તૃવાચક—કરનાર, કર્તા એ અર્થમાં (સામાન્ય નામ) છે. | ધાતુના અંત્ય સ્વર અને ઉપાંત્ય હ્રસ્વ સ્વરનો ગુણ થાય છે. પ્રત્યય વિકારક છે. | चुर्—ચોર, सृप्—સર્પ, कृ—ભયંકર, દિવાકર, વિકાર (પ્રેરક) वद्—સંવાદ, વિવાદ (પ્રેરક) श्रम्—વિશ્રામ (પ્રેરક) |
| (૨) अक | ,, | અંત્ય સ્વર અને ઉપાંત્ય 'અ'ની વૃદ્ધિ થાય છે. પ્રત્યય વિકારક છે. | नी—નાયક, गै—ગાયક, कृ—કારક, पच्—પાચક. |
| (૩) अन | ,, | અંત્ય સ્વર અને ઉપાંત્ય હ્રસ્વ સ્વરનો ગુણ થાય છે. | रम्—રમણ, नन्द्—નન્દન, विमुच्—વિમોચન. |
| (૪) इन् | ,, | ,, | त्यज्—ત્યાગી, युज्—યોગી, संयम्—સંયમી. |
| (૫) तृ | ,, | ,, | कृ—કર્તા, भृ—ભર્તા, नी—નેતા, सृज्—સ્રષ્ટા, वच्—વક્તા. |
| (૬) अन | કરણવાચક કે સાધનવાચક | ,, | चर्—ચરણ (જેનાથી ચલાય છે તે પગ) वद्—વદન, कृ—કરણ, शी—શયન. |
| (૭) त्र | ,, | ,, | नी—નેત્ર, श्रु—શ્રોત્ર पा—પાત્ર, शस्—શસ્ત્ર. |

| | | | |
|---|---|---|---|
| (૮) અ | ક્રિયાવાચક કે ભાવવાચક- | વિકારક-અંત્યસ્વર અને ઉપાન્ત્ય હ્રસ્વ સ્વરનો ગુણ થાય છે. | नी-નય, વિનય.<br>भू-સંભવ-પ્રભવ.<br>स्मृ-સ્મર, दिव्-દેવ. |
| (૯) अन | ,, | ,, | स्पष्टीकृ-સ્પષ્ટીકરણ<br>अपहृ-અપહરણ<br>रक्ष्-રક્ષણ, मृ-મરણ,<br>भुज्-ભોજન, शी-શયન. |
| (૧૦) ना | ,, | અવિકારક | घट्-ઘટના, रच्-રચના. |
| (૧૧) आ | ,, | અવિકારક-ધાતુમાં ફેરફાર થતો નથી. | इष्-ઇચ્છા, स्पृह्-સ્પૃહા.<br>कथ्-કથા, पूज्-પૂજા. |
| (૧૨) ति | ,, | ,, | कृ-કૃતિ, नी-નીતિ,<br>गम्-ગતિ, मन्-મતિ<br>(અંત્ય म् અને न् નો લોપ થાય છે.)<br>ग्लै-ગ્લાનિ, हा-હાનિ.<br>(તિનો નિ થયો છે.)<br>वच्-ઉક્તિ, यज्-ઇષ્ટિ.<br>(व् અને य्નું સંપ્રસારણ)<br>दृश्-દૃષ્ટિ, सृज्-સૃષ્ટિ. |
| (૧૩) न | ,, | ,, | यत्-યત્ન, स्वप्-સ્વપ્ન.<br>प्रच्छ्-પ્રશ્ન, यज्-યજ્ઞ. |
| (૧૪) या | ,, | ,, | विद्-વિદ્યા, कृ-ક્રિયા.<br>चर्-પરિચર્યા, દિનચર્યા. |
| (૧૫) इष्णु | શીલવાચક કે સ્વભાવવાચક (વિશેષણ) | વિકારક-અંત્યસ્વર અને ઉપાંત્ય હ્રસ્વ સ્વરનો ગુણ થાય છે. | सह्-સહિષ્ણુ, वृध्-વર્ધિષ્ણુ. |

| | | | |
|---|---|---|---|
| (૧૬) उ | શીલવાચક કે સ્વભાવવાચક (વિશેષણ) | અવિકારક | भिक्ष्-ભિક્ષુ, इष्-ઇચ્છુ, હિતેચ્છુ. |
| (૧૭) उर | ,, | ,, | भास्-ભાસુર, भज्-ભંગુર. |
| (૧૮) र | ,, | ,, | नम्-નમ્ર, हिंस्-હિંસ્ર. |
| (૧૯) वर | ,, | ,, | स्था-સ્થાવર, नश्-નશ્વર. ईश्-ઈશ્વર, भास्-ભાસ્વર. |
| (૨૦) अनीय | વિધિવાચક-(વિશેષણનું વિધ્યર્થ કૃદંત) | વિકારક-અંત્ય સ્વર અને ઉપાંત્ય હ્રસ્વ સ્વરનો ગુણ થાય છે. | कृ-કરણીય, आचर्-આચરણીય. वन्द्-વંદનીય, स्मृ-સ્મરણીય. |
| (૨૧) तव्य | ,, | ,, | कृ-કર્તવ્ય, हृ-હર્તવ્ય. वच्-વક્તવ્ય. |
| (૨૨) य | ,, | વિકારક-અંત્ય ઉપાન્ત્ય હ્રસ્વ-સ્વરની વૃદ્ધિ. | कृ-કાર્ય, हृ-હાર્ય. वच्-વાચ્ય, त्यज्-ત્યાજ્ય. |
| (૨૩) मान-आन | વર્તમાનકાળ-વાચક (વિશે-ષણરૂપનું વર્ત-માનકૃદંત) | વિકારક-અંત્યસ્વર અને ઉપાંત્ય હ્રસ્વ સ્વરનો ગુણ. | प्रवृत्-પ્રવર્તમાન विद्-વિદ્યમાન (કર્મણિ) गम्-ગમ્યમાન ( ,, ) |
| (૨૪) त | ભૂતકાળવાચક (વિશેષણરૂપ-નું ભૂતકૃદંત બનાવે છે.) | અવિકારક. | गम्-ગત, नम्-નત. गुह्-ગૂઢ, वच्-ઉક્ત. सिध्-સિદ્ધ, खिद्-ખિન્ન (તને બદલે દ્‌ને યોગે ન પ્રત્યય) ली-લીન |

## તદ્ભવ કે ગુજરાતી તદ્ધિત પ્રત્યયો

(૧) **ભાવવાચક પ્રત્યયો**—આ પ્રત્યયો વિશેષણને લાગવાથી ભાવવાચક કે ક્રિયાવાચક નામ બને છે.

**આઈ***—મોટાઈ, ગરીબાઈ, પહોળાઈ.

* સં. ति (કૃત્) + का (તદ્ધિતસ્વાર્થિક સ્ત્રીલિંગી પ્રત્યય) > પ્રા. इआ > ગૂ. આઈ (વ્યત્યયદ્વારા). અથવા સં. ता (ભાવવાચક તદ્ધિત) > પ્રા. आ > ગૂ.આઈ (સ્ત્રીલિંગી પ્રત્યય ઈ ઉમેરાતાં).

**આશ**—ખારાશ, ખટાશ, કડવાશ.
**આણુ**[1]—લંબાણુ, ટૂંકાણુ.
**ઈ**[2]—છોકરવાદી, હોશિયારી, ખાનદાની.
**પ કે પો**[3]—સારપ, ઊણપ, ભોંઠપ.
**પણ કે પણું**[4]—મોટપણ, ઘડપણ, પહોળપણ, ગરીબપણું.
**મ**[5]—નાનમ, મોટમ.
**વટ**[6]—સાચવટ, ઘરવટ.

(૨) **સ્વામિત્વવાચક**[7] **પ્રત્યયો**—આ પ્રત્યયો વિશેષણ[8] બનાવે છે.

**આળ**[9]—રીસાળ, શરમાળ, હેતાળ.
**આળું કે વાળું**[10]—છોગાળો, રૂપાળો, લટકાળો, ગુણવાળો.
**ઈલું**[11]—રસીલું, કોડીલું, ઝેરીલો, નાતીલો.
**મંત કે વંત**—શ્રીમંત, ધીમંત, જ્ઞાનવંત, લક્ષ્મીવંત.

(૩) **લઘુતાવાચક કે લાલિત્યવાચક કે સ્વાર્થવાચક પ્રત્યયો**—નીચેના પ્રત્યયો ઘણુંખરું લઘુતા કે નાનાપણું બતાવે છે, પરંતુ કોઇવાર કોમલતા વહાલ કે તિરસ્કાર પણ બતાવે છે. કોઇ વાર તેમનો ખાસ અર્થ હોતો નથી, પરંતુ તે સ્વાર્થે (પોતાના જ અર્થમાં-

---

૧. સરખાવો સં. તદ્ધિત ન (જેમકે 'સ્રૈણ'), અન('રક્ષણ'), કૃત્ અનિ ને નિ ('ધરણિ,' 'ગ્લાનિ')

૨. સરખાવો સંસ્કૃત સ્ત્રીલિંગી ई પ્રત્યય.

૩. સં. त्व તદ્ધિત→ અપ. प्प→ ગૂ૦ પ.

૪. સં त्वन→ અપ प्पणु→ ગૂ. પણ, પણું.

૫. સરખાવો સં. इमन् (લઘિમા, મહિમા)

૬. સં. वृत्ति (सत्यवृत्ति)→ પ્રા (सच्चवट्टि)→ ગૂ. વટ (સાચવટ).

૭ વાળું, યુક્ત એ અર્થવાળા.

૮ કેટલીક વાર આ વિશેષણો નામ રૂપે પ્રયોજાયેલાં હોય છે. જેમકે, 'શ્રીમંતોને પૈસાની પરવા નથી હોતી.'

૯. સરખાવો સં. તદ્ધિત आल (વાચાલ)

૧૦. સરખાવો સં. તદ્ધિત आलु (દયાલુ).

૧૧. સરખાવો અપ. તદ્ધિત इल्ल (छइल्ल, भल्लिल्ल) ગૂ. ઈલ (છેલ, અલબેલા)

અર્થમાં ઉમેરો કર્યા વિના) લાગેલા હોય છે.

ઓ–ઈ–ઉં—બામણો (તિરસ્કારવાચક), ઘડિયું (નાનો ઘડો), સાસરી (સ્વાર્થ), સરવરિયું (લઘુતાવાચક).

ડું[1]—ગામડું, મુખડું (સ્વાર્થ), વેલડી, દીવડી (લઘુતા કે લાલિત્યવાચક) બાલુડું, લાડડી (વાત્સલ્યવાચક), છોકરડા, ઠાકરડા (તિરસ્કારવાચક), રાતડી, છાંયડો (સ્વાર્થ).

લું[2]—મૂગલું, બેડલું, ઘોડલી, પાટલો.

વું[3]—ઝાડવું, લાડવો.

કેટલીક વખત આવા લઘુતાવાચક પ્રત્યયો કોમલતા કે લાલિત્ય આણવાને માટે બેવડાય છે. જેમકે, સેજલડી, આંખલડી, વાંસલડી, સાહેલડી, કોયલડી, પાતળિયો, વાટલડી, બાલુડાં, એકલડા, ઇત્યાદિ. આવા શબ્દો કવિતામાં વિશેષ વપરાય છે અને તેથી અમુક પ્રમાણમાં કાવ્યમાં માધુર્ય, માર્દવ, કોમલતા સાધી શકાય છે. જેમકે,

"ભૂપ મેં દીઠી **ગર્વઘેલડી**, સખી બે મધ્ય ઊભી **અલબેલડી**,
કદળી સ્થંભ જુગલ **સાહેલડી**, વચ્ચે વૈદર્ભી કનકની **વેલડી**."

(નળાખ્યાન–કડવું ૧૫)

## તદ્ભવ કે ગૂજરાતી કૃત્ પ્રત્યયો

(૧) **કર્તૃવાચક પ્રત્યયો**—આ પ્રત્યયો કર્તાના અર્થનું સામાન્ય નામ બનાવે છે.

**આરો**[4]—લુટારો, સથવારો, વણજારો.

**ઐયો**[5]—ગવૈયો, બજવૈયો, ભવૈયો.

**આડી**[6]—ખેલાડી.

---

૧. સં. ट (વધૂટી જેવામાં છે તે)→ અપ. સ્વાર્થિક ड, अड→ ગૂ. ડો-ડી-ડું.

૨. સરખાવો અપ૦ સ્વાર્થિક उल्ल.

૩. સં. સ્વાર્થિક क→ પ્રા. अ→ ગૂ. व શ્રુતિ, ઉકારાંત અંગના યોગે.

૪. સં. કૃત્ कार (कुंमकार)→ પ્રા. आर (कुम्भआर)→ ગૂ. આર (કુંભાર). અંત્ય ઓકાર कार ને લાગેલા સ્વાર્થિક क ને કારણે છે.

૫. સં. કૃત્ अक + क સ્વાર્થિક→ પ્રા. અપ૦ अय + उ ઉપરથી સંભવે.

૬. સરખાવો સં आट→ પ્રા. आड.

નારો[1]—બોલનારો, નાચનારો, ઇ૦.

(૨) **કરણવાચક પ્રત્યયો**—આ પ્રત્યયો કરણવાચક કે સાધનવાચક નામ બનાવે છે.

**આણ**[2]—પલાણ, ચઢાણ.

**ણું-ણી**[3]—દળણું, ગળણું, વલોણું, ચાળણી, ગળણી, ખાંડણી, વીંધણું, વીંજણો,

**ડી**[4]—સારડી.

(૩) **ભાવવાચક પ્રત્યયો**—આ પ્રત્યયો ભાવવાચક નામ બનાવે છે.

**અક**—બેઠકઊઠક, આવકજાવક.

**અણ-અણી-અણું**[3]—લણણી, કરણી, માગણી, ચલણ, વલણ, દેણું, લેણું, દળણું.

**આઇ**—લડાઇ, ચડાઇ, લખાઈ.

**આટ**[5]—ગભરાટ, ચળકાટ, મલકાટ.

**આણ**[6]—વેચાણ, લખાણ, મંડાણ.

**આપ**[7]—મેળાપ.

**આમણ**[8]—શિખામણ, દળામણ, વીણામણ.

**આવટ**[9]—બનાવટ, સજાવટ, ફાવટ.

**ઈ**—બોલી.

**કી-કો**—ડૂબકી, કૂદકો.

**ણૂક**—વર્તણૂક, નિમણૂક.

---

૧. સં. કૃત્ अन + कार ઉપરથી?

૨. સરખાવો કરણવાચક કૃત્ अन.

૩. સં. ભાવવાચક કૃત્ પ્રત્યય अन ઉપરથી.

૪. સં તદ્ધિત લઘુતાવાચક ट (वधूटी) > પ્રા. અપ ड > ગૂ. ડી (સ્ત્રીલિંગી ઈ ના યોગે.)

૫. સરખાવો સં. त्व ભાવવાચક તદ્ધિત.

૬. સં. ભાવવાચક કૃત્ अन ઉપરથી.

૭. સં. त्व > અપ૦ प्प ઉપરથી?

૮, સં. त्वन > અપ૦ प्पण > ગૂજ૦ મણ ?

૯. સં. वृत्त > પ્રા. वट्ट દ્વારા?

**ત**[1]—રમત, લખત, ભરત.
**તર**—ભણુતર, ચણુતર.
**તી**—ચઢતી, પડતી.
**વ**—ચડાવ, પડાવ
**વરો**—ખાવરું, બાવરો.
**વાડ**—મંદવાડ, ગંદવાડ.

(૪) **શીલવાચક પ્રત્યયો**—આ પ્રત્યયો શીલવાચક—સ્વભાવવાચક વિશેષણ બનાવે છે.
**આઉ**—ઉડાઉ, ધરધરાઉ, ચડાઉ.
**આળ**[2]—ખર્ચાળ,
**એલ**—વંઠેલ, પહોંચેલ, ખાધેલ.
**કણું**—વઢકણું, લડકણું.

**નોંધ**—આ ઉપરાંત કૃદંતના પ્રત્યયોનો પણ કૃત્ પ્રત્યયોમાં જ સમાવેશ થાય છે. કૃદંતપ્રત્યયો ધાતુમાંથી વિશેષણ બનાવે છે. કૃદંતોની સવિસ્તર ચર્ચા આગળ 'કૃદંતવિચાર'ના પ્રકરણમાં કરી છે, તેથી અહીં તે સંબંધે વિવેચન કરવાની આવશ્યકતા નથી.

## ફારસી—અરબી[3] પ્રત્યયો

### નામવિશેષણાદિકને લાગતા પ્રત્યયો (તદ્ધિત)

**આ**—'વાળુ'-દાના (જ્ઞાની)
**આના**—'ને માટેનું' 'ને લગતું'-વિશેષણ બનાવે છે-નજરાણા, સાલિયાણા.
**આબાદ**—વસાવેલું, સ્થળ-ઔરંગાબાદ, અમદાવાદ, દોલતાબાદ.

---

૧. સં. કૃત્ તિ ઉપરથી સંભવિત.
૨. સં. તદ્ધિત आल ઉપરથી.
૩. અહીં ફારસી-અરબી શબ્દો ગૂજરાતીમાં વપરાય છે તેવા સ્વરૂપમાં આપ્યા છે. અર્થાત્, તેમની જોડણી ગૂજરાતીમાં વપરાય છે તે સ્વરૂપની રાખી છે.

ઈ–[1]'નું' સંબંધવાચક–વિશેષણ બનાવે છે. શહેરી, અરબી, [1]હિંદી, હલવાઈ.

ઈ–ભાવવાચક–વિશેષણ કે નામ ઉપરથી ભાવવાચક નામ બનાવે છે. નેક–નેકી, ખૂબ–ખૂબી, દોસ્ત–દોસ્તી, ફકીર–ફકીરી, બાદશાહી, સોદાગરી.

**ખાના**—સ્થળ–કારખાના, દૌલતખાના, હમામખાના.

**ગી**—ભાવવાચક–વિશેષણ પરથી નામ બનાવે છે.–તાજગી (તાજહ્–તાજું), બંદગા, ખફગી.

**ગીરી**—ભાવવાચક–ગુલામગીરી, સોદાગીરી.

**ચા**—લઘુતાવાચક–ગાલીચા ( ગાલી–શેતરંજી ), બગીચો.

**ચી**—[2]'ના ધંધાવાળો'–મશાલચી, તોપચી, પખાલચી.

**જાર**—સ્થળવાચક–ગુલજાર.

**તી**—ભાવવાચક–જાસ્તી.

**દાન**—સ્થળવાચક–ગુલદાન, કલમદાન.

**દાર**—સ્વામિત્વવાચક–' વાળું ' એ અર્થમાં–દુકાનદાર, જમીનદાર ઇનામદાર.

**નવીસ**—લેખક, લખનાર–ચિટનીસ (ચિઠ્ઠીનવીસ), મદદનીશ, ફડનવીસ.

**નામા**—લખાણ–હુકમનામું, શાહનામું, બાદશાહનામું.

**પેશ**—'રજૂ કરેલું–થયેલું'–સરપેશ.

**બીન**—'દર્શક, જોવાનું'–દૂરબીન.

**મંદ**—'વાળું'–સ્વામિત્વવાચક–અક્કલમંદ, દોલતમંદ, દાનેશમંદ.

**યાર**— „ „ —મુખત્યાર.

**વાન**—સ્થળવાચક–બાગવાન, મિજબાન, મહેરબાન.

**વર–વાર**–'વાળું'–જાનવર, જોરાવર; ઉમેદવાર, તકસીરવાર.

**વાર**—ભિન્નતા કે પૃથક્તાવાચક–આસામીવાર, સાલવાર.

**શાઈ–શાહી**—ભાવવાચક–નિઝામશાઈ, બાબાશાહી.

**સ્તાન**—સ્થળવાચક–હિંદુસ્તાન, અરબસ્તાન.

---

૧. આ પ્રત્યય ફારસી અને અરબી બંનેમાં સમાન છે. ' અરબી ', ' હલવાઈ ' એ અરબી તદ્ધિત ' ઈ ' ના પ્રયોગ છે.

૨. આ પ્રત્યય મૂળ તુર્કી છે.

## ક્રિયાવાચક પદોને લાગતા કૃત્ પ્રત્યયો

**આવેજ**—'અવલંબતું'. ભાવવાચક નામ બનાવે છે.–દસ્તાવેજ.
**ખોર**—ખાનાર–કર્તૃવાચક નામ બનાવે છે.–હરામખોર, હલાલખોર.
**ગર**—'કરનાર'– „ –સોદાગર, કારીગર.
**ગાર**— „ „ –ગુનેહગાર, મદદગાર.
**દાન**—'જાણનાર' „ –કદરદાન.
**બંધ**—'બનાવનાર' „ –પગડબંધ.

અરબી ભાષામાં ધાતુને પ્રત્યય લાગવાને બદલે ઘણી વાર ધાતુમાં અમુક જાતના વિકાર થઈને સાધિત શબ્દો બને છે.

| ધાતુ | વિકાર | સાધિત શબ્દ | |
|---|---|---|---|
| હકમ (હુકમ કરવો) | ધાતુના આદિ 'અ' નો 'આ', અને દ્વિતીય 'સ્વર'ની 'ઇ' થાય છે. | હાકિમ(હુકમ કરનાર) | (કર્તરિ વિશેષણરૂપ કૃદંત) |
| અલમ (જાણવું) | „ | આલિમ (જ્ઞાતા) | „ |
| અશક (ઇચ્છવું) | „ | આશિક (ઇચ્છનાર, કામુક) | „ |
| જલમ (પીડવું) | „ | જાલિમ (પીડનાર) | „ |
| નજર (જોવું) | „ | નાજિર (જોનાર) | „ |
| રવદ (ઇચ્છવું) | આગમ 'ઇ' લાગે છે. | ઇરાદો (ઇચ્છા) | (ભાવવાચક નામ) |
| કરર (બોલવું) | „ | ઇકરાર (પ્રતિજ્ઞા) | „ |
| અમન (વિશ્વાસ કરવો) | „ | ઇમાન (વિશ્વાસ) | „ |
| અલમ (જાણવું) | આગમ 'મ' લાગીને ઉપાંત્ય 'ઊ' ઉમેરાય છે. | માલૂમ (જાણેલું) | (કર્મણિ વિશેષણરૂપકૃદંત) |
| અશક (ઇચ્છવું) | „ | માશૂક (ઇષ્ટ, પ્રિયા) | „ |
| નજર (જોવું) | „ | મંજૂર (જોયેલું, પસંદ કરેલું) | „ |

આ ઉપરાંત અરબી ધાતુઓમાં અનેક જાતના વિકારો થાય છે અને તેમને યોગે ભિન્ન ભિન્ન પદો ને રૂપો સિદ્ધ થાય છે. તેમની ચર્ચા અહીં અનાવશ્યક છે.

———

# ખંડ ૨ જો

## શબ્દશક્તિ: વૃત્ત અને અલંકાર

# પ્રકરણ પાંચમું

## શબ્દશક્તિ

**પ્રાસ્તાવિક**—શબ્દો વાક્યમાં વપરાય છે ત્યારે તેમને પદ કહે છે. એ પદોમાં અનેક અર્થ દર્શાવવાની શક્તિ હોય છે. આ શક્તિને શબ્દશક્તિ કહે છે.

શબ્દશક્તિ ત્રણ પ્રકારની છે: **અભિધા** કે વાચ્યાર્થ દર્શાવનાર, **લક્ષણા** કે લક્ષ્યાર્થ દર્શાવનાર અને **વ્યંજના** કે વ્યંગ્યાર્થ દર્શાવનાર શક્તિ. આ ત્રણે પ્રકારની શક્તિની ક્રમશઃ ચર્ચા કરીએ.

**અભિધા**—શબ્દ કે વાક્ય સાંભળતાં વાર જ જે અર્થ સમજાઈ જાય છે તેને **મુખ્યાર્થ** કે **વાક્યાર્થ** કહે છે. આ અર્થ એ પદોનો મુખ્ય કે વાચ્ય (કહેવાનો) અર્થ છે. એ અર્થ પરાપૂર્વથી ચાલ્યા આવેલા સંકેત*થી નક્કી થયેલો હોય છે. જેમકે 'ઝાડ', 'ડાળી', 'ઘર' વગેરે શબ્દો પરાપૂર્વથી એ પદાર્થો દર્શાવતા આવ્યા છે, માટે એ શબ્દોનો એ પદાર્થોમાં સંકેત છે એમ કહેવાય. સંકેતિત (સંકેત-વાળો) અર્થ-વાચ્યાર્થ કે મુખ્યાર્થ જે શબ્દશક્તિ વડે જણાય છે તેને **અભિધા શકિત** કહે છે.

અભિધા શક્તિના ઉદ્ભવ સંબંધે એક મત એવો છે કે શબ્દાર્થનો આ સંબંધ ઈશ્વરેચ્છાથી ઉદ્ભવ્યો છે. 'संकेतश्च अस्मात् शब्दात् अयमर्थो बोध्यः इतीश्वरेच्छा ।' साहित्यकौमुदी. 'अस्मात् पदादयमर्थो बोधव्यः इति ईश्वरेच्छारूप संकेतः शक्तिः'। तर्कसंग्रह. આમ નૈયાયિકો ઈશ્વરેચ્છાને અભિધા તરીકે ઓળખાવે છે. મમ્મટ આમાં આટલો સુધારો કરે છે: साक्षात्संकेतितं योऽर्थमभिधत्ते स वाचकः। स मुख्योऽर्थस्तत्र मुख्यो व्यापारोऽस्याभिधोच्यते.' અર્થાત્ લોકોએ ઠરાવેલો—પ્રગટ નહીં તો

---

* રૂઢિ, પ્રથા, tradition.

સહુની મૂક અનુમતિથી ઐકમત્યથી રૂઢ થયેલો—અર્થ તે સંકેતિત અર્થ.

આ સંકેત શેમાં રહેલો છે? વ્યક્તિમાં કે જાતિમાં? 'ગાય' એ શબ્દથી બંને ગાય વ્યક્તિ અને ગાયના સામાન્ય ગુણોના સમુચ્ચયરૂપ જાતિની કલ્પના મનમાં પ્રગટ થાય છે. છૂટી છૂટી વ્યક્તિમાં જ જો સંકેત હોય તો ગાય એ જાતિના પ્રત્યેક પ્રાણીને ભિન્ન ભિન્ન નામ આપવાં પડે, જેમ થતું નથી. જાતિમાં માત્ર સંકેત હોય એમ પણ શક્ય નથી, કારણ કે જાતિ એટલે કલ્પનાનો સમૂહ, જે વ્યક્તિના અવલંબન વિના મનમાં સ્ફુરે નહીં. આથી સંકેત જાતિગુણ-વિશિષ્ટ વ્યક્તિમાં માનવો આવશ્યક છે.

એક વિલક્ષણ માન્યતાની અહીં નોંધ કરી લેવી જોઇએ. કેટલાક (બૌદ્ધ) કહે છે કે સંકેત એ જાતિ સિવાયના પ્રાણીઓનો અભાવ સૂચવે છે. અર્થાત્ ગાય શબ્દથી ગાય સિવાયનાં અન્ય પ્રાણીઓનો અભાવ સૂચવાય છે. આ માન્યતા મનોવિજ્ઞાનને અસંગત છે, કારણ કે અભાવરૂપની કલ્પના દુર્ઘટ અને અશક્ય છે.

આમ સંકેતથી જાતિવિશિષ્ટ વ્યક્તિ દર્શાવાય છે, એ મત સૌથી વધુ શાસ્ત્રીય છે.

અભિધા વૃત્તિના ત્રણ પ્રકાર છેઃ યોગ, રૂઢિ અને યોગરૂઢિ. કેટલાક શબ્દો માત્ર પ્રકૃતિ (base–મૂળ) અને પ્રત્યયનો બોધ કરે છે. જેમકે, સ્થિતિ (સ્થા–હોવું, રહેવું + તિ–પણું), પાચન, ભજન, વાચન, ઇ. આવા શબ્દો **યૌગિક** કહેવાય છે, અને જે વૃત્તિ કે શબ્દશક્તિથી શબ્દમાંથી એવો અર્થ નીકળે છે તેને **યોગ** કહે છે. યોગ એટલે વ્યુત્પત્તિ, નિષ્પન્ન થવું તે. ઘણા શબ્દોનો અર્થ આ પ્રમાણે પ્રકૃતિ–પ્રત્યયમાંથી વ્યુત્પન્ન થતો નથી, પરંતુ પરાપૂર્વના વપરાશથી, રૂઢિથી જણાઈ જાય છે. ઝાડ, ઘોડો, ગાય, વગેરે આવા શબ્દો છે. તેમને રૂઢ શબ્દ કહે છે અને તેમનો અર્થ દર્શાવતી શકિતને રૂઢિ કહે છે. કેટલાક શબ્દોમાં બંને વ્યાપારો રહેલા છે. જેમકે, 'સરસિજ' 'તુરંગમ' 'હસ્તી' વગેરે. એમના યૌગિક અર્થ 'સરોવરમાં જન્મેલું' 'ત્વરાથી જનાર' 'હસ્તવાળો' વગેરે રૂઢિથી

'કમલ' 'ઘોડો' અને 'હાથી'માં નિયંત્રિત † થઇ ગયા છે. આવા શબ્દોના અર્થ યૌગિક છે તેમજ રૂઢ પણ છે. આ શબ્દોના અર્થ દર્શાવતી શક્તિને **યોગરૂઢિ** કહે છે.

ઘણી વખત એક જ શબ્દના અનેક વાચ્યાર્થ થતા હોય: જેમકે, હરિ–સિંહ, ઇન્દ્ર, કપિ, સૂર્ય. આમાંથી કયો અર્થ લેવો તે **પૂર્વાપરસંબંધ** કે **પ્રકરણ** આદિથી જણાય છે.

**લક્ષણા**—કેટલીક વાર શબ્દનો મુખ્ય અર્થ બંધબેસતો આવતો નથી. કેટલીકવાર પ્રત્યક્ષાદિ પ્રમાણુથી વિરુદ્ધ રૂપનો હોવાથી એ સ્વીકારી શકાતો નથી. ક્વચિત્ વાચ્યાર્થ તર્કશુદ્ધ હોવા છતાં વક્તાના તાત્પર્યથી વિરુદ્ધ હોય છે. આવે પ્રસંગે મુખ્ય અર્થ સાથે સંબંધ રાખતો બીજો અર્થ લેવો પડે છે. દા. ત. 'તે ચિત્રકલામાં **કુશલ** છે.' અહીં 'કુશલ'નો મૂળ અર્થ (કુશ કાપનાર) લાગુ પડતો નથી, તેથી 'નિપુણ' 'હોશિયાર' એવો બીજો અર્થ લેવો પડે છે. કુશ કાપવામાં અમુક જાતની નિપુણતા જોઇએ તે ઉપરથી 'નિપુણ' એ અર્થ આવ્યો છે. શબ્દના આ અર્થને **લક્ષ્યાર્થ** કહે છે. મુખ્ય અર્થ લાગુ ન પડે ત્યારે તેની સાથે સંબંધ રાખનાર બીજો બંધબેસતો લક્ષ્યાર્થ લેવાના વ્યાપારને **લક્ષણા** કહે છે. આ અર્થ દૂરથી લક્ષાય છે, પ્રત્યક્ષ કથાતો નથી, માટે એને લાક્ષણિક અર્થ કહે છે.

ઉપરના દાખલામાં પરંપરાથી, રૂઢિથી* શબ્દનો લક્ષ્યાર્થ લેવામાં આવે છે. કેટલીક વાર ખાસ **પ્રયોજન** સાધવાના હેતુથી લક્ષણા કરવામાં આવે છે. જેમકે,

**ગંગાને ખોળે** એમનો આશ્રમ છે.

એ સ્ત્રી નહોતી; હિંદુ ધર્મની **વિટંબણા** પ્રાયશ્ચિત્ત કરવા જતી હતી.

---

† સંકુચિત.

* મૂળ તો રૂઢિલક્ષણા પણ સપ્રયોજન હતી, પણ ધીમે ધીમે એનું પ્રયોજન વિસરાઈ જતાં એ રૂઢિલક્ષણા બની ગઇ. 'કુશલ'માં મૂળ તો અતિ વિવેચકત્વ દર્શાવવાનો હેતુ હતો. ક્રમશઃ એનો રૂઢ અર્થ 'નિપુણ' એવો થઈ ગયો.

અહીં 'ગંગાને ખોળે'નો મુખ્યાર્થ 'ગંગામાં' બંધબેસતો નથી, માટે 'ગંગાને તીરે' એવો લક્ષ્યાર્થ લેવો પડે છે. અહીં લક્ષ્યાર્થ લેવાનું પ્રયોજન આશ્રમની શીતલતા, રમણીયતા, પાવનકારિતા દર્શાવવાનું છે. બીજા દાખલામાં 'વિટંબણા'નો મુખ્ય ભાવવાચક અર્થ લેવાશે નહીં, પરંતુ 'વિટંબણાથી અત્યંત દુઃખિત સ્ત્રી' એવો અર્થ લેવો પડશે. અહીં વિટંબણાથી દુઃખિત સ્ત્રીને વિટંબણા કહેવાથી પ્રાચુર્ય (પ્રચુરતા, અત્યંતપણું) દર્શાવ્યું છે. આ રીતે ખાસ પ્રયોજન **દર્શાવવાને પણ લક્ષણા થઈ શકે છે. પરંતુ શિષ્ટ ગ્રંથો અને સંસ્કારી** લોકોની ભાષામાં થતી હોય તેવી જ પ્રયોજનમૂલક લક્ષણા કરવી. ઈચ્છા પ્રમાણે પ્રયોજનમૂલક લક્ષણા કરવાથી ઘણી વાર યોગ્ય અર્થબોધ થતો નથી એ ધ્યાનમાં રાખવું.

ઉપર આપણે જોઇ ગયા તેમ **ત્રણ કારણો સાથે** આવે ત્યારે જ લક્ષણા થઇ શકે: (૧) મુખ્ય અર્થ ન બંધ બેસે (મુખ્યાર્થબાધ), (૨) લક્ષ્યાર્થને મુખ્યાર્થ સાથે સંબંધ હોય (મુખ્યાર્થસંબંધ), અને (૩) લક્ષ્યાર્થ લેવા માટે રૂઢિ કે ખાસ પ્રયોજન હોય. આ ત્રણે કારણો એકત્ર મળે ત્યારે જ લક્ષણા થાય છે.

**લક્ષણા : પ્રકારો**—લક્ષણાના કાવ્યપ્રકાશકારે ૭ પ્રકાર ગણાવ્યા છે. (૧) પ્રથમ તો **ઉપાદાન લક્ષણા**, જેમાં પોતાના અર્થની સિદ્ધિ માટે અન્ય અર્થનો આક્ષેપ (સૂચન–implication) કરવામાં આવે છે. જેમ કે कुन्ता: प्रविशन्ति (ભાલાઓ પ્રવેશ કરે છે). અહીં 'ભાલાઓ'થી 'ભાલા ધારણ કરેલા સૈનિકો' ઉપલક્ષાય છે. આ પ્રકારમાં પોતાનો અર્થ કાયમ રાખીને અન્ય અર્થ ગ્રહણ કરવામાં આવે છે તેથી તેને **અજહત્** (મૂળ અર્થને ન ત્યજતી એવી) **લક્ષણા** પણ કહે છે. (૨) બીજો પ્રકાર **લક્ષણલક્ષણાનો** છે. એમાં મૂળ અર્થ અન્ય અર્થને પોતાનો અર્થ સમર્પણ કરી દે છે. અર્થાત્ મૂળ અર્થ પોતાની સાથે સંબંધવાળા અર્થને સૂચવીને પર્યવસાન પામે છે. આને **જહત્** (મૂળ અર્થ ત્યજી દેતી) **લક્ષણા** પણ કહે છે. ઉ. ત. 'ગંગાને ખોળે એમનો આશ્રમ હતો.' એમાં 'ગંગા'નો મૂળ નદીરૂપ અર્થ 'ગંગાતટ' એ અન્ય અર્થને સૂચવીને પર્યવસાન પામે છે. આ

બંને પ્રકારો શુદ્ધાલક્ષણાના છે, અને બંને પ્રયોજનવતી છે. સાદૃશ્ય-સંબંધવાળી લક્ષણા તે ગૌણી* અને સાદૃશ્યેતર સંબંધોવાળી લક્ષણા તે શુદ્ધા+ ગણાય છે.

જેમાં વિષયી (આરોપ્યમાણ પદાર્થ કે ઉપમાન) અને વિષય (પ્રસ્તુત પદાર્થ કે ઉપમેય) બંને સમાનાધિકરણ પદોથી દર્શાવ્યા હોય તે સારોપા લક્ષણા કહેવાય છે. જેમાં વિષયી કે ઉપમાન વિષયનું કે ઉપમેયનું નિગરણ કરે, (પોતાનામાં લુપ્ત કરે, ગળી જાય) એને સાધ્યવસાના લક્ષણા કહેવામાં આવે છે. જેમાં વિષયી અને વિષય વચ્ચે સાદૃશ્યસંબંધ હોય તે ગૌણી લક્ષણા અને સાદૃશ્યેતર સંબંધ હોય તે શુદ્ધા લક્ષણા ગણાય. આમ લક્ષણાના અન્ય ચાર ભેદ પડે છે: (૧) **ગૌણી સારોપા**, જેમકે, 'મુખચંદ્ર પ્રકાશી રહ્યો છે,' 'તે રાજા શત્રુકંટકોને દૂર કરે છે,' જેમાં વિષયીપદો ચન્દ્ર, કંટક અને વિષય-પદો મુખ અને શત્રુ બન્નેનો સાદૃશ્યસંબંધથી નિર્દેશ કર્યો છે; (૨) **ગૌણી સાધ્યવસાના**, 'અન્તઃપુરમાં ચન્દ્ર પ્રકાશી રહ્યો છે,' 'રાજા કંટકોને ઉખેડી નાંખે છે,' જે સાદૃશ્યમૂલક હોઈ વિષયીપદો ચન્દ્ર અને કંટકમાં વિષયપદોનું નિગરણ થયું છે; (૩) **શુદ્ધા સારોપા** લક્ષણા, જેમ કે 'ઘી એ આયુષ્ય છે,' જેમાં વિષયી અને વિષય વચ્ચે સાદૃશ્યેતર (અહીં કાર્યકારણ) સંબંધ હોય છે; અને (૪) **શુદ્ધા સાધ્યવસાના** લક્ષણા, જેમ કે 'આ આયુષ્યથી ભરેલું પાત્ર છે,' જેમાં સાદૃશ્યેતર (અહીં કાર્યકારણ) સંબંધવાળા વિષયી આયુષ્યે વિષય ઘૃતનું નિગરણ કર્યું છે. આવા કાવ્યપ્રકાશકારે લક્ષણાના છ પ્રભેદો પાડ્યા છે, જે નીચે પ્રમાણે ગોઠવી શકાય.

---

* ગુણોથી આવેલી તે ગૌણી.

+ સંયોગ, સામીપ્ય, કાર્યકારણભાવ, તાદર્થ્ય, સ્વસ્વામિભાવ, અવયવાવયવિભાવ, અને તાત્કર્મ્ય એ સાત શુદ્ધા લક્ષણાના સંબંધો છે.




**વ્યંજના**-મુખ્યાર્થ બરાબર નિશ્ચિત થઇને સમજાઈ ગયા પછી શબ્દોમાંથી જે બીજો અર્થ ક્રમશઃ સ્ફુરે છે તેને **વ્યંગ્યાર્થ** અથવા ધ્વનિ કહે છે. જે શબ્દશકિત દ્વારા વ્યંગ્યાર્થ કે ધ્વનિનું ભાન થાય છે તેને વ્યંજનાશકિત કહે છે. ઉપર લક્ષણામાં આપેલા દાખલામાં 'ગંગાને ખોળે' અને 'વિટંબણા' એ મુખ્યાર્થ છે; 'ગંગાને તીરે' અને 'વિટંબણાથી દુઃખિત સ્ત્રી એ લક્ષ્યાર્થ છે; અને શીતલતા, રમણીયતા, પાવનકારિતા અને અનેક વિટંબણાઓથી પરમ દુઃખિત સ્ત્રી એ વ્યંગ્યાર્થ છે. મુખ્યાર્થ વિના કે લક્ષ્યાર્થ થતો હોય ત્યાં લક્ષ્યાર્થ વિના વાકયનો અર્થ પૂર્ણ થતો નથી; વ્યંગ્યાર્થની પ્રતીતિ રસિક અને વિદ્વાનને જ થાય છે, અને વ્યંગ્યાર્થની સ્ફુરણા વિના પણ વાકયના મુખ્ય અર્થની પ્રતીતિ થવામાં કાંઈ બાધ આવતો નથી. વ્યંગ્યાર્થ મુખ્ય અર્થના અનુરોધથી સ્ફુરે છે. એનો બાધ

કરીને નહીં. વ્યકિત અને સંદર્ભ અનુસાર એક જ મુખ્ય અર્થમાં નિરનિરાળા વ્યંગ્યાર્થનો બોધ થાય છે. કાકુ (અવાજ), અંગવિક્ષેપ ઇ૦ પણ વ્યંજનામાં ઉપકારક નીવડે છે.

વ્યંજનાની કલ્પના આલંકારિકોએ વ્યાકરણના સ્ફોટવાદ ઉપરથી લીધી છે.* વૈયાકરણો કહે છે કે શબ્દના અંગભૂત વર્ણો, જે એક પછી એક શબ્દમાંના ક્રમ અનુસાર ઉચ્ચારાય છે તે પૃથક્ પૃથક્ કે સંયોગમાં શબ્દનો અર્થ વ્યક્ત કરતા નથી. પૃથક્ પૃથક્ વર્ણોથી તો અર્થ પ્રગટ ન જ થાય એ દેખીતું છે. 'અશ્વ' એ શબ્દના 'અ' કે 'શ્વ' એમાંથી એક પણ વર્ણમાં અશ્વનો અર્થ નથી. બંને વર્ણો યુગપદ્–એક સાથે સંયોગ પામીને અર્થ વ્યક્ત કરે એમ પણ કહી શકાય નહીં; કારણ કે વર્ણો એક પછી એક ક્રમાનુસાર ઉચ્ચારાય છે, અને એ ક્ષણાવસ્થાયી હોઇ ઉચ્ચારાતાં વેંતજ લુપ્ત થાય છે, એથી એમનો એક જ ક્ષણે સંયોગ થવો શક્ય નથી. કોઇ એમ કહે કે અંત્ય વર્ણ પૂર્વ વર્ણોના સંસ્કાર સાથે યોગ પામીને અર્થ વ્યક્ત કરે છે, તો એ પણ સાચું નથી; કારણ કે પૂર્વ વર્ણોના સંસ્કાર મૂળ ક્રમમાં જ આવે એવો નિયમ નથી; એ અવળાસવળા પણ આવી શકે. 'જીવન' શબ્દ લઇએ તો છેલ્લો 'ન' ઉચ્ચારાતાં પૂર્વના વર્ણો 'જીવ' કે 'વજી' એમ બંને રૂપે યાદ આવે, અને 'વજીન' ઉચ્ચારાતાં અર્થબોધ થતો નથી.

આથી વૈયાકરણો નિત્યશબ્દ કે સ્ફોટની કલ્પના કરે છે. ક્ષણિક એવા શબ્દવર્ણોના ઉચ્ચારથી નિત્યશબ્દ રૂપ સ્ફોટ પ્રગટ થાય છે જેથી અર્થ અભિવ્યકત થાય છે. સ્ફોટને અવયવ, ખંડ કે ક્રમ નથી; પણ એ નિરવયવ, ક્રમાતીત અને અખંડ છે. સ્ફોટ એ વર્ણાભિવ્યંગ્ય કે શબ્દવ્યંગ્ય (વર્ણ કે શબ્દથી વ્યંજિત થતો–સૂચવાતો) અને અર્થ પ્રત્યાયક (અર્થની પ્રતીતિ કરાવતો) વ્યાપાર છે. શબ્દથી સ્ફુટ (વ્યંજિત થાય છે), કે અર્થને સ્ફુટ કરે છે તેથી એ સ્ફોટ કહેવાય છે. સ્ફોટને પ્રગટ કરતા ક્ષણાવસ્થાયી શબ્દને વૈયાકરણો 'ધ્વનિ' કહે છે.

---

* સરખાવો—' बुधैर्वैयाकरणैः प्रधानभूतस्फोटरूपव्यङ्ग्यव्यञ्जकस्य शब्दस्य ध्वनिरिति व्यवहारः कृतः। अतस्तन्मतानुसारिभिरन्यैरपि न्यग्भावितवाच्य-व्यङ्ग्यव्यञ्जनक्षमस्य शब्दार्थयुगलस्य। काव्यप्रकाश, १

વ્યંગ્યાર્થ મુખ્યાર્થમાંથી,° લક્ષ્યાર્થમાંથી કે વ્યંગ્યાર્થમાંથી પણ નીકળી શકે. લક્ષ્યાર્થમાંથી વ્યંજનાવૃત્તિથી પ્રયોજન જણાય છે તે આપણે જોઇ ગયા. મુખ્યાર્થમાંથી વ્યંગ્યાર્થ કેવી રીતે સ્ફુરે છે તે નીચેના દાખલાથી જણાશે.

જો નવ હાલે ચાલે પદ્મિનીપત્રે* વિરાજતી બગલી !
ચોખ્ખા મરકતથાલે× મૂકેલી છીપકટોરી+ શી.

(કાવ્યપ્રકાશ-ઉલ્લાસ ૨)

અહીં કમલપત્ર ઉપર બગલી નિશ્ચિંત સ્થિર બેઠી છે એ વાચ્યાર્થ. આથી આ સ્થાન કેવળ એકાન્ત છે એ વ્યંગ્યાર્થ; આવું એકાન્ત સ્થાન વિશ્રાન્તિ માટે કે આનંદ કરવા માટે યોગ્ય છે એ ઉપરના વ્યંગાર્થ-માંથી સ્ફુરતો વ્યંગ્યાર્થ કે ધ્વનિ.

આમ વ્યંગ્યાર્થ સૂક્ષ્મ અને વિવિધસ્વરૂપી છે, અને એથી કાવ્યમાં સૌંદર્ય આવે છે. આને જ ધ્વનિકારે ધ્વનિ એવું નામ આપ્યું છે. ઘંટ વાગ્યા પછી કેટલાક વખત સુધી એનો રણકાર સંભળાય છે તેમ વાચ્યાર્થ પ્રતીત થયા પછી વ્યંજના સ્ફુરી રહે છે. વ્યંજના-શકિત એ સૌથી ચમત્કૃતિજનક શબ્દશકિત છે, એથી એ કાવ્યની મુખ્ય શક્તિ બની છે. વ્યંજનાદ્વારા નિષ્પન્ન થતો અર્થ એ જ કાવ્યનો આત્મા છે. શાસ્ત્રીય વાઙ્મયમાં વ્યંજનાનો ઉપયોગ નથી.

કાવ્યોમાં શૃંગાર, વીર, કરુણ, આદિ રસો અભિધામૂલ વ્યંજનાથી નિષ્પન્ન થાય છે. દા. ત. કવિતામાં કવિનાં કે નાયકનાં અમુક કાર્યોનું વર્ણન કર્યું હોય એ એનો મુખ્યાર્થ; એ કાર્યોના વર્ણનથી અમુક પ્રેમ, ઉત્સાહ, શોક જેવી લાગણીઓ સૂચવાય એ એનો વ્યંગ્યાર્થ; આવી લાગણીઓ પુષ્ટ થાય અને ભાવકના† અંતઃકરણ ઉપર એકાગ્ર અસર કરી એના અંતરમાં રહેલી એવી લાગણીઓને જાગૃત કરે ત્યારે

---

° શબ્દના એક કરતાં વધુ મુખ્ય અર્થ હોય ત્યાં એક મુખ્ય અર્થ સંયોગ, વિયોગ, સાહચર્ય ઇ૦થી નિશ્ચિત થયા પછી અન્ય અર્થનું ક્રમશઃ સ્ફુરણ તે અભિધામૂલ વ્યંજના.

* કમલપત્ર × નીલમણિ કે નીલમના થાળમાં +છીપની બનાવેલી કટોરી

† કાવ્યનો વાચક, કે નાટકનો દ્રષ્ટા

ભાવક તે **રસનો આસ્વાદ** કરે છે એમ કહેવાય છે.

**તાત્પર્યાર્થ કે વાકયાર્થ**—ઉપર કહેલી ત્રણ મુખ્ય વૃત્તિ કે શબ્દવ્યાપાર ઉપરાંત કેટલાક° વાકયાર્થને પણ એક વિશિષ્ટ વૃત્તિ કે શબ્દશકિત ગણે છે. દા. ત. 'આ ગોવિંદની ગાય છે.' એ સમગ્ર વાકયમાંથી જે ગોવિંદનો માલિકીનો અર્થ નિકળે તે અર્થ કોઈ વિશિષ્ટ પદનો નથી, પણ સમગ્ર વાકયનો છે, માટે એ **વાકયાર્થ** છે.

બીજા÷ કહે છે કે ભાષામાં છૂટાં પદો ગમે તેમ વપરાય છે જ કયાં ? આપણે બોલવામાં વાકયરૂપે આવેલાં પદોનો જ વ્યવહાર કરીએ છીએ, માટે વાકયાર્થ નામે નવી વૃત્તિ માનવાની જરૂર નથી.

**વ્યંજનાનો સ્વીકાર અનિવાર્ય**—વ્યંજના વૃત્તિનું ખંડન કરવાનો પ્રયાસ પણ થયો છે. કેટલાક અભિધા કે લક્ષણામાંથી અનુમાન (અર્થાપત્તિ) દ્વારા વ્યંગ્ય અર્થ કાઢવા મથે છે, તો કેટલાક 'વક્રોકિતજીવિત'કાર જેવા વ્યંજનાનો લક્ષણામાં અન્તર્ભાવ કરવા ઇચ્છે છે. ભટ્ટનાયકે પોતાનો 'વ્યકિતવિવેક' ગ્રંથ ધ્વનિમતના ખંડન માટે લખ્યો છે. એ શબ્દની શકિત તો એક જ માને છે, પણ એમાંથી બે અર્થ એક વાચ્ય અને બીજો અનુમેય નીકળવાનું જણાવે છે. વાચ્યાર્થ એ મુખ્ય અર્થ છે જ્યારે ધ્વનિસંપ્રદાયનો વ્યંગ્યાર્થ એ મુખ્ય અર્થમાંથી અનુમાનદ્વારા નીકળે છે. આમ વાચ્યાર્થ એ કારણ અથવા મૂળ છે, અને વ્યંગ્યાર્થ એનું કાર્ય કે પરિણામ છે. આમ વ્યંગ્યાર્થ એ વાચ્યાર્થનું અનુમાનપ્રક્રિયાદ્વારા પ્રગટ થતું સ્વરૂપ છે. આ સિદ્ધાંત સર્વમાન્ય થયો નથી, કારણ કે વ્યંજના-વ્યાપાર જેવી સૂક્ષ્મ અને વિવિધ ભાવકોને વિવિધ રૂપે સ્ફુરી રહેતી સંકુલ સુકુમાર પ્રક્રિયાને કેવળ અનુમાનરૂપ ગણવી દુષ્કર છે. ભટ્ટ લોલ્લટ વ્યંજનાને વ્યાપક અભિધામાં અંતર્ગત ગણી લે છે. એ કહે છે કે એક શબ્દના જે અનેક અર્થ મનમાં સ્ફુરી રહે તે તમામ અભિધા શકિતમાંથી પ્રગટે છે, જેમ ધનુષ્યમાંથી છૂટેલું એક બાણ ધનુષ્યથી લક્ષ્ય સુધી જે વિસ્તાર ઉપર થઈને જાય છે તે તમામ

---

° મીમાંસકો. ÷ પ્રભાકર મતના અનુયાયીઓ.

એક મૂળ ગતિનું જ પરિણામ છે તેમ. પણ આ મત અનુસાર તો એક શબ્દથી પોતપોતાના સંસ્કારાનુસાર ભિન્ન ભિન્ન જનોને ભિન્ન ભિન્ન અર્થસમુચ્ચય કલ્પનામાં આવે છે એ સર્વનો અભિધામાં સમાવેશ કરવો પડે, અને એ રીતે અભિધા તદ્દન અનિશ્ચિત બની જાય. આથી સહુને સમાન રીતે પ્રતીત થતો એક મુખ્ય સંકેતિત વાચ્યાર્થ અને એને આશ્રયે ભિન્ન ભિન્ન જનોને પોતાની રુચિશક્તિ અનુસાર સ્ફુરી રહેતો વ્યંગ્યાર્થ એમ બે પૃથક્ પૃથક્ અર્થો માનવા અપરિહાર્ય બને છે.

આમ વ્યંજનાવૃત્તિનો એક પ્રકારની વિશિષ્ટ શબ્દશક્તિ તરીકે સ્વીકાર કર્યા વિના છૂટકો નથી. આ શક્તિને જ ધ્વનિ કહે છે, અને એ કાવ્યનો આત્મા છે.

---

# પ્રકરણ છઠ્ઠું

## અલંકાર

સંસ્કૃત સાહિત્ય અલંકારોથી અતીવ સમૃદ્ધ છે. ગૂજરાતી મધ્ય-કાલીન તથા અર્વાચીન સાહિત્યમાં અલંકારો ઓછા પ્રમાણમાં પણ અસરકારક રીતે વપરાયા છે. અલંકાર બે પ્રકારના છે: પ્રાસ, યમક, વગેરે શબ્દાલંકાર, અને ઉપમા વગેરે અર્થાલંકાર. અર્થાલંકાર વધારે મહત્ત્વના છે તેથી અહીં થોડાક મહત્ત્વના અર્થાલંકારોનું જ વિવેચન કર્યું છે. અર્થાલંકારની સંખ્યા ઘણી વિશાળ છે. સંસ્કૃત અલંકારશાસ્ત્રોમાં ઘણી વાર ગ્રંથના અર્ધા જેટલા વિસ્તારમાં માત્ર અર્થાલંકારોનું જ વિવેચન થયું હોય છે. અહીં ખાસ મહત્ત્વના મુખ્ય મુખ્ય અલંકારોની ચર્ચા કરી છે.

અલંકાર એટલે આભૂષણ. યોગ્ય વસ્ત્રાભૂષણો પહેરેલા માણસનો જેમ વધારે પ્રભાવ પડે, તેમ યોગ્ય, સુંદર અલંકારવાળા કાવ્યનો રસ વધારે હૃદયંગમ બને છે. છતાં સારા કાવ્યમાં અલંકાર ન હોય તોપણ કાવ્યત્વને કશી હાનિ પહોંચતી નથી.

**ઉપમા**—બે પદાર્થ વચ્ચેની સુંદર સરખામણીને ઉપમા કહે છે. 'જેવો' 'પેઠે' 'માફક' વગેરે સામ્યવાચક પદોથી આ સરખામણી થાય છે. જેમકે—

"આવા પરસ્પર ભિન્ન રસ વચ્ચે **જનકની પેઠે** યોગયુક્ત ચિત્તે અમે આગળ ચાલ્યા." (જીવનનો આનંદ–પૃ. ૧૯૫)

અહીં બોલનારે પોતાની સરખામણી જનકની સાથે કરી છે માટે ઉપમા અલંકાર છે.

"લજ્જા નમેલું નિજ મંદ પોપચું,
કો મુગ્ધ બાલા શરમાતી આવરે,
ને શોભી રહે નિર્મલ નેનની લીલા,
એવી ઉગી ચન્દ્રકલા ધીરે ધીરે." (ન્હાનાલાલ–શરદપૂર્ણિમા)

અહીં ત્રણ પંક્તિમાં વિસ્તારથી વર્ણવેલી મુગ્ધ બાલા સાથે

ચન્દ્રકલાની સરખામણી કરી છે તેથી ઉપમા થઇ છે.*

**રૂપક**—એક પદાર્થને બીજાના જેવા છે એમ ન કહેતાં તેની અને બીજા પદાર્થની એકતા બતાવી હોય ત્યારે રૂપક અલંકાર થાય છે. ઉપમામાં બે પદાર્થોની સમાનતા વર્ણવેલી હોય છે, રૂપકમાં એમની એકતા, એકરૂપતા કહેલી હોય છે. આ અલંકારમાં મુખ્ય પદાર્થને સરખામણીના પદાર્થનું જ રૂપ આપી દેવામાં આવે છે તેથી તેને રૂપક કહે છે. દાખલા—

"તેના મુખકમલને જોવાથી સર્વ સંતાપ નાશ પામે છે." અહીં 'મુખકમલ જેવું છે' એમ નથી કહ્યું, પરંતુ મુખ અને કમલની એકતા બતાવી છે.

"આકાશમાંથી ઉડુમંડલ સંચર્યું'તું
આતિથ્યઅર્ઘ્ય રવિ એક જ અર્પતો'તો." (ન્હાનાલાલ-ગિરનારને ચરણે). અહીં સૂર્યને આતિથ્ય આપનાર યજમાનનું રૂપક આપ્યું છે.

"અભ્યાસના ખાલી કુંભમાં
ટૂંકા જીવનનો ઊભરાતો અનુભવ,
નિતારી નિતારી ભર્યો હતો." (ન્હાનાલાલ-ગુરુદેવને)

અહીં અભ્યાસને કુંભનું અને અનુભવને જલનું રૂપક આપ્યું છે.

**ઉત્પ્રેક્ષા**—એક વસ્તુની બીજી વસ્તુ તરીકે સંભાવના કરી હોય ત્યારે ઉત્પ્રેક્ષા અલંકાર થાય છે. 'જાણે' જેવાં પદોથી એ સંભાવના દર્શાવાય છે.

"સરોવરો હંમેશાં નીચાણમાં હોય......પણ આ તો જાણે ગંધર્વકાસાર, જાણે વાદળાં પીગળીને ટેકરીને માથે છલકાતાં ન હોય !"
(જીવનનો આનંદ-પૃ. ૧૯૩)

અહીં ગાૈરીશંકર તળાવને ગંધર્વકાસાર જેવું છે એમ ઉપમા

---

* ઉપમેય (પ્રસ્તુત પદાર્થ), ઉપમાન (જેની સાથે સરખામણી થઇ છે તે પદાર્થ), સાધારણ ધર્મ (જેને અનુલક્ષીને સરખામણી થઈ છે તે ગુણ), વાચક (સમાન, તુલ્ય જેવાં સરખામણીદર્શક પદો)-આ ચારે અંગો પ્રગટ રીતે કહ્યાં હોય ત્યારે **પૂર્ણોપમા**, અને એમાંનાં એક કે વધારે અંગો ન આપ્યાં હોય ત્યારે **લુપ્તોપમા** કહેવાય છે.

કરી નથી, તેમ તે ગંધર્વકાસાર જ છે એમ રૂપક પણ આપ્યું નથી; પરંતુ એ જાણે ગંધર્વસરોવર ન હોય એવું લાગે છે એમ માત્ર સંભાવના કરી છે. ઉપમાની સરખામણી 'જેવું' 'સરખું' વગેરે વાચકોથી દર્શાવાય છે; રૂપકમાં ઉપમાનઉપમેયની એકતા વર્ણવી હોય છે; અને ઉત્પ્રેક્ષાની સંભાવના 'જાણે' 'શકે' 'રખે' જેવાં શંકા, સંભાવના દર્શાવતાં વાચકોથી જણાવાય છે. બીજું ઉદાહરણ જોઇએ.

"વેલ જાણે હેમની અવેવફૂલે ફૂલી,
ચકિત થયું ચિત્ત માહરું ને ગયો દૂતત્વ ભૂલી." (નળાખ્યાન)
"નાનાં નાનાં વપુ ધરી શકે શોધતાં એ દિશામાં,
રેલંતાં એ રતિ વિવિધ શી કૈં શશીની નિશામાં."

( કાન્ત–દેવયાની )

**અતિશયોક્તિ**—જેમાં પ્રસ્તુત ઉપમેયનું ઉપમાને નિગરણ કર્યું છે, અર્થાત્, જેમાં ઉપમેયને સ્થાને ઉપમાનનો જ વ્યવહાર કર્યો હોય; અથવા જેમાં સમાન પદાર્થોને ભિન્નરૂપે વર્ણવ્યા હોય; અથવા જેની વચ્ચે સંબંધ ન હોય તેવી વસ્તુઓને સંબંધવાળી વર્ણવી હોય; કે કાર્યને કારણની સાથે જ કે પૂર્વે બનતું વર્ણવ્યું હોય : આવા દાખલાઓમાં અતિશયોક્તિ અલંકાર થાય છે. જેમકે,

"અને પેલો દ્વીપ? એ તો નીરવ શાન્તિની મૂર્તિ. ચન્દ્રમા પાણીમાં આટલો ખડખડાટ હસે છે છતાં એનો પડઘો ક્યાંય સંભળાતો નથી. જાણે કુદરતને બીક લાગે છે કે રખેને ધ્યાની મુનિની શાંતિમાં ભંગ થાય." ( જીવનનો આનંદ–પૃ. ૧૯૫ )

અહીં દ્વીપને ધ્યાની મુનિ સાથે સરખાવ્યો નથી, પણ ધ્યાની મુનિ જ કહ્યો છે, તેથી અતિશયોક્તિ અલંકાર થયો છે.

"સામસામા રહ્યા શોભે, વ્યોમ ભોમ બે સોમ,
ઇન્દુમાં બિન્દુ બિરાજે, જાણે ઉડુગણ ભોમ."

( નળાખ્યાન–કડવું ૧૫ )

અહીં બે ચન્દ્ર કહ્યા છે તે એક આકાશનો ચન્દ્ર, અને બીજું દમયંતીનું ચન્દ્ર જેવું વદન. અહીં વદનને ચન્દ્રના જેવું કહેવાને

બદલે એ વદન નથી પણ ચન્દ્ર જ છે એમ કહ્યું છે, તેથી અતિશયોક્તિ અલંકાર થયો છે.

"તેના ધનુષ્યટંકારની સાથે જ (અથવા તેની પહેલાં જ) શત્રુઓ જીવનની આશા છોડી દે છે."

અહીં કારણ પૂર્વે કે સાથે જ કાર્ય થતું વર્ણવ્યું છે.

**શ્લેષ**—એક જ શબ્દસમૂહના અનેક અર્થ થવાથી પ્રસ્તુત * પદાર્થની સાથે અપ્રસ્તુત× પદાર્થનું પણ ભાન થાય તેને શ્લેષ કહે છે. શ્લેષ એટલે બે અર્થનો એક જ શબ્દમાં સંયોગ. શ્લેષ અનેકાર્થ શબ્દો વડે જ થઈ શકે છે. જેમકે,

"પ્રકાશ અને અંધકારની સંધિ કરવાને સંધ્યાએ અનેક વાર પ્રયત્ન કર્યો છે." ( જીવનનો આનંદ–પૃ. ૧૯૫ )

અહીં સંધ્યા. પ્રકાશ અને અંધકારનું **મિશ્રણ** કરે છે એ પ્રસ્તુત અર્થની સાથે પ્રકાશ ને અંધકાર જેવા બે વિરોધીઓ વચ્ચે **સમાધાન** કરાવવાનો સંધ્યાએ પ્રયત્ન કર્યો હતો એ અપ્રસ્તુત અર્થ નીકળે છે. 'સંધિ' શબ્દના બે અર્થ વડે આ શ્લેષ થયો છે. બીજો દાખલો જુઓ.

" અવિરલ **આંસુસ્નાને**+ વિયોગપાવક પડી નિરંતર એ ‡
તવ રિપુતરુણીકુચયુગ **વિમુકતાહાર** વ્રત અનુસરે." ÷
( ભાલણ–કાદંબરી, પૂર્વભાગ–કડવું ૨ )

" તારા શત્રુઓની સ્ત્રીઓનાં ઉરમંડળ સતત આંસુના સ્નાનથી, પતિના વિયોગરૂપી અગ્નિમાં બળીને, વિમુકતાહાર ( જેનો મોતીનો હાર કાઢી નાખ્યો છે એવા, જેણે આહાર છોડી દીધો છે એવા ) બનીને જાણે (સ્નાન, અગ્નિતાપ, આહારત્યાગ, વગેરે વાળું) વ્રત અનુસરે છે."

---

* મુખ્ય પદાર્થ–ઉપમેય.

× બીજો પદાર્થ, પ્રસ્તુત નહીં તેવો પદાર્થ.

+ જૂની ગુજ. ભાષાને અહીં આધુનિક રૂપ આપ્યું છે. મૂળ 'આંસુ સ્નાનઈ'

‡ મૂળ 'ઈ'

÷ મૂળ 'અણુસરઈ'

અહીં ઉત્પ્રેક્ષા શ્લેષવાળાં પદોથી શકય બની છે. કાદંબરીના શ્લેષનું આ અતિ સુંદર ઉદાહરણ છે.

**દૃષ્ટાન્ત**—બે વાકયમાં ઉપમાન, ઉપમેય અને સાધારણ ધર્મ° વચ્ચે બિંબપ્રતિબિંબભાવનો સબંધ હોય ત્યારે દૃષ્ટાન્ત અલંકાર થાય છે. સરલ શબ્દોમાં કહીએ તો દૃષ્ટાન્તમાં એક ઉપમેયવાકય હોય અને બીજું ઉપમાનવાકય હોય અને એક વાકયમાંનાં નામ અને વિશેષણ બીજાનાં પ્રતિબિંબ જેવાં હોય. જેમકે,

"વસન્તના વાયુ વાય,
ફળે, ને સહકાર નમે :
સંસારનાં સદ્‌ફળ ફળતાં,
તેમ તેમ તમારી ડાળે નમતી :
સન્માનથી સર્વદા તમે વિનયી થતા. (ન્હાનાલાલ-ગુરુદેવને)

અહીં પહેલી બે પંકિતમાં ઉપમાનવાકય છે અને બીજી બે પંકિતમાં ઉપમેયવાકય છે. વસન્તના વાયુથી ફળતો સહકાર અને સંસારનાં સદ્‌ફળ ફળવાથી ને સન્માન મળવાથી ભાગ્યશાળી ગુરુદેવ, સહકારનું નમવું અને ગુરુનું નમ્ર ને વિનયી થવું—એમાં બિંબપ્રતિબિંબભાવ છે.

**નિદર્શના**—બે વસ્તુ વચ્ચે સંબંધ ઘટતો ન હોય તે બંને વચ્ચે ઉપમાસંબંધ લેવાથી બંધ બેસે ત્યારે નિદર્શના અલંકાર થાય છે. અહીં દૃષ્ટાન્તની માફક જ બે વાકયના ભાવ વચ્ચે ઉપમાસંબંધ હોય છે, પરંતુ નિદર્શનામાં એ બે વાકયનાં અંગઉપાંગ વચ્ચે દૃષ્ટાન્તના જેવો બિંબપ્રતિબિંબભાવ હોતો નથી. જેમકે,

"કયાં સૂર્યમાંથી ઉદ્‌ભવેલો મહાન રઘુઓનો વંશ અને કયાં અલ્પવિષયોમાં જ વિચરતી મારી મતિ! ખરેખર, હું અજ્ઞાનમાં નાના હોડકા વડે દુસ્તર સાગરને પાર કરવાને પ્રવૃત્ત થયો છું." (રઘુવંશ-સર્ગ ૧)

**અર્થાન્તરન્યાસ**—જેમાં સામાન્ય હકીકતનું વિશેષ હકીકત વડે અને વિશેષ હકીકતનું સામાન્ય હકીકત વડે સમર્થન કર્યું હોય તેને અર્થાન્તરન્યાસ અલંકાર કહે છે. અર્થાન્તર કે અન્ય અર્થ (હકીકત)

° જે ગુણ પરત્વે સરખામણી કરવાની હોય તે બે પદાર્થોમાં સાધારણ ગુણ.

પ્રસ્તુત અર્થના સમર્થન માટે આપ્યો હોય છે ( ન્યાસ-મૂકવું તે ), તેથી આ અલંકારને અર્થાન્તરન્યાસ કહે છે.

"જુઓ, બન્નેના ગુરુઓ (ગુરુ અને શુક્ર) પોતાની દિશા ફેરવી પોતાની સ્વભાવોચિત ગતિએ ચાલ્યા જાય છે, અને સંધ્યાકાળની રક્ત કાલિમા બન્નેને કશા પક્ષપાત વગર ઘેરી લે છે. હમેશ વિગ્રહ જ રાખે તેનો અસ્ત થવાનો જ." (જીવનનો આનંદ-પૃ. ૧૯૫)

ગુરુ અને શુક્રના અસ્તની વિશેષ હકીકતનું વિગ્રહશીલ જનોનો હંમેશાં અસ્ત થાય છે એ સામાન્ય હકીકતથી સમર્થન કર્યું છે.

"આવી તમિસ્ર વરસાવતી રાત કાળી,
ને વાદળાં પણ રહ્યાં તમને વધારી,
ના ચન્દ્ર, તારક નભસ્તલમાં જણાય,
હા ! કોણ થાય જન દુર્દિનમાં સહાય?" (બોટાદકર-એભલવાળો)

અહીં પ્રથમ ત્રણ પંક્તિમાં કહેલી વિશેષ હકીકતનું ચોથી પંક્તિની સામાન્ય હકીકત વડે સમર્થન કર્યું છે. દુર્દિન-હેલી તેમજ ખરાબ દિવસ એમ શ્લેષ કે બે અર્થ થાય છે.

**વ્યાજસ્તુતિ**—સ્તુતિ વડે નિન્દા કે નિન્દા વડે સ્તુતિ દર્શાવી હોય ત્યારે વ્યાજસ્તુતિ અલંકાર બને છે. વ્યાજ એટલે અસત્ય ખોટી. વ્યાજસ્તુતિ એટલે અસત્યસ્તુતિ (સ્તુતિરૂપની નિન્દા) અથવા અસત્ય (અવળાં વચનો) વડે સ્તુતિ.

વાહ ! શી તમારી હોશિયારી ! આવી ભૂલ કરી બેઠા !
(સ્તુતિ વડે નિન્દા સૂચવી છે.)

કહેતા હતા કે કાવ્યો સારાં નથી થતાં ! આ કાવ્યો સારાં નથીસ્તો.
(અર્થાત્ કાવ્યો સારાં છે. તમે ના કહેતા હતા તે ખોટું છે.)

**વિરોધાભાસ**-જ્યાં શ્લેષથી પદના બે અર્થ થતા હોય અને તેમાંનો એક અર્થ લેતાં અર્થમાં વિરોધ થાય અને બીજો અર્થ લેતાં તે વિરોધનું શમન થાય ત્યારે વિરોધાભાસ અલંકાર બને છે. વિરોધનો આભાસ, દેખાવ માત્ર હોય, પરંતુ સાચો વિરોધ ન હોય ત્યારે વિરોધાભાસ અલંકાર થાય.

"હે રાજન્, તું ગંગાને તીરે હોય ત્યારે તારા મદમત્ત હાથી-ઓનો મદ ઝરવાથી ગંગા યમુના બની જાય છે." ('યમુના નદી' એ અર્થથી વિરોધ; 'યમુના જેવી કાળી' એ અર્થથી વિરોધનું શમન.)

"કોટર માંહાં પંખી કરી એ° સજીવ+ અંગ જણાય,
શકુનિને× સંગે§ કરી તે દુર્યોધન સમ થાય."
(ભાલણ–કાદંબરી–કડવું ૩)

અહીં સજીવ એટલે 'જીવતો' એવો અર્થ લેવાથી વિરોધ, અને 'જીવોવાળો' એવો અર્થ લેતાં વિરોધનું શમન થાય છે. 'દુર્યોધનનો મામો શકુનિ' એ અર્થથી વિરોધ, અને શકુનિ એટલે પક્ષીઓ અર્થ લેતાં વિરોધનું શમન થાય છે.

"હે શંભુ! આપ વિષમ દૃષ્ટિવાળા છતાં સમદૃષ્ટિવાળા છો, અને શૂલી હોવા છતાં નીરોગી છો.

અહીં વિષમ એટલે એકી, અને શૂલિન્ એટલે ત્રિશૂલધારી એવા અર્થ લેતાં વિરોધનું શમન થાય છે.

**અનન્વય**—એક જ વાકયમાં એક જ પદાર્થ ઉપમેય અને ઉપમાન તરીકે આવ્યો હોય તો અનન્વય અલંકાર થાય છે. ઉપમેય કે મુખ્ય પદાર્થ એટલો તો અપૂર્વ હોય કે એની એના પોતાના સિવાય અન્ય કોઈ પદાર્થની સાથે સરખામણી (अन्वय—યોગ) ઘટી શકે નહીં એ અનન્વયનું રહસ્ય છે. એમાં ઉપમાન અને ઉપમેય એક જ શબ્દથી કથિત હોવાં જોઈએ; એક જ અર્થના બે પર્યાયોથી અનન્વય બને નહીં. ઉ. ત.—

રામના સમ શ્રીરામ, સીતા સીતામનોહરા,
સદા હૃદયમાં મારા, વિહરો એ જગદ્ગુરુ.*

**ઉપમેયોપમા**—ઉપમાન ઉપમેયની પરિવૃત્તિ (અદલોબદલો—interchange) બે વાકયમાં થાય તેને ઉપમેયોપમા કહે છે. અર્થાત્ એક વાકયમાં જે ઉપમેય હોય તે બીજા વાકયમાં ઉપમાન બને અને

° મૂળ 'ઇ' + 'સજી' × 'નિ' § 'સંગિ'

* रामायमाणः श्रीरामः सीता सीतामनोहरा । ममान्तःकरणे नित्यं विहरेतां जगद्गुरू ॥—रसगङ्गाधर

પૂર્વ વાક્યમાં જે ઉપમાન હોય તે પછીના વાક્યમાં ઉપમેય બને એ ઉપમેયોપમાનું સ્વરૂપ છે. ઉપમેય અને ઉપમાન એ બે પદાર્થો એટલા ઉત્કૃષ્ટ છે કે એમને અન્ય કોઈ ત્રીજા પદાર્થ સાથે સરખાવી શકાય એમ નથી, એ ઉપમેયોપમાનું પ્રધાન લક્ષણ છે. પૂર્વવાક્યનું ઉપમેય ઉત્તરવાક્યમાં ઉપમાન બની ઉપમા સાધે છે માટે આ અલંકારને ઉપમેયોપમા કહે છે. ઉ. ત.—

કૌમુદી સમી તું રમ્ય લાગતી, તું સમી કૌમુદીય, લોલલોચના.+

**અપહ્નુતિ**—પ્રકૃત ઉપમેયનો નિષેધ કરીને, એ અસત્ય છે એમ વર્ણવીને ઉપમાન એ જ સત્ય છે એમ સ્થાપવામાં આવ્યું હોય તે અપહ્નુતિ અલંકાર. ઉપમેયનો અપહ્નવ (ગોપન, છુપાવવું તે) કરે છે તેથી આ અલંકારને અપહ્નુતિ કહે છે. ઉપમાભાવ અપહ્નુતિમાં અંતર્ગત રહેલો છે; ઉપમેયના નિષેધમાં એ દૂર થયેલો માનવાનો નથી. વળી અપહ્નુતિનો નિષેધ ઔપચારિક, હેતુપૂર્વકનો માનવાનો છે, કારણ કે સત્ય વસ્તુસ્થિતિ, જેમાં ઉપમેયની સત્યતા અને પ્રમુખતા સિદ્ધ છે, એ કવિ અને ભાવકથી અજ્ઞાત નથી. ઉ. ત.—

નહિ આ સ્વર ભૃંગોનો, મદથી મુખરિત જે;
આ તો આકર્ણ ખેંચાતા સ્મરના ધનુનો ધ્વનિ.†
નારી તારી નાસિકાનો મોર, નો'ય ભૂષણ, ચિત્તનો ચોર.
—પ્રેમાનંદ 'ઓખાહરણ'.

**પ્રતીપ**—ઉપમાનનો આક્ષેપ (તિરસ્કાર), અર્થાત્ ઉપમેય ઉપમાનનું કાર્ય સાધવાને સમર્થ છે તો ઉપમાનની શી જરૂર છે એમ ઉપમાનની અવહેલના કરવી, અથવા ઉપમાનનો ઉપમેયરૂપે વ્યવહાર કરીને એને ઉતારી પાડવું, એ બંને પ્રતીપના પ્રકારો છે. આમાં ઉપમેયની ઉપમાનથી પ્રતીપતા (વિરૂદ્ધતા) દર્શાવી હોય છે એથી એને પ્રતીપ અલંકાર કહે છે. ઉ. ત.—

---

+कौमुदीव भवती विभाति मे कातराक्षि भवतीव कौमुदी ।—रसगङ्गाधर

† नेयं विरौति भृङ्गाली मदेन मुखरा मुहुः । अयमाकृष्यमाणस्य कन्दर्पधनुषो ध्वनिः ॥ भामह

હરિણુ હરાવઇ જોતીય, મોતીયનાં ઝરિ જાણિ,
રંગિ નિરૂપમ અધર રે અધર કિયાં (પાઠાન્તર, 'જિસ્યા) પરવાલ.

—વસંતવિલાસ

આમાં સુંદરીના નયનો હરિણુનયનને સૌન્દર્યમાં પરાજિત કરે છે, અને એના અપૂર્વ મનોહારિતાવાળા અધરોષ્ઠ પ્રવાલને ઉતારી પાડે છે એમ 'હરિણુનયન' અને 'પ્રવાલ' એ ઉપમાનોનો આક્ષેપ (તિરસ્કાર) કર્યો હોવાથી પ્રતીપ અલંકાર (પ્રથમ પ્રભેદનો) બને છે. 'જિસ્યાં' પાઠાન્તર લઈએ તો 'પ્રવાલ અધર જેવા છે' એમ ઉપમાનરૂપ પ્રવાલનો ઉપમેયરૂપે વ્યવહાર કર્યો હોવાથી બીજા ચરણુમાં દ્વિતીય પ્રકારનો પ્રતીપ અલંકાર સિદ્ધ થાય છે.

**વ્યતિરેક**—ઉપમાન કરતાં ઉપમેયની ઉત્કૃષ્ટતા દર્શાવી હોય તે વ્યતિરેક અલંકાર. વ્યતિરેક એટલે આધિક્ય. સામાન્ય રીતે મુખ્ય પદાર્થ ઉપમેય કરતાં સરખામણીનો પદાર્થ ઉપમાન હંમેશાં ચડિયાતું હોય છે. પણ વ્યતિરેકમાં ઉપમેય એટલે મુખ્ય કે પ્રધાન પદાર્થને ઉપમાન કરતાં અધિક ગુણવત્તાવાળો દર્શાવ્યો હોય છે. જેમ કે,

જુગ્મ રવિસુત રૂપ આગળ જાય નાખી વાટ;
ગંભીરતાએ વર્ણવું પણ અર્ણવમાં ખારાટ.
શીતળતાએ શશી હાર્યો, મૂકી કળા પામે કષ્ટ,
તેજથી આદિત ફરે નાઠો, મેરુ કેરી પૃષ્ઠ.

—પ્રેમાનંદ, 'નળાખ્યાન', કડવું ૧૨

ગલ્લ હસઈ સકલંક મયંકહ બિંબુ વિશાલ.

—વસન્તવિલાસ

(અર્થાત્ 'એ સુંદરીના શુભ્ર ગાલ કલંકિત ચંદ્રના વિશાળ બિંબને હસે છે.')

**પરિસંખ્યા**—એક પ્રસિદ્ધ પદાર્થના વર્ણનથી એના જેવા અન્ય પદાર્થોનો ત્યાગ સૂચવાતો કે દર્શાવાતો હોય તો પરિસંખ્યા અલંકાર થાય છે. કવચિત્ એ વર્ણન પ્રશ્નના ઉત્તરરૂપે કરેલું હોય છે, તો કવચિત્ એમને એમ (અપ્રશ્નપૂર્વક) આવે છે. કેટલીક વાર

એક શબ્દના શ્લેષથી અનેક અર્થ થતા હોય તો પરિસંખ્યા તેમાંથી એક અર્થમાં નિયંત્રિત થઈ અન્ય અર્થોનો ત્યાગ કરે છે. ઉ. ત.—

જુગ્મ કપાટ વિજોગ પુરમાં જુઆં રહે અષ્ટ જામજી,
કર્મત્યાગ પારધિએ કીધાં, ગુણિકાએ ગ્રહી લજ્જાજી.
—પ્રેમાનંદ, 'નળાખ્યાન.'

અહીં કુંડિનપુરનું વર્ણન કરતાં માત્ર બારણાંને વિયોગ છે, પારધિએ જ પોતાનાં કર્મ ત્યાગ કર્યા છે, ગુણકાએ લજ્જા ધારણ કરી છે, એમ કહીને એ નગરમાં કોઇ દંપતીને વિયોગ નથી, કોઇએ પોતાનાં પરંપરાગત કર્તવ્ય છોડયાં નથી, કોઈ લજ્જા પામવા જેવાં દુષ્કર્મ કરતું નથી એમ સૂચવ્યું છે. વળી,

જે રાજા પૃથ્વી અ પાલતિ વર્ણસંકર ચિત્રામિ,
કાવ્ય વિષઇ દઢબંધ, કેશનૂં ગ્રહણ સુરતસંગ્રામિ,
કનકદંડ તે છત્ર રાયનિ, સ્વપંન વિષિ વિજોગ,
ધૂજિ ધ્વજ, પરલોક થકી ભય, વાંછિત વસુધાં ભોગ.
શુક સારિકાનિ રક્ષાગૃહ, સારી રમતાં મારિ,
ધૂમિ અશ્રુપાત, ચાપકિ ફેરવતાં હય પ્રાહાર.
—ભાલણ, 'કાદંબરી'

આ સર્વ પરિસંખ્યાનાં ઉદાહરણ છે.

**વિષમ**—જ્યાં બે પદાર્થ વચ્ચે અતિ વિષમતા, વિરોધને કારણે સંબંધ ઘટતો નથી; જ્યાં કર્તાને પોતાની ક્રિયાનું ફળ પ્રાપ્ત થતું નથી, અને ઊલટો અનર્થ સહેવાનો પ્રસંગ આવે છે; અને જ્યાં કાર્યનાં ગુણક્રિયાદિક કારણનાં ગુણક્રિયાદિકથી અત્યંત વિપરીત હોય છે, ત્યાં વિષમ અલંકાર થાય છે. જેમકે,

ક્યાં એ સૂર્ય તણો વંશ, અલ્પ આ મમ બુદ્ધિ ક્યાં ? +

અહીં સૂર્યવંશની મહત્તા અને કવિબુદ્ધિની અલ્પતા એ બંને વચ્ચેના વિરોધથી વિષમ અલંકાર સિદ્ધ થાય છે.

---

+ क्व सूर्यप्रभवो वंशः क्व चाल्पविषया रतिः ।—रघुवंश

માની સાગર રત્નાકર, સેવ્યો ધનની આશથી;
રહી દૂર ધનપ્રાપ્તિ, ક્ષારવારિ પડ્યું મુખે. *

અહીં કર્તાને પોતાની ક્રિયાનું ધનપ્રાપ્તિરૂપ ફળ ન મળતાં ઊલટું મુખ ક્ષારવારિથી પુરાવા રૂપ અનિષ્ટ સહેવું પડે છે. આ દ્વિતીય પ્રકારનો વિષમ છે.

જેનો કરસ્પર્શ અપૂર્વ પામીને રણે રણે નીલ કૃપાણધારા
યશઃ પ્રસારે શરદિન્દુનિર્મલ, ત્રિલોકને જે નિજથી સુહાવે.†

અહીં કારણરૂપ કૃપાણની નીલતા અને કાર્યરૂપ યશની શુભ્રતા બંને વચ્ચેના વિરોધથી વિષમ અલંકાર થાય છે.

**સહોક્તિ**—જ્યાં એક શબ્દ એક અર્થ વ્યક્ત કરતો હોવા છતાં 'સહ'ની સાથેના અન્વયને કારણે અન્ય અર્થ પણ ગ્રહણ કરે તેને સહોક્તિ કહે છે. જેમકે,

લક્ષ્મી સાથિ વક્ષસ્થલ તે થાઇ અતિ વિશાલ;
બંધુ મનોરથ સાથિ પૂરાઈ ઊરુદંડ તતકાલ;
શત્રુસાથિ સૂક્ષ્મ થાઇ દેહનુ મધ્યભાગ.

—ભાલણ, 'કાદંબરી.'

અહીં 'વિશાળ' શબ્દ મૂળ વક્ષસ્થલની વિસ્તૃતતા દર્શાવતો હોઇ 'સાથે' અવ્યયના યોગે લક્ષ્મીનું આધિક્ય પણ દર્શાવે છે. આ રીતે આ સર્વ પંક્તિઓમાં સહોક્તિ અલંકાર થાય છે.

**વિનોક્તિ**—એકના વિના બીજું અશોભન લાગે અર્થાત્ શોભે નહીં; કે એકના વિના જ બીજું શોભે, અન્યથા નહીં: આ રીતના પ્રતિપાદનથી વિનોક્તિ અલંકાર થાય છે.

વિના સુકવિતા વદન, સદન તો સાધ્વી પત્ની વિના,

---

* अयं रत्नाकरोऽम्भोधिरित्यसेवि धनाशया ।
धनं दूरेऽस्तु वदनमपूरि क्षारवारिभिः ॥—साहित्यदर्पण

† सद्यः करस्पर्शमवाप्य चित्रं रणे रणे यस्य कृपाणलेखा ।
तमालनीला शरदिन्दुपाण्डु यशस्त्रिलोक्याभरणं प्रसूते ॥—काव्यप्रकाश

ધનિક રહિત જે રાજ્ય, નવ કોને કાન્ત કદી લાગે.°

આ પ્રથમ પ્રકારની વિનોક્તિનો દાખલો છે.

**અપ્રસ્તુતપ્રશંસા**—અપ્રસ્તુત વસ્તુના વર્ણનદ્વારા પ્રસ્તુત વસ્તુનું વર્ણન થાય તે અપ્રસ્તુતપ્રશંસા અલંકાર. કાર્યને બદલે કારણનું, કારણને બદલે કાર્યનું, વિશેષને સ્થાને સામાન્યનું, સામાન્યને સ્થાને વિશેષનું, અને એક પદાર્થને સ્થાને તેના તુલ્ય અન્ય પદાર્થનું વર્ણન–આમ પાંચ પ્રકારે અપ્રસ્તુતપ્રશંસા થાય છે.

બપ્પૈયા શું કહે તને, નિર્લજ, વારંવાર;
નિર્મલજલભર સાગરે નવ પામે તું જલધાર.+

— હેમચંદ્ર, દોધક

આ પાંચમા પ્રકારની અપ્રસ્તુતપ્રશંસા છે. એને અન્યોક્તિ પણ કહે છે.

**સ્વભાવોક્તિ**—બાલાદિના સ્વરૂપ અને કાર્યાદિકના વર્ણનથી સ્વભાવોક્તિ અલંકાર બને છે. 'આદિ'માં યુવતી, મુગ્ધજન, પ્રાણી ઇ૦ નો સમાવેશ થાય છે. સ્વભાવોક્તિના વર્ણનમાં કવિજનને જ શક્ય એવી ચારુતાભરી અસાધારણતા હોવી જોઇએ. ઉદાહરણો—

વાંકી આરક્ત ચાંચેથી, લીલી કોમલ પાંખથી,
ત્રિવર્ણે શોભતા કંઠે, ભાસે છે મંજુવાક્ શુકો. *

શાખાઓમાં તરુવર તણી ચક્રવાકી છુપાતી,
શોધી કાઢે દયિત નયનો, જોઇને હૃષ્ટ થાતી;

---

° वदनं विना सुकवितां सदनं साध्वीं विना वनिताम् ।
राज्यं च विना धनितां न नितान्तं भवति कमनीयम् ॥

—रसगङ्गाधर

+ बप्पीहा कइँ बोल्लिएण निग्घिण वार इ वार ।
सायरि भरिअइ विमलजलि लहहि न एक्कइ धार ॥

सिद्धहेमचन्द्र ८–४–३८३

* तुण्डैराताम्रकुटिलैः पक्षैः हरितकोमलैः ।
त्रिवर्णराजिभिः कण्ठैरेते मञ्जुगिरः शुकाः ॥—दण्डिन्

ચંચૂ ચંચૂ મહિં લઇ પછી પક્ષને પક્ષમાં લે,
ક્રીડા એવી કંઈ કંઇ કરે મૌગ્ધ્યમાં દંપતી તે.
—કાન્ત, 'ચક્રવાકમિથુન'

સંસ્કૃત આલંકારિકો સ્વભાવોક્તિનું સામર્થ્ય ગ્રહી ન શક્યા હોવાથી એમણે એની પ્રત્યે ઉપેક્ષાવૃત્તિ રાખી છે; પણ ખરું જોતાં આ ખરેખર મહત્ત્વનો અલંકાર છે. એનાથી જ કવિની અવલોકન અને વર્ણન શક્તિની કસોટી થાય છે.

**આક્ષેપ**—કંઈક વિશેષ કહેવા, સૂચવવાના હેતુથી લક્ષ્યમાણ વિષયનો ( પદાર્થ, વસ્તુ ) નિષેધ કરવો એને આક્ષેપ અલંકાર કહે છે. આક્ષેપનો હેતુ પ્રકૃત લક્ષ્યમાણ વિષયનું વર્ણન અશક્યવત્ છે, અથવા સુપ્રસિદ્ધ હોઇ અનાવશ્યક છે એમ દર્શાવવાનો છે. ઉદાહરણ—

તું પ્રાણ છે, હૃદય છે મુજ તું દ્વિતીય,
તું તારિકા નયનની, અમીલેપ અંગે,
એવાં અનેક વચને ભરમાવી મુગ્ધા,
તેનેજ—મૂક રહું હું, શું હવે કથીને ?+
—ઉત્તરરામચરિત

———

+ त्वं जीवितं त्वमसि मे हृदयं द्वितीयम्
त्वं कौमुदी नयनयोरमृतं त्वमङ्गे ।
इत्यादिभिः प्रियशतैरनुरुध्य मुग्धां
तामेव शान्तमथवा किमिहोत्तरेण ॥—उत्तररामचरित

# પ્રકરણ સાતમું

## વૃત્તવિચાર

કવિતાના છંદના વૃત્ત અને જાતિ એવા બે વિભાગ છે. **અક્ષરમેળ** છંદને **વૃત્ત** કહે છે. વૃત્તની યોજના લઘુગુરુની ગોઠવણી અને અક્ષરની સંખ્યા પર આધાર રાખે છે. વૃત્તમાં અમુક અંતરે અટકવું પડે છે તેને **યતિ** કે વિરામ કહે છે. **માત્રામેળ છંદો જાતિ** નામથી પણ ઓળખાય છે. માત્રામેળ છંદોમાં બંધારણ માત્રાની સંખ્યા ઉપર આધાર રાખે છે. માત્રામેળ છંદમાં અમુક અમુક અંતરે ભાર મુકાય છે તેને **તાલ** કહે છે.

## માત્રામેળ છંદો

**પ્રાસ્તાવિક**—માત્રામેળ છંદો ઘણુંખરું પ્રાકૃત અને અપભ્રંશ સાહિત્ય ઉપરથી આવ્યા છે. એમાં છંદનું બંધારણ માત્રાની સંખ્યા વડે નિયત થાય છે. હ્રસ્વ સ્વરવાળા વર્ણની એક માત્રા, દીર્ઘ સ્વરવાળા વર્ણની બે માત્રા અને પ્લુત સ્વરની ત્રણ માત્રા ગણાય છે. એકલા વ્યંજનની અર્ધી માત્રા ગણાય છે. હ્રસ્વ વર્ણ પછી સંયુક્તાક્ષર આવ્યો હોય તો તે હ્રસ્વ વર્ણને દીર્ઘ ગણવામાં આવે છે.

( ૧ ) **ચોપાઇ**—ચોપાઇનાં ચાર ચરણ હોય છે અને તે પ્રત્યેકમાં ૧૫ માત્રા હોય છે. તાલ ૧ લી માત્રાએ ને પછી ચારચાર માત્રાએ આવે છે. યતિ ૮ મી અને ૧૫ મી માત્રાએ આવે છે. છેવટના બે અક્ષરો અનુક્રમે ગુરુ અને લઘુ હોય છે.

```
|       |        |   |
૧૧ ૨૧૧  ૧૧  ૨૨ ૨૧   ૨ ૨ ૧૧૨  ૨  ૧૧૨૧
મળી આપણ જણ  બંને બેન,  સંપે રમીએ તો સુખચેન.
```

ઉપર દોરેલી સીધી લીટી તાલ દર્શાવે છે.

(૨) **ચરણાકુલ**—એમાં ચાર ચરણ, પ્રત્યેક સોળ માત્રાનાં, હોય છે. દરેક ચરણમાં છેલ્લા બે વર્ણ ગુરુ હોય છે. તાલની યોજના ચોપાઇ પ્રમાણે જ હોય છે.

૧૧૨ ૧૧ ૨૨૨ ૨૨
હસતે મુખ રસ્તામાં વેર્યાં
ફૂલ નસીબે ગુલાબ કેરાં.

૨ ૧૧ ૨૧ ૧૧૧૨ ૨૨
જે નર સાપ જતનથી ઝાલે
તે મૃત્યુ પામે કો કાળે.*

(૩) ઉધોર છંદ—એમાં ૧૪ માત્રા અને ૬ તાલ હોય છે.

૨ ૧ ૨૧ ૧૨ ૧૧૨૧
આજે નાથ બન્યું વિપરીત,
તમને તે કહું શી રીત્ય?

તાલ ૧, ૩, ૫, ૮, ૧૦ ને ૧૨ મી માત્રાએ આવે છે.

(૪) પ્લવંગમ—એમાં પ્રત્યેક ચરણમાં ૨૧ માત્રા, અગિયાર અને દસ માત્રાએ યતિ (વિરામ), અને ચોપાઇ પ્રમાણે ૧, ૫, ૯ ઇ૦ માત્રાએ તાલ હોય છે.

૨૨ ૨૨ ૨૧ ૧૨૧૧ ૨.૧૨
છત્રે થાતી છાંય છડીધર છાજતા,
હાથી હોદ્દામાંય રસિક બિરાજતા;
આયુષ રિદ્ધિ અનેક ભરેલી ભાગ્યમાં,
એ સૂતા દિન એક ઉછળતી આગમાં.

(૫) મહીદીપ—દરેક ચરણમાં ૨૨ માત્રા, છેલ્લા બે અક્ષર ગુરુ, બાર માત્રાએ વિરામ, અને ૧, ૭, ૧૩, ૧૯ માત્રાએ તાલ એ મહીદીપનું બંધારણ છે.

૨૧૧૧૧ ૧૧૧ ૨૧ ૧૧૧ ૨૧ ૨૨
ઇશચરણ સ્મરણ મિત્ર સરળ રીત સાચી,
તે વિના ત્રિલોક મધ્ય ક્રોડ વાત કાચી.

(૬) દોહરો—એમાં પહેલા ચરણાર્ધમાં ૧૩ માત્રા, અને બીજામાં

* આ અને કવચિત્ કવચિત્ અન્ય ઉદાહરણો દલપતપિંગળમાંથી લીધાં છે. સવિસ્તર વિવેચન માટે એ ગ્રંથ જોવો આવશ્યક છે.

**૧૧ માત્રા મળીને ૨૪ માત્રા ને ૬ તાલ હોય છે. તાલ ૧, ૫ અને ૯ મી માત્રાએ આવે છે.**

૧ ૧ ૧૧ ૨ ૨૧૧ ૧૨ ૨૧૧૨ ૧૧ ૨૧
મુખ સમ કો મંગલ નહીં, મૃત્યુ સમી નહીં હાણ,
જગ સમ કો જંગલ નહીં, સત્ય સમી નહીં વાણ.

(૭) **સોરઠા છંદ**—આ દોહરાના ચરણાર્ધો ઉલટાવવાથી બને છે. પહેલા ચરણાર્ધમાં ૧૧, અને બીજામાં ૧૩ મળીને ૨૪ માત્રા હોય છે.

૨ ૨ ૨ ૨ ૨ ૧ ૨ ૨ ૨ ૧ ૧ ૨ ૧ ૨
વ્હાલા તારાં વેણ, સ્વપ્નામાં પણ સાંભરે;
નેહ ભરેલાં નેણ, ફરી ન દીઠાં ફારબસ.

(૮) **રોળા છંદ**—પહેલા અર્ધા ચરણમાં ૧૧ ને બીજા અર્ધા ચરણમાં ૧૩ મળીને ૨૪ માત્રા. તાલ ૭, પહેલી અને પછી ચારચાર માત્રાએ.

૨ ૧૨૧૨ ૨૧ ૧૨ ૨ ૨ ૨ ૧૧ ૨
ગૂજરાતનો પૂત, રહી ઊભો આ સ્થળમાં
કોણ એહવો જેહ નયન ભીંજ્યાં નહીં જળમાં?

(૯) **હરિગીત**—માત્રા ૨૮; તાલ ૩, ૬, ૧૦, ૧૩, ૧૭, ૨૦, ૨૪, ૨૭ મી માત્રાએ; છેલ્લે ગુરુ જોઇએ.

૨ ૨ ૧૨ ૧૧ ૨ ૧૨ ૧૧ ૨૧૨ ૧૧૧૧ ૧૨
જે પુષ્પનાં દલ ખોલીને રજ સ્થૂલને ગ્રમય કરે,
અધિકારી તે મધુમક્ષિકા એ મધુતણી પ્હેલી ઠરે.

(૧૦) **સવૈયા એકત્રીસા**—માત્રા ૩૧; તાલ ૮, ૧ લી અને પછી ચારચાર માત્રાએ.

૨૧ ૧૨ ૨ ૨૧ ૧૨ ૧૧ ૨૨ ૨૧ ૧૨ ૧૧૨૧
ઝેર ગયાં ને વેર ગયાં વળી કાળા કેર ગયા કરનાર,
પરનાતીલા જાતીલાથી સંપ કરી ચાલે સંસાર.

---

+ રોળામાં સોરઠા જેટલી જ માત્રાસંખ્યા છે, પણ એની તાલયોજના સોરઠાથી ભિન્ન છે, તેમ જ એમાં સોરઠાના જેટલો સ્પષ્ટ મધ્યચરણ યતિ નથી.

**(૧૧) ઝૂલણા**—એમાં ૩૭ માત્રા ને ૮ તાલ. તાલ ૧ લી અને પછી પાંચપાંચ માત્રાએ; છેલ્લે ગુરુ આવશ્યક.

૨ ૧ ૧૧ ૨૧ ૧૧ ૧૧ ૧૧૧ ૨ ૧૨
આજ મહારાજ જલ પર ઉદય જોઈને

૨૧૨ ૧૧૧૨ ૨૧ ૨ ૨
ચંદ્રનો હૃદયમાં હર્ષ જામે.

**(૧૨) છપ્પા**—આમાં છ પદ કે ચરણ હોય છે તેથી એનું નામ છપ્પય કે છપ્પા પડ્યું છે. એનાં પહેલાં ચાર ચરણ કાવ્ય એટલે રોળા છંદનાં હોય છે. તેમાં ૨૪ માત્રા ને ૭ તાલ હોય છે. પાંચમું અને છઠું ચરણ ૧૫ અને ૧૩ મળીને દરેક ૨૮ માત્રાનું.

૨૧૧ ૨ ૨ ૨૧ ૨૧ ૧૧ ૨૧૧ ૧૧૨
જોબનમાં દે રંગ, સંગ સુખ ટાઢક તનની,
વ્હાલપણે કરી વાત, મટાડે પીડા મનની;
સુખદુઃખમાં સમભાગ, રાગ રૂડે ગુણ ગાતી,
ચતુરા ચિત હરનાર સાર ઉરમાં મદમાતી;
૧૧ ૨૧૧૨ ૨ ૨ ૧૨ ૨ ૨ ૨ ૧ ૧ ૧ ૧ ૧૨
વળી વૃદ્ધપણે સેવા કરે, દેખ્યાથી દિલ દુઃખ ટળે;
એ અંતકાળે અળગી નહિ, બહુ સ્નેહે સાથે બળે.

**(૧૩) કુંડળિયો**—આદિમાં એક દોહરો કરીને, તેના ચોથા ચરણને ઉલટાવી ચાર ચરણો ૧૧, ૧૩ માત્રાનાં બનાવવાથી અને અને પ્રથમ ચરણનો પ્રથમ શબ્દ છેલ્લે લાવવાથી કુંડળિયો બને છે.

૨ ૨ ૧૧૧૧ ૨ ૧ ૨ ૧૧૧ ૧૨૨ ૨ ૧
ડોલે તરુવર ડાળીઓ, પવન ઝુલાવે પાન,
ઊડે મનોહર પંખીઓ, ગાતાં સુંદર ગાન;
૨ ૨ ૨૧૧ ૨ ૧ ૨ ૧ ૨૧૧૨ ૧૧૨
ગાતાં સુંદર ગાન, ધ્યાન ઈશ્વરનું ધરતાં,
કરતાં વને કલોલ, રોજ આનંદે ફરતાં,
સંપે રે'તાં સાથ, પ્રીતનો પડદો ખોલે,
સુખીયાં પંખી રોજ, ડાળીઓ તરુવર ડોલે.

(૧૪) **આર્યા**—એ સંસ્કૃત માત્રામેળ છંદ છે, એમાં પહેલા અને ત્રીજા પાદમાં ૧૨ માત્રા, બીજા પાદમ ૧૮ માત્રા, અને ચોથા પાદમાં ૧૫ માત્રા આવે છે.

૨ ૨ ૨ ૧૧ ૧૧૨ ૧ ૧ ૨ ૨ ૧૧ ૧ ૨ ૧ ૨ ૧ ૧ ૨
હોંશીનાં મન હરવા, અભિલાષા ધરિ સુકાવ્ય આદરવા,
૧ ૧ ૧ ૧ ૨ ૧ ૧ ૧ ૧ ૨ ૨ ૨ ૨ ૨ ૧ ૨ ૧ ૧ ૨
અભિમત પાર ઉતરવા સંભારું સ્હાયતા કરવા.

(૧૫) **ગીતિ ઉપગીતિ અને ઉદ્દગીતિ**—આ ત્રણે આર્યાના જ પ્રકાર છે; આર્યાના ચાર પાદને ઉલટસુલટ ગોઠવવાથી એ બને છે.

ગીતિ—ચોથો પાદ ૧૮ માત્રાનો, બાકીની વ્યવસ્થા આર્યા પ્રમાણે (૧૨, ૧૮ । ૧૨, ૧૮). અર્થાત્ આર્યાના પૂર્વાર્ધ જેવું જ ઉત્તરાર્ધ હોય તો ગીતિ છંદ થાય છે.

ઉપગીતિ—બીજા અને ચોથા પાદમાં ૧૫ માત્રા, બાકીના પાદ આર્યાપ્રમાણે (૧૨ માત્રાના). અર્થાત્ આર્યાના ઉત્તરાર્ધ જેવું જ પૂર્વાર્ધ રચાય તો ઉપગીતિ છંદ બને. (૧૨, ૧૫ । ૧૨, ૧૫)

ઉદ્દગીતિ—બીજા પાદમાં ૧૫, માત્રા અને ચોથામાં ૧૮ માત્રા, બાકીની આર્યા મુજબ. અર્થાત્ આર્યાના ઉત્તરાર્ધ જેવું ઉદ્દગીતિનું પૂર્વાર્ધ હોય, અને આર્યાના પૂર્વાર્ધ જેવું ઉદ્દગીતિનું ઉત્તરાર્ધ હોય.

(૧૬) **કટાવ**—૧૬ માત્રા; આઠ આઠ માત્રાના સંધિથી સોળ માત્રાનું એક ચરણ બને. કડીમાં ચરણોની સંખ્યા નિયત નથી. ચરણમાં એક બે સંધિ ઉમેરીને ચરણનો પ્રસ્તાર પણ થઈ શકે છે. એટલે એકંદરે આઠ માત્રાના સંધિઓથી બનતી સળંગ પદ્યયોજના તરીકે કટાવને ઓળખવો વધુ અનુકૂળ થઇ પડશે. મધ્યકાલીન કવિઓમાંથી ગિરધરે એનાં અતિ લોકપ્રિય રામાયણ વગેરે કાવ્યોમાં, અને અર્વાચીન ગૂજરાતીમાં પંડિતયુગના કવિઓએ એનો સફળ ઉપયોગ કર્યો છે. કવચિત્ અદ્યતન કવિઓ પણ એ પ્રયોજે છે.

એ પ્રસ્તારશીલ હોવાથી બ્લેન્ક વર્સ-અખંડ પદ્ય તરીકે એનો કેટલીક વાર પ્રયોગ થયો છે. ઉદા૦—

૨ ૧ ૨ ૧ ૨ | ૨ ૧ ૨ ૧ ૨ | ૨ ૧ ૨ ૧ ૨ |
ધન્ય ધન્ય ઓ ચિત્ત મુજતું ! ભાગ્યશાળી ના
તું જેવું કો મ્હેં તો દીઠું: ભમી ભમી દુઃખ-
પારાવારે દુસ્તર વીચિ ઘણી તરીને
દિવ્ય દેશને કાંઠે આખર આવ્યું છે તું;
રાચ ! રાચ ! રતિ સજી રે ! વિશ્વમાં રતિ ઘણી હજી રે !

—ગોવર્ધનરામ.

અષ્ટમાત્રિક સંધિઓ ઊભી લીટીથી દર્શાવ્યા છે.

(૧૬) **હિંડી**—માત્રા ૧૯, યતિ ૯ અને પછી ૧૦ માત્રાએ. આ માત્રાવૃત્ત મરાઠીમાં સવિશેષ પ્રચલિત છે. એમાં પાસે પાસેના બે ચરણો અને ઘણીવાર ચારે ચરણોમાં ચરણાંત યમક આવે છે. પ્રત્યેક ચરણમાં ૯ મી, અને પછી ૧૦ મી માત્રાએ એટલે કે અંતે યતિ આવે. મરાઠી છંદોરચના આના ચાર સંધિ-૩, ૬, ૬, ૪ માત્રાના-પાડે છે, અને એને ષણ્માત્રિક (૭ માત્રાના) માત્રાવૃત્તનું એક સ્વરૂપ ગણે છે. ગુજરાતીમાં ભોળાનાથ સારાભાઈ, મણીલાલ નભુભાઈ, બોટાદકર વગેરે કવિઓએ હિંડી છંદ વાપર્યો છે. ઉદાહરણ-

૨ ૧ ૨ ૧ ૨ ૧ | ૧ ૧ ૧ ૧ ૧ ૧ ૨ ૨ ||
પ્રીતિ પ્રેમ વંદુ જય જય જય વાણી,
૧ ૨ ૨ ૧ ૧ ૨ | ૧ ૧ ૧ ૨ ૧ ૨ ૨ ||
ભર્યાં પ્રેમ થકી પવન આભ પાણી,
શીતલ પ્રાણસા'ય આપતો સમીર,
સુરજ ચંદ્ર તણો પ્રેમ શો ગંભીર.

—મણિલાલ નભુભાઇ

મરાઠીમાંથી ઉદાહરણ—

**कथा बोलूं हे, मधुर–सुधा–धारा ।**
**होय शृंगारा, करुण–रसा धारा ॥**

निषध–राजा नळ, नामधेय होता।
वीरसेनाचा, तनय महा–होता ॥ —रघुनाथ पंडित

(૧૮) **અંજનીગીત**—આ પણ મરાઠી પદ્યસ્વરૂપ છે. એમાં પહેલાં ત્રણ ચરણ પાદાકુલકનાં* (અર્થાત્ ૮+૮=૧૬ માત્રાનાં), અને ચોથું ચરણ ૧૦ (૬+૪) માત્રાનું હોય છે. ગૂજરાતીમાં આ કાવ્યપ્રકાર કાન્ત, બ. ક. ઠાકોર વગેરે કવિઓએ દાખલ કર્યો છે. ઉદાહરણ—

૨ ૨ ૨ ૨।૨ ૨ ૨ ૨
આકાશે એની એ તારાઃ
એની એ જ્યોત્સ્નાની ધારાઃ
તરુણ નિશા એની એઃ દારા
૨ ૨ ૨ ૨ ૨
ક્યાં છે એની એ ? —કાન્ત

૧૧ ૧૧ ૧૧૨। ૨ ૨ ૧૧ ૨
રૂમ ઝુમ ઝરણાં સાથે નીકળ્યાં,
હસતાં નાદ કરંતાં રસળ્યાં,
ડગલે ડગલે ઢળતાં આગળ,
૨ ૨ ૨ ૨ ૨
સાથી ઓ। મ્હારા ! —બ. ક. ઠાકોર

(૧૯) **ગઝલ**—૧૪ માત્રા ને ૪ તાલ. ૭, ૭ માત્રાએ યતિ આવે છે.

---

* મરાઠી છંદો રચના ૮×૮=૧૬ માત્રાના પાદાકુલકનો ઉલ્લેખ કરે છે. ઉદા૦

अवघड गड आस्मानी डोले।
वरतीं बघतां फिरतिल डोळे।
खालीं पाताळांतिल इमले।
हिरवे हिरवे गार गालिचे।
हरित तृणांच्या मखमालींचे।
त्या सुंदर मख–माली वरतीं।
फुलराणी ही, खेळत होती।

૨૧૧૨  ૨૧  ૨ ૨  ૨  ૧૨  ૨ ૨૧  ૨૨  ૨
જિગરનો યાર જુદો તો! બધો સંસાર જુદો છે;
બધા સંસારથી એ યાર બેદરકાર જુદો છે.

## અક્ષરમેળ છંદો

**પ્રાસ્તાવિક**—અક્ષરમેળ છંદો ગુરુલઘુની અમુક ગોઠવણી પ્રમાણે બને છે તેને ગણુ કહે છે. ગણુ એટલે ત્રણ અક્ષરનો સમૂહ. ગુરુને માટે – અને લઘુને માટે ⏑ સંજ્ઞા મૂકીએ તો ગણોની રચના નીચે પ્રમાણે સમજાવી શકાય.

| | ઉદાહરણરૂપ શબ્દો | ગણુની ટૂંકી સંજ્ઞા |
|---|---|---|
| મગણુ – – – | માતાજી | મ |
| નગણુ ⏑ ⏑ ⏑ | નગર | ન |
| ભગણુ – ⏑ ⏑ | ભોજન | ભ |
| જગણુ ⏑ – ⏑ | જકાત | જ |
| સગણુ ⏑ ⏑ – | સમતા | સ |
| યગણુ ⏑ – – | યશોદા | ય |
| રગણુ – ⏑ – | રામજી | ર |
| તગણુ – – ⏑ | તોખાર | ત |

મગણુમાં બધા ગુરુ છે; નગણુમાં બધા લઘુ છે; ભ–જ–સ–ગણો ક્રમશઃ ગુરુ બને છે (ભગણુમાં પહેલો ગુરુ, બાકીના હ્રસ્વ; જગણુમાં બીજો ગુરુ, બાકીના હ્રસ્વ; સગણમાં ત્રીજો ગુરુ, બાકીના હ્રસ્વ); ય–ર–ત–ગણો ક્રમશઃ લઘુ બને છે. (યગણુમાં પહેલો લઘુ, બાકીના ગુરુ; એવી રીતે). આ રીતે ગણોનું માપ યાદ રાખી શકાય, અથવા ઉદાહરણરૂપ શબ્દો ઉપરથી પણ માપ મેળવી શકાય.

ગુરુને માટે ગ અને લઘુને માટે લ સંજ્ઞા મુકાય છે. સંયુક્તાક્ષર પહેલાંનો વર્ણ અને ચરણનો અંત્ય લઘુ સ્વર હમેશાં ગુરુ ગણાય છે.

આ સંજ્ઞાઓ મુજબ મુખ્ય મુખ્ય અક્ષરમેળ છંદનાં માપ ઉદાહરણ સાથે નીચે આપ્યાં છે.

(૧) **મનહર**—એનાં બે ચરણોમાં થઈને ૩૧ અક્ષર હોય છે અને ૮, ૮ અક્ષરે યતિ આવે છે. એમાં બીજા ચરણનો છેલ્લો વર્ણ ગુરુ હોય છે.

કહે દલપતરામ, રાજ અધિરાજ સુણો,

રૂડી ગૂજરાતી વાણી રાણીનો વકીલ છું.

(૨) **ઘનાક્ષરી**—૮ અક્ષરના ચાર પાદ. છેલ્લે ગુરુ લઘુ જોઈએ. આમ મનહરના બીજા ચરણમાં છેલ્લે એક લઘુ ઉમેરીએ એટલે ઘનાક્ષરી બને.

(૩) **અભંગ**—આ મરાઠીમાં ખૂબ પ્રચલિત પદ્યપ્રકાર છે. મરાઠીમાં ઘણાએ અભંગ લખ્યા છે, પણ એ સર્વમાં તુકારામના અભંગ શ્રેષ્ઠ મનાય છે. અભંગ એટલેજ તુકારામના એવી માન્યતા થઈ ગઇ છે. ગૂજરાતીમાં સદ્. ભોળાનાથ સારાભાઇએ અભંગનો સારા પ્રમાણમાં પ્રયોગ કર્યો છે.

અભંગમાં કેટલાક **દ્વિચરણી** છે, તો કેટલાક ચતુશ્ચરણી છે. દ્વિચરણીમાં બંને ચરણોમાં આઠ આઠ અક્ષરો હોય છે; અને એક સ્વરૂપમાં પહેલા ને બીજા ચરણોનો અંત્યાનુપ્રાસ મળે છે, તો અન્ય સ્વરૂપમાં પહેલા ચરણના અંત્યાક્ષરનો બીજા ચરણના ચોથા અને કવચિત્ પાંચમા અક્ષર સાથે પ્રાસ મળે છે.

(१) कई वहावे जीवन । कई पलंगीं शयन ॥ १ ॥
जैशी जैशी वेळ पडे । तैसें तैसें होणें घडे ॥ २ ॥—तुकाराम

(२) ब्रह्मरस घेई काढा । तेणे पीडा, वारेल ॥ १ ॥
पथ्य नाम विठोबाचें । आणिक वाचे, न सेवीं ॥ २ ॥
तेथें पंक्तिभेद नाहीं । मोठें कांहीं, लहान ॥ ३ ॥—तुकाराम

**ચતુરક્ષરી** અભંગના પહેલા પ્રકારમાં ત્રણ ચરણ ૭ અક્ષરોનાં, અને ચોથું ચાર અક્ષરનું હોય છે, અને બીજા ને ત્રીજા ચરણના અંત્યાનુપ્રાસ મળે છે. બીજા પ્રકારમાં પહેલા ત્રણ ચરણમાં આઠ અક્ષરો અને ચોથા ચરણમાં સામાન્ય રીતે સાત અક્ષરો આવે છે, અને બીજા અને ત્રીજાના અંત અને ચોથાના મધ્યનો પ્રાસ મળે છે. ઉદાહરણો —

(૧) પાપવાસનાઓ થાય જ્યારે ક્ષય
પામશે ઉદય પુણ્યવૃત્તિ. —ભોળાનાથ સારાભાઇ
नाहीं संतपण । मिळत हें हाटीं ।
हिंडतां कपाटीं । रानीं, वनीं ॥ १ ॥—तुकाराम

(૨) मन करा रे प्रसन्न । सर्व सिद्धींचें कारण ।
मोक्ष अथवा बंधन । सुख-समाधान, इच्छा ते ॥१॥तुकाराम

(૪) **અનુષ્ટુભ્ કે શ્લોક**—૮, ૮ અક્ષરનાં ચાર પાદ. દરેક પાદમાં પાંચમો અક્ષર લઘુ અને છઠ્ઠો અક્ષર ગુરુ જોઇએ. સાતમો અક્ષર બીજા ને ચોથા પાદમાં લઘુ અને પહેલા અને ત્રીજામાં ગુરુ હોય છે.

પ્રસરી રહી ચોપાસ । શાખાઓ શૈલરાજની,
ન જણાય જશે કેવી । સંધ્યા તે મધ્ય આજની.

(૫) **પ્રમાણિકા**—જ, ર, લ, ગ (૮ અક્ષર); યતિ ૪, ૪ અક્ષરે.

શ્રી વિષ્ણુ પાદપદ્મની
સુરક્ષો ભકિત નિશ્ચલા.

(૬) **ઇન્દ્રવજ્રા**—ત, ત, જ, ગ, ગ (૧૧ અક્ષર); યતિ ૫ અને ૬ અક્ષરે.

ડૂબી જઈને ઘન અંધકારે
શીતે ધ્રૂજી સૃષ્ટિ સમસ્ત ત્યારે.

(૭) **ઉપેન્દ્રવજ્રા**—જ, ત, જ, ગ, ગ (૧૧ અક્ષર); યતિ ૫, ૬ અક્ષરે

સંકોરી સંવર્ધી જ દિવ્ય વહ્નિ
અપૂર્વ એ આપણ અગ્નિહોત્રી.

(૮) **ઉપજાતિ**—બે પાદ ઇન્દ્રવજ્રાનાં અને બે ઉપેન્દ્રવજ્રાનાં.

(૯) **લલિત**—ન, ર, ર, લ, ગ (૧૧ અક્ષર); યતિ ૬, ૫ અક્ષરે.

અરરર બાલુડાં બાપલાં અહો !
જનની તો હવે સ્વર્ગમાં જતી.

(૧૦) **દોધક**—ભ, ભ, ભ ગ, ગ, (૧૧ અક્ષર); યતિ ૬, ૫ અક્ષરે.

નિર્જળ ગામ નવાણુ ગળાવો,
વાવ કૂવા નદિ તીર તળાવો.

(૧૧) **શાલિની**—મ, ત, ત, ગ, ગ (૧૧ અક્ષર); યતિ ૪, ૭ અક્ષરે.

સિંધૂમાંથી રત્ન તો સાંપડે છે,
ખારે નીરે ગૂણુ જોતાં જડે છે.

(૧૨) **રથોદ્ધતા**—ર, ન, ર, લ, ગ (૧૧ અક્ષર); યતિ ૩, ૮ અક્ષરે.

બે રહ્યા તુજ સમીપ માર્ગ જ્યાં,
તું ગ્રહે ઉભયમાંથી એક ત્યાં.

(૧૩) **વૈતાલીય**—આને વિયોગિની છંદ પણ કહે છે.
૧ લા ને ૩ જા પાદમાં સ, સ, જ, ગ, (૧૦ અક્ષર),
૩, ૩, ૪, અક્ષરે યતિ;
૨ જા ને ૪ થા પાદમાં સ, ભ, ર, લ, ગ (૧૧ અક્ષર),
૪, ૩, ૪ અક્ષરે યતિ, એ માપ.

ગગને ઘૂમરાઈ વાદળી,
વિરહીનાં હઈયાં દઈ દળી.

(૧૪) **ઇન્દ્રવંશા**—ત, ત, જ, ર (અક્ષર ૧૨); યતિ-૫,૭ અક્ષરે.

હેતે કરી અર્જુનને કહે હરી,
સંગ્રામ સાધો ધનુબાણુને ધરી.

(૧૫) **દ્રુતવિલંબિત**—ન, ભ, ભ, ર ( ૧૨ અક્ષર ); ય તિ ૪, ૩, ૫ અક્ષરે.

ઉર અહર્નિશ જો હરિમાં રમે,
વ્રજલીલા રસીલી રટવી ગમે,
શ્રવણુ તો ધરજો જયદેવનાં
કવન પાવન રમ્ય રસે ભર્યાં.

(૧૬) **તોટક**—સ, સ, સ, સ, (૧૨ અક્ષર);યતિ ૩, ૩, ૩ ૩ અક્ષરે.

રસગુંજન ગોઠડિયો કરતાં,
ઉરથી ઉર મેળવીને વસતાં;

(૧૭) **ભુજંગી**—ય, ય, ય, ય (૧૨ અક્ષર); યતિ ૬, ૬ અક્ષરે.

ઘણું ખાધું પીધું ઘણા ભોગ કીધા,
ઘણા રાયરાણા જીતી દંડ લીધા.

(૧૮) **મોતીદામ**—જ, જ, જ, જ ( ૧૨ અક્ષર ); યતિ ૫, ૭ અક્ષરે.

ભજો ભવતારણુ શ્રી ભગવાન,
તજો નિજ અંતરનું અભિમાન.

(૧૯) **વંશસ્થ**—જ, ત, જ, ર (૧૨ અક્ષર); યતિ ૫, ૭ અક્ષરે.

કૃતાર્થ નેણે નિરખી રહી વદે
"સહીશ શી રીત વિયોગ દેવિ! હું!"

(૨૦) **પુષ્પિતાગ્રા**—૧ લા અને ત્રીજા પાદમાં ન, ન, ર, ય (૧૨ અક્ષર, યતિ ૭, ૫ અક્ષરે); ૨ જા અને ૪ થા પાદમાં ન, જ, જ, ર, ગ (૧૩ અક્ષર, યતિ ૫, ૮ અક્ષરે).

પ્રમુદિત થઇને સુણી રહે એ
અનુભવતો કંઈ ભાવ એ નવીન

(૨૧) **વસન્તતિલકા**—ત, ભ, જ, જ, ગ, ગ (૧૪ અક્ષર); યતિ ૮, ૬ અક્ષરે.

સૂતો રવિ જલધિ માંહિ લપાઈ રાતો
ને શૈલની મુખછવિ પલટાઇ આ તો.

(૨૨) **માલિની**—ન, ન, મ, ય, ય (૧૫ અક્ષર); ૮, ૭ વર્ણે યતિ.

ભવતુ! ભવતુ! દેવિ! વિશ્વ છોને વિસારે,
પણ સુરગણ તારી નિત્ય કીર્તિ ઉચારે.

(૨૩)**નારાચ***—જ, ર, જ, ર, જ, ગ (૧૬ અક્ષર); યતિ ૪, ૪, ૪, ૪ અક્ષરે. આ ગણયોજના લગાનાં આઠ આવર્તનોમાં ગોઠવાઈ રહે છે, જેના ઉપરથી રા. બ. ક. ઠાકોરે એમના ગુલબંકીનું સ્વરૂપ ઘટાવ્યું છે.

સખી વસંત આવીને રમી રહી શી બાગમાં,
સુશોભતાં તરૂલતા સજ્યાં નવીન સાજમાં.

(૨૪) **માત્રાસમક**—ચાર પાદ, પ્રત્યેકમાં ૧૬ માત્રા, એ માત્રાસમકનું બંધારણ છે. એના લઘુગુરુની ગોઠવણીથી ઘણા પ્રકાર થાય છે, જેમાં નવમી માત્રામાં લઘુવર્ણ અને અંત્ય ગુરુવર્ણવાળો (मात्रासमकं नवमो ल्गांत्यः) પ્રકાર સુપ્રચલિત છે.× એમાં નીચેના

---

* આને પંચચામર છંદ પણ કહે છે.

× જુઓ આપ્ટેનો સંસ્કૃત-અંગ્રેજી શબ્દકોષ, પરિશિષ્ટ ૧ લું. मूढ जहीहि धनागमतृष्णां कुरु तनुबुद्धे मनसि वितृष्णाम् । यल्लभसे निजकर्मोपात्तं वित्तं तेन विनोदय चित्तम् ॥

પ્રકારો પણ મળે છે: નવમી અને બારમી માત્રાએ લઘુવર્ણ અને અને પંદરમી સોળમી માત્રામાં ગુરુવર્ણવાળોવ **નવાસિકા**, પાંચમી આઠમી અને નવમી માત્રાએ લઘુવર્ણ અને પંદરમીસોળમી માત્રામાં ગુરુવર્ણવાળો **ચિત્રા**; પાંચમી આઠમી માત્રાએ લઘુવર્ણ અને નવમીદસમી અને પંદરમીસોળમી માત્રાએ ગુરુવર્ણવાળો **ઉપચિત્રા** ઇ૦.

કેટલીક વાર આમાંના બે કે વધુ પ્રકારોનું એક જ કડીમાં સંમિશ્રણ થવાથી **પાદાકુલક** બને છે, જેમાં ૧૬ માત્રાનું માપ સાચવવા સિવાય અન્ય નિયંત્રણ નથી.

૨૧ ૨૧ ૧૧૨૧૧ ૨ ૨
મૂઢ છોડ ધનપ્રાપ્તિની તૃષ્ણા,
૨૧૨૧ ૧૧ ૧૧ ૧ ૧૨૨
મંદબુદ્ધિ કર મન તું વિરાગી;
નિજકર્મે ધન જે તું પામે,
રહે સંતુષ્ટ તું તેહથી ચિત્તે.

(૨૫) **મન્દાક્રાન્તા**—મ, ભ, ન, ત, ત, ગ, ગ (૧૭ અક્ષર); ૪, ૬, ૭ વર્ણે યતિ.

— — — —| ⏑ ⏑ ⏑ ⏑ ⏑ —| — ⏑ — — ⏑ — —
ઝાંખાં ભૂરાં ગિરિ ઉપરનાં એકથી એક શૃંગ,
વર્ષાકાલે જલધિજલના હોય જાણે તરંગ!

(૨૬) **હરિણી**—ન, સ, મ, ર, સ, લ, ગ (૧૭ અક્ષર); ૬, ૪, ૭ વર્ણે યતિ.

⏑ ⏑ ⏑ ⏑ ⏑ —| — — — —| ⏑ — ⏑ ⏑ — ⏑ —
દિન દિન જતાં માસો વીત્યા, અને વરસો વળ્યાં,
નગરજન ને સંબંધી એ વ્યથા વીસરી શક્યાં.

(૨૭) **શિખરિણી**—ય, મ, ન, સ, ભ, લ, ગ (૧૭ અક્ષર); ૬, ૧૧ વર્ણે યતિ.

તરે જે શોભાથી વન વન વિષે બાલહરિણી,
સરે વા જે રીતે સુરસરિતમાં સૌમ્ય કરિણી;

(૨૮) **પૃથ્વી**—જ, સ, જ, સ, ય, લ, ગ ( ૧૭ અક્ષર ); ૮, ૯ વર્ણે યતિ.

નહીં સ્વજન તે બધાં, સ્વજન એકલી તું હતી,
સહસ્રશત શલ્યમાં હૃદયની પથારી થતી.

(૨૯) **શાર્દૂલવિક્રીડિત**—મ, સ, જ, સ, ત, ત, ગ ( ૧૯ અક્ષર); ૧૨, ૭ વર્ણે યતિ.

અંધાર્યો ઘન રાધિકે ગગનમાં છાયાં તમાલો વને,
રેણે બાળ બ્હીએ સ્ફુરે પુલક, તું લૈ જા ગૃહે કા'નને.

(૩૦) **સ્રગ્ધરા**—મ, ર, ભ, ન, ય, ય, ય ( ૨૧ અક્ષર ); ૭, ૭, ૭ વર્ણે યતિ.

ધીમે ધીમે છટાથી કુસુમરજ લઈ ડોલતો વાયુ વાય,
ચોપાસે વલ્લિઓથી પરિમલ પ્રસરે, નેત્રને તૃપ્તિ થાય.

(૩૧) **દંડક**—૨૭ કે વધુ અક્ષરો પ્રત્યેક પાદમાં હોય તે વૃત્તને દંડક એવું સામાન્ય નામ આપવામાં આવ્યું છે. પ્રત્યેક પાદમાં આરંભે બે ન-ગણ જોઇએ, અને બાકીના ર-ગણ, મ-ગણ કે સ-ગણ હોય તો ચાલે. ઉ. ત. ૨૭ અક્ષરનો 'ચણ્ડવૃષ્ટિપ્રપાત' દંડક ભાસના 'અવિમારક'માં યોજાયો છે. સામાન્યરીતે દંડકમાં બે ન-ગણ અને પછી છ કે વધારે ર-ગણ આવે છે. દંડકમાં મધ્યયતિ નથી.

વય અવધ થતાં બધાં ગાત્ર ઢીલાં ઘણાં થાય ત્યારે નમે પૂર્વકાયા તથા
શીર્ષ તેથી ત્વરાથી સરે રક્ત જે તે તણા વર્ણ કેરી પ્રભાઝાંઇથી દીપતો—

અવિરતગતિથી ઊઠયા દીર્ઘ ઉચ્છ્વાસથી હાંફતાં થાક લાગ્યો ઘણો, નેત્ર તેથી તણાયાં,થયાં મ્લાન ને દૃષ્ટિહીણું,ઉરે વ્યગ્રતા ને મુખે ખેદ તેથી વસ્યો.*

## મિશ્રવૃત્તો

અર્વાચીન કવિતામાં ઘણીવાર અભ્યસ્ત પૃથ્વી, ખંડશિખરિણી, ખંડ હરિગીત જેવાં અભ્યસ્ત કે ખંડ વૃત્તો અને ઉપજાતિ–વસંતતિલકા, શાલિની–મંદાક્રાન્તા–સ્રગ્ધરા, કે ઉપજાતિ–ઇંદ્રવંશા–વંશસ્થની મિશ્ર–રચનાઓ મળે છે. આવી રચનાઓના સંવાદનું રહસ્ય તપાસતાં પહેલાં માત્રામેળ અને વર્ણમેળ કે રૂપમેળ છંદોનાં ઘટક તત્ત્વ તપાસવાં આવશ્યક છે.

માત્રામેળ છંદોની ઘટના માત્રામાન (માત્રાસંખ્યા) અને તાલ-વ્યવસ્થાને અનુલક્ષીને આપણે ઉપર જોઇ ગયા. પરંતુ છંદશાસ્ત્રીઓ એથી પણ ઊંડે ઊતરીને એમના બીજરૂપ સંધિ (feet) શોધી આપે છે, જેનાં આવર્તન ( repetition ) થી એ છંદો બને છે. માત્રામેળ છંદોમાં સામાન્યતઃ તાલની યોજના સંધિનું સ્વરૂપ પ્રગટ કરે છે. પ્રત્યેક સંધિનો આરંભ તાલથી સૂચવાઇ જાય છે. સામાન્ય રીતે ગાલ[1] (૩ માત્રા ), ગાગા (૪ માત્રા), ગાલગા (૫ માત્રા), ગાલગાગા (૭ માત્રા) જેવા સંધિઓ ઘણા જાણીતા માત્રામેળ છંદોમાં બીજરૂપે રહેલા હોય છે. ત્રૈમાત્રિક ગાલ સન્ધિ મહીદીપમાં[2] છે. ચતુર્માત્રિક ગાગા સંધિનાં

---

* પ્રો. ગૌ. ચુ. ઝાલાના कुत्सितदर्शनम् કાવ્યમાંના संग्रामदण्डकનો અનુવાદ. (‘રશ્મિ’ અંક ૯, ૧૯૪૨–૪૩, પૃ. ૫.)

૧ ‘ગા’ એટલે ગુરૂવર્ણ, ‘લ’ એટલે લઘુવર્ણ. ‘ગાલ’ એટલે — ‿ થી બનેલો એક સંધિ.

૨ ઇશ ચરણ સ્મરણ મિત્ર સરસ રીત સાચી (મહીદીપ).
(ઉપર ચિહ્નો: ૨૧। ૧૧। ૧૧। ૨૧।। ૧૧। ૨ ૧। ૨ ૨)

આવર્તનોથી ચોપાઈ,[૧] ચરણાકુલ,[૨] ચોપાયા, સવૈયા[૩] વગેરે છંદો બને છે. પંચમાત્રિક ગાલગાથી ઝૂલણા[૪] સધાય છે; અને સપ્તમાત્રિક ગાગાલગા હરિગીત[૫] આદિ છંદોમાં મળે છે. ચરણનું માત્રામાન વધારે ઓછું હોવા છતાં જેમાં બીજરૂપ સંધિ સમાન છે એવા છંદો વચ્ચે એક પ્રકારનો સંવાદ[૬] હોય છે, અને એથી એ સર્વને એક વ્યાપક કુટુંબસંજ્ઞાથી ઘણીવાર ઓળખવામાં આવે છે. ઉ. ત. ચતુર્માત્રિક સંધિના આવર્તનોથી બનેલા કોઈ પણ છંદને સવૈયો એ નામ અતિદેશ કરીને આપી શકાય. અન્ય સવૈયાથી ભેદ પાડવો હોય તો ચરણના માત્રામાન પ્રમાણે એને ચોવીસો સવૈયો, અઠ્ઠાવીસો સવૈયો એમ કહી શકાય. આવા સમાન સન્ધિના છંદોનું વૈવિધ્યને ખાતર મિશ્રણ કર્યું હોય, અથવા અમુક સન્ધિઓ ખેવડાવ્યા હોય કે ઉમેર્યા હોય તો એથી સંવાદિતાને હરકત આવતી નથી.

---

૧ ૧ ૨।૧૧ ૧ ૧। ૨ ૨। ૨ ૧
૧ મળી આપણ જણ બંને બેન (ચોપાઈ)

૧૧૨। ૧ ૧ ૨। ૨ ૨। ૨ ૨
૨ હસતે મુખ રસ્તામાં વેર્યાં (ચરણાકુલ)

૨ ૧ ૧।૨ ૨। ૧૨ ૧।૨ ૧૧।
૩ ઝેર ગયાં ને વેર ગયાં વળી

૨૨। ૨૧ ૧।૨ ૧૧।૨૧
કાળા કેર ગયા કરનાર (સવૈયા એકત્રીસા)

૨ ૧ ૧૧।૨૧ ૧૧। ૧૧ ૧૧૧। ૨૧૨।
૪ આજ મહારાજ જલ પર ઉદય જોઈને

૨૧૨। ૧૧૧૨। ૨૧ ૨।૨
ચંદ્રનો હ્રદયમાં હર્ષ જામે. (ઝૂલણા)

૨ ૨૧૨। ૧૧ ૨૧૨। ૧૧ ૨૧૨।
૫ જે પુષ્પનાં દલ ખોલીને રજ સ્થૂલને

૧૧ ૧૧ ૧૨।
રસમય કરે. (હરિગીત)

૬ Harmony, agreement.

જેમને આપણે અક્ષરમેળ વૃત્તોની સંજ્ઞાથી ઓળખીએ છીએ તેને છંદશાસ્ત્રીઓ રૂપમેળ કહે છે. એના સંધિ ત્રણ છે: એક વર્ણનો, બે વર્ણનો અને ચાર વર્ણનો. એક વર્ણના સંધિના આઠ આવર્તનોથી ઘનાક્ષરી† છંદ બને છે, અને એમાં ચોથા ચરણમાં એક સન્ધિ ઓછો કર્યાથી મનહર÷ થાય છે. સદ્. કે. હ. ધ્રુવ એ બંનેને કવિતની વ્યાપક સંજ્ઞાથી ઓળખાવે છે. બે વર્ણના સંધિનું નિદર્શન અભંગમાં+ મળે છે. ચાર વર્ણના સંધિનો ઉપયોગ સંસ્કૃત વૃત્તોમાં વધુ વ્યાપક છે. વૃત્તોમાં સામાન્ય રીતે મધ્યયતિથી ખંડ પડે છે, અને એ પ્રત્યેક ખંડમાં બીજરૂપ સંધિઓનું સંયોજન હોય છે. જેમ કે,

— —| — —|| ⏑ ⏑  ⏑|⏑ ⏑ —|| — ⏑| —  — ⏑| — —||

ઝાંખાં ભૂરાં ગિરિ ઉપરનાં એકથી એક શૃંગ

અહીં મંદાક્રાન્તાના મધ્ય યતિથી ત્રણ ખંડ પડે છે. પહેલો ચાર વર્ણનો, બીજો છ વર્ણનો અને છેલ્લો સાતનો. પહેલા ખંડમાં બે બે વર્ણના બે સંધિ, બીજા ખંડમાં ત્રણત્રણ વર્ણના બે સંધિ, અને છેલ્લામાં બેનો, ત્રણનો અને બેનો એમ ત્રણ સંધિ છે. આમાં પહેલા ખંડના બે સંધિ એક જ પ્રકારના છે, અર્થાત્ એ ખંડ બે વર્ણના સંધિ અભ્યસ્ત ( repeat ) થવાથી બન્યો છે. અન્ય સંધિઓ સમાન રૂપના નથી. આથી ઊલટું તોટકમાં બધા સંધિઓ સમાન છે, અર્થાત્ એ આવૃત્ત સંધિઓનો બનેલો છે. જેમકે,

⏑ ⏑ —| ⏑ ⏑  — | ⏑ ⏑ —|  ⏑ ⏑ —|

રસગુંજન ગોઠડિયો કરતાં

---

† ધાઇ ધાઇ ભેટવાને આવતો હું તારે ધામ,
ધીરે રહી સામો ઊઠી આવતો તું ધાઇ ધાઈ. (ઘનાક્ષરી)

÷ ઉપરમાં છેલ્લાં 'ધાઈ ધાઈ' ને બદલે 'ધાઈને' મૂકીએ તો મનહર થાય.

+ પાપ | વાસ|નાઓ|| થાય| જ્યારે| ક્ષય,||
પામ|સે ઉ|દય|| પુણ્ય|વૃત્તિ.||

( સ્વ. ભોળાનાથ સારાભાઈ—અભંગ સંગ્રહ )

અહીં ત્રણ ચરણમાં ત્રણ ત્રણ દ્વયક્ષર સંધિ છે એમ સદ્. કે. ધ્રુવ જણાવે છે. (પદ્યરચનાની આલોચના પૃ. ૧૯).

એમાં લલગા (⏑⏑–) સંધિનાં ચાર આવર્તનો છે. આવા આવૃત્ત સંધિના રૂપમેળ વૃત્તો સંસ્કૃત સાહિત્યમાં જૂનાં છે, પણ એમની સંખ્યા કેવળ ગણતર છે‡ અને એમનો ઉપયોગ વ્યાપક નથી. એમની અપેક્ષાએ અનાવૃત સંધિઓના રૂપમેળ પુષ્કળ પ્રમાણમાં વપરાયા છે.

મોટાં ભાગનાં વૃત્તો સમવૃત્તો, અર્થાત્ જેમાં ચારે પાદ સમાન માપનાં છે તેવાં છે. માત્ર વૈતાલીય વર્ગનાં, જેમાં વિયોગિની, પુષ્પિતાગ્રા, માલ્યભારિણી ઈ૰ વૃત્તોનો સમાવેશ થાય છે તે વૃત્તો અર્ધસમ વૃત્તો છે. એમાં પહેલા–ત્રીજા (વિષમ) પાદની ઘટના કરતાં બીજા–ચોથા (સમ) પાદની ઘટના જુદી હોય છે. ચારે પાદ ભિન્ન માપનાં હોય એવાં વિષમવૃત્તોનો પ્રયોગ વિરલ છે. સદ્. કે. હ. ધ્રુવે અશ્વઘોષમાં વર્ધમાન અને ઉદ્‌ગતા એ વિષમવૃત્તોનો ઉપયોગ નોંધ્યો છે. અર્ધસમ અને વિષમ બંને પ્રકારમાં મધ્યયતિ મળતો નથી, પણ એમની ઘટનાની સુશ્લિષ્ટ યોજનાથી એમાં મનોહારી માધુર્ય આવે છે.

હવે આ દૃષ્ટિએ આપણે ખંડશિખરિણી, ખંડહરિગીત ઇત્યાદિ વૃત્તોનું બંધારણ તપાસીએ. **ખંડશિખરિણી** પ્રથમ કાન્તે યોજયો, એમના 'ઉદ્‌ગાર' એ કાવ્યમાં.

વસ્યો હૈયે તારે :
રહ્યા એ આધારે :
પ્રિયે, તેમાં મારે । પ્રણય દુનિયાંથી નવ થયો !
નવા સંબંધોનો । સમય રસભીનો પણ ગયો !
નહિ તદપિ ઉદ્વેગ મુજને :
નયન નિરખે માત્ર તુજને :
હરે દૃષ્ટિ, વ્હાલી, । સદય મૃદુ તારીજ રુજને !

---

‡ તોટક [સ, સ, સ, સ], ચામર [ર, જ, ર, જ], પ્રમાણિકા [જ, ર, લ, ગ; ⏑– નાં ચાર આવર્તન], દોધક [ભ, ભ, ભ, ગ, ગ], ભુજંગપ્રયાત [ય, ય, ય, ય], સ્ત્રગ્વિણી [ર, ર, ર, ર], અને મોતીદામ [જ, જ, જ, જ], આટલા જ આવૃત્ત સંધિના રૂપબંધો જ્ઞાત છે.

શિખરિણીમાં છઠ્ઠા અક્ષર પછી મધ્યચરણયતિ આવે છે, તેથી પ્રત્યેક ચરણના બે ખંડ પડે, જેમને ૧ અને ૨ એવી સંજ્ઞા આપીએ. તો બીજો ખંડ છોડી દઈને કેવળ ૧ લા ખંડનાં બે ચરણો બનાવ્યાં છે, જે ત્રીજા સંપૂર્ણ ચરણના પ્રથમ ખંડ સાથે પ્રાસથી સંકલિત હોઇ મધુર સંવાદ સાધે છે. પાંચમાં છઠ્ઠાં ચરણો માત્ર બીજા ખંડનાં બનાવ્યાં છે અને એમનો સાતમા ચરણના રજા ખંડ સાથેનો સંવાદ મધુર લાગે છે. આમ શિખરિણીના સંપૂર્ણ ચરણના પહેલા અને બીજા ખંડને ૧ અને ૨ સંજ્ઞા આપીએ તો ખંડ શિખરિણીની યોજના આ પ્રમાણે સમજાવી શકાય.

૧
૧
૧+૨
૧+૨
૨
૨
૧+૨

ખંડશિખરિણીનો ન્હાનાલાલે એમના 'મણિમય સેંથી' એ કાવ્યમાં પ્રયોગ કર્યો છે. ઉદાહરણ—

જગ ગજવજે ઘોર ગીતડાં;
ઘડી નચવજે કાન્ત ચિત્તડાં:

નમેરી છાયાનો। સુભગ તુજ ઘેરો ઘટ થશે,
ચળાતી જ્યોત્સ્નાનો। મણિમય પ્રીતિપંથ દીપશે.

અહીં 'ઉદ્‌ગાર'ના ઉત્તરાર્ધ જેવી

૨
૨
૧+૨
૧+૨

એવી ખંડવ્યવસ્થા છે.

શ્રી. બ. ક. ઠાકોરના 'વરવહૂ અમે' એ કાવ્યમાં ખંડશિખરિણીની યોજના 'ઉદ્‌ગાર'ના પૂર્વાર્ધના જેવી છે. ઉ. ત.

હતાં જેવાં તેવાં । વરવહૂ અમે તો બની રહ્યાં.
અરે કેવી મીઠી,
લડાઇ તે દીઠી,
કરે હૈયાં ખાલી,
અને આંસૂ ઢાળી,
હતું તેથી જ્યાદે । પ્રણયી જનનૂં ઐક્ય જ કરે,
જ્યહાં આંસુ સાથે । અધરરસ પીયૂષ જ ઝરે!

હવે **ખંડહરિગીત**ની યોજના જોઇએ. નરસિંહરાવે એનો વ્યાપક પ્રયોગ એમની સ્મરણીય 'સ્મરણસંહિતા'માં કર્યો છે. ઉ. ત.

યન્ત્ર આ બ્રહ્માણ્ડનો
ગૂઢ નિયમે ચાલતો,
એક લક્ષ્યસ્થળ ભણી
જાતો વિકાસે મ્હાલતો.

સામાન્ય રીતે હરિગીતના ૨૮ માત્રાના એક ચરણના બે ખંડ ૧૪,૧૪ માત્રાના પડે છે. એમાંથી અહીં પ્રથમ ત્રણ પંક્તિઓમાં પહેલો ખંડ આરંભની બે માત્રાઓ છોડીને લીધો છે, જ્યારે ચોથી પંક્તિમાં હરિગીતના ચરણનો ઉત્તરાર્ધ ગોઠવ્યો છે. આમ ખંડહરિગીતની યોજના આ પ્રમાણે સમજાવી શકાય.

| | | | | | |
|---|---|---|---|---|---|
| આરંભની | બે | માત્રા | વિનાનો | પહેલો ખંડ | (= ૧૨ માત્રા) |
| ,, | ,, | ,, | ,, | ,, | ( ,, ) |
| ,, | ,, | ,, | ,, | ,, | ( ,, ) |
| અંતે સંપૂર્ણ બીજો ખંડ | | | | | ( ૧૪ માત્રા ) |

ત્રીજી અને ચોથી પંક્તિ મળીને હરિગીતનું ચરણ બની જતું હોવાથી આ યોજનામાં હરિગીતનું સ્વાભાવિક સૌંદર્ય સહજ સિદ્ધ થાય છે.

શ્રી. ખબરદારે **મિશ્ર હરિગીતનું** સંયોજન કર્યું છે. ઉ. ત.—

ઓ મેઘ! વૃષ્ટિ લાવજે, તુજ રેલ અહીં રેલાવજે!
ગડગડ કરી. ભડભડ ભરી
રણવાદ્ય તુજ વગડાવજે!—
ધરણી વિશે। કંઈ તાપના સંતાપ છે,
પૂંઠે પડ્યાં। મનહરમુખી કૈં પાપ છે; (મેઘને).

અહીં પહેલી પંક્તિમાં સંપૂર્ણ હરિગીતનું માપ છે; બીજી અને ત્રીજીમાં ચૌદ ચૌદ માત્રાના હરિગીતના પૂર્વાર્ધ ઉતરાર્ધ છે; ચોથી પાંચમીમાં પૂર્વાર્ધનું અર્ધું માપ (છેલ્લી સાત માત્રા કાપી નાંખીને પૂર્વાર્ધનું સાત માત્રાનું દલ—'ધરણી વિશે'), અને ઉત્તરાર્ધ મળીને ૨૧ માત્રાની રચના કરી છે. આપણી ઉપરની પરિભાષા લાગુ પાડીએ તો મિશ્ર હરિગીતમાં

| | |
|---|---|
| ૧+૨ | (૨૮ માત્રા) |
| ૧ | (૧૪ ,, ) |
| ૨ | (૧૪ ,, ) |
| એકનું પૂર્વાર્ધ +૨ | (૭ માત્રા+૧૪=૨૧ માત્રા) |
| એકનું પૂર્વાર્ધ +૨ | (,, ,, ,, ,, ) |

આવી વ્યવસ્થા છે.

નરસિંહરાવના **વિષમ હરિગીત**

શાંતિ શીતળ વરસીને સુખમાં સુવાડું રાત્રિએ,
જે નદી, સરવર, અદ્રિ, તરવર દિવસ તપિયાં તેમને.

એમાં હરિગીતના પૂર્વાર્ધમાંથી એક માત્રા ઓછી કરી છે, **અર્થાત્** ૧૩+૧૪ એમ ૨૭ માત્રાનાં ચરણ બને છે. એમાં માત્રાસંખ્યા હરિગીત માફક સમ (બેકી) ન હોતાં, વિષમ (એકી) છે, એથી છંદને વિષમ હરિગીત નામ આપ્યું છે.

શ્રી. બ. ક. ઠાકોરે કેટલાંક **અભ્યસ્ત** (બેવડાવેલાં) **વૃત્તો** વાપર્યાં છે. જેમકે,

ઝુલો¹ પોપટ,। ઝુલે¹ સૃષ્ટિ,। જનનિ² ઝુલવે,। ચંદ્રિકા ³પારણામાં.॥

**(અભ્યસ્ત મંદાક્રાન્તા)**

**અહીં** મધ્યયતિથી મંદાક્રાન્તાના ત્રણ ખંડ પડે; તેમાંનો પહેલો ખંડ આરંભે બેવડાવીને (આવૃત્ત કરીને) મંદાક્રાન્તાના ચરણને ૧+૧+૨+૩ એમ વિસ્તાર્યું છે. એવી જ રીતે એમણે **અભ્યસ્ત પૃથ્વી** યોજ્યો છે. જેમકે,

> કરી તિલક ભાલ જયમાળ કંઠ આરોપી તે,
> સ્વીકારી કંઈ નાચતી,
> સખી નયન રાચતી,
> વિયોગ ન કળાવતી થઈ અલોપ એ ધોડલી.

(એક તોડેલી ડાળ)

અહીં પહેલી પંકિતમાં પૃથ્વીનું સંપૂર્ણ માપ છે, અને બીજીત્રીજીમાં મૃદુ મધ્યયતિથી બનતો પૃથ્વીનો પૂર્વખંડ બેવડાવ્યો છે, જે ચોથીના સંપૂર્ણ પૃથ્વીચરણના પૂર્વખંડ સાથે સંવાદ સાધે છે. બીજી ત્રીજી પંક્તિને સ્વતંત્ર ગણો તો આને ખંડપૃથ્વી કહેવો જોઈએ, અને બીજી ત્રીજી પંક્તિને ચોથીનો પ્રસ્તાર ગણીએ તો આગળ જોયેલા અભ્યસ્ત મંદાક્રાન્તાની માફક એ ૧ + ૧ + ૧ + ૨ એવો અભ્યસ્ત પૃથ્વી બને છે.

આ ઉપરાંત મિશ્ર રચનાઓના કેટલાક પ્રયોગ થયા છે, જેમની સ્થળસંકોચને કારણે અહીં ચર્ચા કરવી શકય નથી.

અર્વાચીન કવિતામાં કેટલાક કવિઓ એક જ કડીમાં બે કે વધારે સંવાદી વૃત્તોની રચના કરે છે એ **વૃત્તસંમિશ્રણ**નું રહસ્ય હવે તપાસીએ. ઘણીવાર ઈન્દ્રવજ્રા, ઉપેન્દ્રવજ્રા, ઇન્દ્રવંશા અને વસંતતિલકા એમાંથી બે કે વધુ વૃત્તો મિશ્ર કરવામાં આવે છે. કેટલીક વાર શાલિની, મંદાક્રાન્તા અને સ્રગ્ધરા, એમાંથી બે કે વધુ વૃત્તોનું મિશ્રણ કરવામાં આવે છે. આનું કારણ એ વૃત્તોમાં અંતર્ગત રહેલી સંવાદપોષક સમાનતા છે. ગણદ્રષ્ટિએ તો ઇન્દ્રવજ્રા

(ત, ત, જ, ગ, ગ), ઉપેન્દ્રવજ્રા (જ, ત, જ, ગ, ગ), ઈંદ્રવંશા, (ત, ત, જ, ર,) અને વસંતતિલકા (ત, ભ, જ, જ, ગ, ગ) એ વૃત્તોમાં પરસ્પર સામ્ય છે, તેમ શાલિની (મ, ત, ત, ગ, ગ), મંદાક્રાન્તા (મ, ભ, ન, ત, ત, ગ, ગ,) અને સ્રગ્ધરા (મ, ર, ભ, ન, ય, ય, ય,) માં સમાનતા રહેલી છે. આથી જ એમનાં મિશ્રણો મધુર લાગે છે.

બીજી રીતે જોઇએ તો આ વૃત્તોના નીચે પ્રમાણે ખંડ પડે.

ઇન્દ્રવજ્રા — — ⏑ — — ॥ ⏑ ⏑ — ⏑ — —
ઉપેન્દ્રવજ્રા ⏑ — — — — ॥ ⏑ ⏑ — ⏑ — —
ઈન્દ્રવંશા — — ⏑ — — ॥ ⏑ ⏑ — ⏑ — ⏑ —
વસંતતિલકા — — ⏑ — ॥ ⏑ ⏑ ⏑ — ॥ ⏑ ⏑ — ⏑ — —

અહીં ઇન્દ્રવજ્રા અને ઉપેન્દ્રવજ્રાના ઉત્તરખંડ સરખા છે તો ઇન્દ્રવંશા અને ઈન્દ્રવજ્રાના પૂર્વખંડ સમાન રૂપના છે. ઈન્દ્રવંશાના ઉત્તરખંડમાં ઇન્દ્રવજ્રા–ઉપેન્દ્રવજ્રાના કરતાં એક ઉપાન્ત્ય લઘુ વર્ણ વધારે છે, એ સિવાય ઈન્દ્રવંશાનો બીજો ખંડ પણ ઇન્દ્રવજ્રા–ઉપેન્દ્રવજ્રાના જેવો જ છે. વસંતતિલકાના સૂચવ્યા પ્રમાણે ત્રણ ખંડ પડે છે, તેમાંનો ત્રીજો ખંડ ઇન્દ્રવજ્રા–ઉપેન્દ્રવજ્રાના ઉત્તરખંડના જેવો જ છે, અને વસંતતિલકાનો પહેલો ખંડ ઇન્દ્રવજ્રા ને ઇન્દ્રવંશાના પ્રથમ ખંડને મળતો આવે છે. આ રીતે આ ચારે વૃત્તોની ઘટના પરસ્પરને મળતી હોવાથી એમનાં સંમિશ્રણો મધુર સંવાદ સિદ્ધ કરે છે.

આવી જ રીતે શાલિની–મંદાક્રાન્તા–સ્રગ્ધરાની ખંડયોજના નીચે પ્રમાણે ઘટાવી શકાય.

શાલિની — — — — ॥ — ⏑ — — ⏑ — —
મંદાક્રાન્તા — — — — ॥ ⏑ ⏑ ⏑ ⏑ ⏑ — ॥ — ⏑ — — ⏑ — —
સ્રગ્ધરા — — — — ⏑ — — ॥ ⏑ ⏑ ⏑ ⏑ ⏑ ⏑ — ॥ — ⏑ — — ⏑ — —

શાલિની અને મંદાક્રાન્તાના પહેલા ખંડ સમાન છે, તેમ જ શાલિનીનો બીજો અને મંદાક્રાન્તાનો ત્રીજો ખંડ સમાન છે. સ્રગ્ધરાનો પહેલો ખંડ અને મંદાક્રાંતાના પહેલા ખંડમાં લગાગા સંધિ ઉમેરવાથી બને છે; બંનેના બીજા ખંડમાં એક લઘુ વર્ણનો ફેર છે, જ્યારે સ્રગ્ધરા અને મંદાક્રાંતાના ત્રીજા ખંડ (ને શાલિનીનો ઉત્તરખંડ) તદ્દન સરખા છે. આ રીતે આ ત્રણે વૃત્તોનું બંધારણ સમાનતાવાળું હોઇ સંવાદસાધક છે.

અર્વાચીન કવિતામાં. અન્ય વૃત્તમિશ્રણના જે પ્રયોગો થયા છે તે સર્વને આવી રીતે તપાસી એમના સંવાદનાં બીજ શોધી શકાય.

**યતિભંગ** અને **યતિસ્વાતન્ત્ર્ય**ની સંક્ષિપ્ત ચર્ચા અહીં કરી લેવી આવશ્યક છે. ગૂજરાતીમાં અખંડ પદ્યરચના (blank verse) શોધવાના જે પ્રયાસો થયા છે તેનું જ એ ફળ છે. નર્મદનો દક્ષિણી લાવણી જેવો વીર છંદ, ગોવર્ધનરામે કેટલેક સ્થળે યોજેલો કટાવ, ન્હાનાલાલની ડોલનશૈલી, મનહરરામનો રામછંદ, સદ્દ્ગ૦ કે. હ. ધ્રુવનો વનવેલી છદ, બ. ક. ઠાકોરનો પ્રવાહી પૃથ્વી, અને ખબરદારનો મુક્તધારા, વગેરે અખંડ પદ્યરચના (બ્લૅંક વર્સ) ને ગૂજરાતીમાં ઉતારવાના પ્રયાસો છે.

અર્વાચીન કવિતા જે વિચારસમૃદ્ધિ અને સઘન આકારકૌશલ માગે છે, તે આપણાં વૃત્તો ને છંદોનાં ચોકઠામાં સમાવવાનું અર્વાચીન કવિઓને અશક્ય લાગ્યું છે. આપણા માત્રામેળ, અક્ષરમેળ ને લયમેળ તમામ છંદો ને ઢાળો ચરણાંત, અને કેટલાકમાં મધ્યચરણ યતિની અપેક્ષા રાખે છે. ચરણના મધ્ય ને અંત્ય યતિઓથી જે નિયત સંખ્યાવાળા વર્ણખંડ પડે છે તેને અનુરૂપ વિચારનાં શકલો (કકડા) પાડી તેમાં પરાણે ગોઠવવાં પડે. આ બંધનમાં રહીને પણ ઘણા કવિઓની પ્રતિભા વિહરી છે અને સુંદર વિચારસમૃદ્ધ, મનોહારી આકારસૌષ્ઠવવાળી રચનાઓ થઇ છે. પણ એટલું તો લાગેજ છે કે વિશાળ પટના મહાકાવ્ય માટે આવી યતિબંધનોવાળી પદ્યરચના અનુકૂળ નથી. અંગ્રેજીમાં પણ મિલ્ટનનાં 'પૅરેડાઇસ લૉસ્ટ' જેવા મહાકાવ્યો 'આયમ્બિક પૅન્ટામિટર' જેવી અખંડ, યતિવિહીન પદ્યરચનામાં રચાયેલાં છે.

ગૂજરાતીમાં પણ બ્લેન્ક વર્સના પ્રયાસોમાં યતિસ્વાતંત્ર્ય, અને પંક્તિનો અર્થાનુસાર પ્રસ્તાર આણવાનો પ્રયત્ન થયો છે. પ્રો. બ. ક. ઠાકોરે મહાકાવ્યને અનુરૂપ અખંડ પદ્યરચના–બ્લેન્ક વર્સની શોધ કરતાં યતિસ્વાતંત્ર્યવાળો પૃથ્વી પસંદ કર્યો અને એમનાં 'આરોહણ' જેવાં કાવ્યોમાં એનો અખંડપદ્યરચનારૂપે પ્રયોગ કરી બતાવ્યો. તેઓ કહે છે કે પૃથ્વી ગેય નથી એ એની સળંગ પદ્યરચના માટેની યોગ્યતા દર્શાવે છે. એમાં બે યતિ–૮ મે અક્ષરે અને પછી ચરણાંતે–મનાયા છે, અને એ બંને અત્યંત મૃદુ સ્વરૂપના છે. આથી મધ્યચરણ યતિ અર્થાનુસાર આગળ પાછળ ખસેડતાં અને અંત્ય યતિનો લોપ કરવા છતાં પદ્યરચનાને હાનિ પહોંચતી નથી. ઉ૦ ત૦

(૧) વિયોગ ન કળાવતી | થઈ અલોપ એ ધોડલી (૮મે વર્ણે યતિ)
(૨) ક્ષમા સદય દેવિ | ધૃષ્ટ જનનાજ અજ્ઞાનને (૭મે વર્ણે યતિ)
(૩) અરે નહિ નહીં | અહીં પણ કદાપિ એકાદ કો (૬ ઠે „ „ )
(૪) થતા મુખર | શા વિચાર પ્રકટો ત્હમે આ ઉરે (૫ મે „ „ )
(૫) કરાંગુલિ વિશે તું સૂત્ર | નચવીશ સ્વચ્છન્દમાં ( ૯ મે „ „ )
(૬) અહો વિમલ નેહમાદર્વ | ત્હમે ઝગો છો બધે (૧૦ મે „ „ )
(૭) નથી પ્રિતમ હું થકી ઇતર | પણ હું તો શૂન્ય છું (૧૧ મે વર્ણે યતિ)

કોઇક વાર અર્થાનુસાર બે યતિઓ પણ આવે. જેમકે,

(૮) બચાવ | જય આપ | આ વિમલ સ્ત્રોત પોતાપણે (૩ જે ને ૭ મે વર્ણે યતિ)
(૯) વરી પણ | અને અહો પ્રિતમ — શા વખાણું ત્હમો (૪ થે ને ૧૧ મે વર્ણે યતિ)

અંત્ય યતિ તો જ્યાં આવશ્યકતા હોય ત્યાં લુપ્તવત્ ગણી શકાય.

(૧૦) પ્રભો શિર નમ્યું | નમ્યું જ ધરું સર્વદા | એટલી વિશુદ્ધ મતિ આપજે |
(૧૧) અખંડ કૃતિ સાથ જોઉં કૃતિનાથ | આ ઊરના મનોરથ ઉકેલિ |

(૧૨) વહે વખત | પ્રાક્તન સ્મરણુ સૂર જાગે વધે
ખિલે

આમ અર્થ અને ભાવના વહન પ્રમાણે જ્યાં આવશ્યકતા લાગે ત્યાં મધ્ય યતિ ખસેડી શકાય, અને જરૂર લાગે ત્યાં અંત્ય યતિનો લોપ કરી શકાય તેને યતિસ્વાતંત્ર્ય કહે છે. છંદશાસ્ત્ર અનુસાર નિયત યતિસ્થાન એક શબ્દની બરોબર વચ્ચે લાવી દેવું, જેથી શબ્દના વર્ણ તૂટે નહીં, (છૂટા પડે નહીં), અને નિયત યતિ આવે નહીં, એ આ યતિસ્વાતંત્ર્યનુ રહસ્ય છે. પૃથ્વીના મધ્ય ને અંત્ય યતિ એટલા મૃદુ સ્વરૂપના છે કે એમને ફેરવતાં કે લોપ કરતાં પદ્યસંવાદને હાનિ પહોંચતી નથી. આથી પૃથ્વી અખંડ પદ્યરચના માટે અનુકૂલ થઇ પડે છે. પણ પૃથ્વીની પદ્યઘટનાની આ નિર્વિશેષતામાં જ એની નબળાઈ રહેલી છે, જેથી એ સળંગ પદ્યરચના માટે અનુકૂલ હોવા છતાં એનું શ્રેષ્ઠ કે એકમાત્ર વાહન બની શકયો નથી.

યતિસ્વાતંત્ર્યનો અર્વાચીન ગૂજરાતી કવિતામાં જ પ્રથમ પ્રયોગ થયો છે એમ કહેવું યુક્ત નથી. સંસ્કૃતમાં યતિસ્વાતંત્ર્યના પ્રયોગો મળે છે. ‘રઘુવંશ’ની

सोऽहमाजन्मशुद्धानामाफलोदयकर्मणाम्।
आसमुद्रक्षितीशानामानाकरथवर्त्मनाम् ॥ ५ ॥
यथाविधिहुताग्नीनांयथाकामार्चितार्थिनाम्।
यथापराधदण्डानां यथाकालप्रबोधिनाम् ॥ ६ ॥
त्यागाय संभृतार्थानां सत्याय मितभाषिणाम्।
यशसेविजिगीषूणां प्रजायै गृहमेधिनाम् ॥ ७ ॥
शैशवेऽभ्यस्तविद्यानां यौवने विषयैषिणाम्।
वार्द्धके मुनिवृत्तीनां योगेनान्ते तनुत्यजाम् ॥ ८ ॥
रघूणामन्वयं वक्ष्ये तनुवाग्विभवोऽपि सन्।

આ અનુષ્ટુપ રચનામાં પાંચે શ્લોકનું અખંડ વહન છે. તેમ આઠમા શ્લોકના છેલ્લા વિશેષણરૂપ શબ્દ तनुत्यजाम् અને વિશેષ્યરૂપ પદ रघूणाम्ના ઉચ્ચારણ વચ્ચે કાલાન્તર રહેતું માનવાનું કારણ નથી. અર્થાત્ तनुत्यजाम् પછીનો ચરણાંત યતિ અહીં શિથિલ કે લુપ્તવત્

છે. આથી પણ વધારે સ્પષ્ટરૂપનું ઉદાહરણ 'માર્કંડેયપુરાણ'ની 'સપ્તશતી'માંથી મળે છે. ઉ. ત.

या श्रीः स्वयं सुकृतिनां भवनेष्वलक्ष्मी
पापात्मनां कृतधियां हृदयेषु बुद्धिः ।
श्रद्धा सतां कुलजनप्रभवस्य लज्जा
तां त्वां नताः स्म परिपालय देवि विश्वम् ॥

અહીં अलक्ष्मी પછી જો ચરણાંત યતિ માનીએ તો 'સુકૃતી લોકોના ગૃહમાં જે અલક્ષ્મીરૂપ છે, અને પાપીઓના હૃદયમાં જે બુદ્ધિરૂપ છે એવી દેવીને નમીએ છીએ' એવો કેવળ અનર્થ થઈ જાય. અહીં ઊભી રેખાથી દર્શાવ્યા પ્રમાણે યતિ માન્યા વિના અને अलक्ष्मी પછીના ચરણાંત યતિનો લોપ ગણ્યા વિના બીજો રસ્તો નથી. આવાં ઘણાં ઉદાહરણો સંસ્કૃત સાહિત્યમાંથી આપી શકાય. આમ સંસ્કૃતમાં આવશ્યક હોય ત્યાં એક ચરણમાંથી વિચાર-પ્રવાહનો સરળતાથી બીજા ચરણમાં પ્રસ્તાર થવાનાં ઉદાહરણો મળે છે.

અનુષ્ટુભ્‌માં યતિસ્વાતંત્ર્ય ઘણું મળી શકે એમ છે, અને એનું ગૌરવ મહાકાવ્યની રચનાને અનુરૂપ છે. મહાભારતાદિ વિરાટ મહાકાવ્યોમાં એનો વ્યાપક ઉપયોગ થયો છે. પરૂલક્ષિત્વ સવિશેષ હોય એવી મોટા પટ ઉપરની રચનાઓ માટે અનુષ્ટુભ્‌નો વ્યાપક પ્રયોગ–એકલા કે અન્ય સંવાદી વૃત્ત વચ્ચે વચ્ચે આવે તેવી રીતે–સફળ થઈ શકે એમ લાગે છે. પણ અખંડ પદ્યરચના એ કાવ્યવિવેચનનો એક સ્વતંત્ર મહાપ્રશ્ન હોઈ એને ઉચિત સવિસ્તર ચર્ચા અહીં કરી શકાય તેમ નથી.

---

# ખંડ ૩ જો

# ગૂજરાતી ભાષાનો વિકાસ

## પ્રકરણ આઠમું

### ભાષાનો ઉદ્ગમ

**ભાષા : સ્વરૂપ અને વ્યાખ્યા**—ભાષા એ માનવજાતિની વિશિષ્ટ અને અતીવ મૂલ્યવાન સિદ્ધિ છે; અન્ય પ્રાણીઓમાં મહત્ત્વની લાગણીઓ વ્યક્ત કરવાને 'ભાષા જેવું કાંઇક વાહન હશે જ,' [૧] પણ એના વાસ્તવિક સ્વરૂપનું જ્ઞાન હજી આપણને થયું નથી. છતાં એટલું તો ચોક્કસ લાગે છે કે માનવજાતિની શરીરરચના અને ખાસિયતો અન્ય પ્રાણીઓ કરતાં ભાષાના ઉદ્ગમ અને વિકાસ માટે વિલક્ષણ રીતે પોષક નીવડી છે. માનવની ઊંચી ટટાર ગતિ અને હાથનો ઉપયોગ મુખને અન્ય પ્રાણીઓની માફક વસ્તુઓ પકડવાના કામમાંથી મુક્ત કરી છૂટથી બોલવાનો અવકાશ આપે છે. મનુષ્યનું જાતીય જીવન પ્રાણીઓની માફક અમુક ઋતુમાં જ નિયંત્રિત ન હોવાથી માનવ સ્ત્રીપુરુષ સર્વ ઋતુઓમાં સાથે રહે છે. તેવીજ રીતે માનવશિશુની આરંભની અસહાય અવસ્થાથી કુટુંબયોજના વધારે દીર્ઘકાલીન બને છે. આવા લાંબા સમયના સહજીવનમાં એકબીજાના વિચાર, લાગણીઓ વગેરે પરસ્પરને દર્શાવવાની વૃત્તિ વારંવાર થઇ આવે એ સ્વાભાવિક છે. આમાં જ માનવભાષાના ઉદ્ગમનું બીજ રહેલું છે.

ભાષાનું સ્વરૂપ સમજવું જેટલું સહજ છે, તેટલી તેની વ્યાખ્યા

---

૧. જુઓ : Otto Jesperson—Language, 1925, p. 412. કૂતરાં જેવાં પ્રાણીઓ ભિન્ન ભિન્ન લાગણીઓ વગેરે પોતાના ધ્વનિથી દર્શાવી શકે છે. પંખીઓમાં ભય સૂચવવાને માટે, પ્રેમાહ્વાનને માટે ઇ૦ લાક્ષણિક ધ્વનિ-સંજ્ઞાઓ હોય છે. કીડીઓમાં પણ સંદેશો આપવાની ધ્વન્યાત્મક નહી તો અન્ય પ્રકારની યોજના હોવાનું જણાયું છે.

આપવી સુકર નથી. 'ધ્વનિદ્વારા વિચારનું પ્રકટીકરણ એટલે ભાષા;'[૨] અથવા 'વિચાર વ્યક્ત કરતો સંજ્ઞાસમૂહ'[3] એવી વ્યાખ્યાઓ યોજવામાં આવી છે. પોતાના વિચાર લાગણી ઇ૦ બીજાઓને સ્પષ્ટ રીતે જણાવવા–સમજાવવાનું ધ્વનિરૂપ સાધન તે ભાષા એમ ભાષાનું લક્ષણ બાંધી શકાય. આમાં બોલવું એ સ્વલક્ષી તત્ત્વ કરતાં અન્યને ગ્રહણ કરાવવું, સમજાવી શકવું એ પરલક્ષી તત્ત્વ એ ભાષાનું વધારે મહત્ત્વનું લક્ષણ છે. વ્યક્ત ધ્વનિ ઉપરાંત ચેષ્ટાદિક કે ચિત્રાદિક સંજ્ઞાઓથી કેટલેક અંશે પોતાના વિચાર અન્યને જણાવી શકાય, પણ એની ચર્ચા ભાષાઉદ્‌ગમની વિચારણામાં પ્રસ્તુત નથી.

ઊંડે ઊતરીને તપાસીએ તો ભાષાનાં બે સ્વરૂપો જણાશે; વ્યક્ત રીતે બોલાય સંભળાય છે તે બાહ્ય સ્વરૂપ, અને મનમાં રહેલા જે વિચાર, આકૃતિનું એ પ્રતિબિંબ બને છે તે આંતર્ સ્વરૂપ. બાહ્ય ધ્વનિ કરતાં એના વિચારમૂલક આંતર્ સ્વરૂપ વડે ભાષા પોતાનું વિશિષ્ટ સ્વરૂપ સિદ્ધ કરે છે.

## ભાષાનો ઉદ્‌ગમ: ભિન્ન ભિન્ન મતો

ભાષાશાસ્ત્રીઓએ ભાષાની ઉત્પત્તિ સંબંધે ભિન્નભિન્ન કલ્પનાઓ કરી છે અને સિદ્ધાંતો બાંધ્યા છે.

વાણી એ ઇશ્વરદત્ત બક્ષીસ છે કે માનવસમૂહોએ એકત્ર થઇને સર્વસંમતિથી ભાષા ઘડી એવી અશાસ્ત્રીય કલ્પનાઓ છોડી દઇને ભાષાની ઉત્પત્તિ સંબંધેનાં ત્રણચાર મહત્વનાં પ્રતિપાદનો તપાસીએ.

વ્હિટને[૪] અને પોલ જેવા ભાષાશાસ્ત્રીઓ જણાવે છે કે આદિમ શબ્દો પ્રકૃતિના ચેતન અને જડ પદાર્થોના ધ્વનિના અનુકરણરૂપે બન્યા હતા, જેમાંથી ક્રમે ક્રમે માનવભાષાની ઉત્પત્તિ થઇ. એક સૂચક ઉદાહરણ લઇએ તો કૂતરાનું 'બાઉવાઉ' ભસવું સાંભળીને

---

૨. 'Language is the expression of thought by speech-sounds' (Sweet)

3. 'Un systéme des signes' (Vendryes)

૪. Whitney, Life and Growth of Language.

આદિમ મનુષ્યે એ 'બાઉવાઉ' ધ્વનિને કૂતરો તેમ જ ભસવાની ક્રિયા બંનેના નામરૂપે પ્રયોજ્યો હશે. આ મતને **અનુકરણધ્વનિનો સિદ્ધાન્ત** ( theory of onomatopoeia ) કહે છે. કેટલાક[૫] અવહેલનામાં એને 'બાઉવાઉ' મત (bow-wow theory) કહે છે.

આ મત સામે કેટલાક ભાષાવૈજ્ઞાનિકો વાંધો ઉઠાવે છે. રેનન કહે છે કે પ્રત્યેક પ્રાણી પોતે કોઈનું અનુકરણ કર્યા વિના સ્વતંત્ર રીતે લાગણી વગેરે વ્યક્ત કરવાને ધ્વનિ કાઢી શકે તો મનુષ્ય સ્વતંત્ર રીતે એમ ન કરતાં ક્ષુદ્ર પ્રાણીઓના ધ્વનિના અનુકરણ વડે પોતાની વૃત્તિઓ વગેરે વ્યક્ત કરવાનો પ્રયત્ન કરે એ અસંગત છે. મેક્સમૂલર કહે છે કે અનુકરણધ્વનિનો સિદ્ધાંત અતિ સંકુચિત છે; અનુકરણાત્મક શબ્દો (cuckoo અને cock જેવા) કૃત્રિમ ફૂલોની માફક મૂળરહિત હોઇ જે એક પદાર્થનું અનુકરણ કરે છે તે સિવાય અન્ય કાંઈ પણ વ્યક્ત કરવાને અસમર્થ છે. જેસ્પર્સન[૬] મેક્સમૂલરની ટીકાને વધારે પડતી ઉગ્ર ગણે છે. એ બતાવે છે કે cuckoo અને cock એ અનુકરણાત્મક શબ્દોમાંથી cuckold અને coquet, coquetry જેવા કેટલાયે નવા શબ્દો બને છે. જેસ્પર્સનના મત પ્રમાણે અનુકરણધ્વનિનો સિદ્ધાંત ભાષાના એક વિભાગની ઉત્પત્તિનું કારણ આપી શકે પણ સમગ્ર ભાષાનો ઉદ્‌ગમ સમજાવી શકે તેમ નથી.

અન્ય ભાષાવૈજ્ઞાનિકો તીવ્ર લાગણીઓને પરિણામે સહજ જ થઇ જતા કેવળપ્રયોગી ઉદ્‌ગારોને ભાષાનું મૂળ માને છે. ડાર્વિને એના 'The Expressions of the Emotions'માં ભિન્ન ભિન્ન લાગણીઓને કારણે મુખસ્થિતિમાં કેવી રીતે ફેરફાર થાય છે અને એ વિવિધ મુખભંગિઓને પરિણામે કેવી રીતે આપોઆપ ઉદ્‌ગારવાચક ધ્વનિઓ ( નિર્વેદ જુગુપ્સાથી pooh અને આશ્ચર્યથી oh વગેરે ) નીકળે છે એ દર્શાવવા પ્રયાસ કર્યો છે. આ મતને **કેવળપ્રયોગી**

૫. મૅકસમુલરે આ આડનામ યોજ્યું છે.

૬. Language p. 414.

**ઉદ્દ્ગારમૂલક** સિદ્ધાંત (Interjectional theory) કહે છે. કેટલાક એના 'pooh' એ નિર્વેદસૂચક ધ્વનિને અનુલક્ષીને આ સિદ્ધાંતને અવહેલનામાં pooh pooh theory એવું આડનામ આપે છે. આ સિદ્ધાંતમાં જેસ્પર્સન[૭] દર્શાવે છે તેમ કેટલીક મહત્વની ખામીઓ છે. કેવળપ્રયોગી ઉદ્દ્ગારો એ અકસ્માત્ થતાં સંવેદનો અને લાગણીઓને સહજ જ ત્વરિતપણે વ્યક્ત કરતા ધ્વનિઓ છે; વાણીના અન્ય ખંડો સાથે એમનો સંબંધ ન હોવાથી ભાષાના સમગ્ર સ્વરૂપમાં એમનું સ્થાન અટૂલું (isolated) અને ગૌણ છે. ઉપરાંત આ ઉદ્દ્ગારોના ધ્વનિ પણ એવા સમૃદ્ધ નથી કે જેમાંથી વિકસિત ભાષાની વર્ણમાલા નીકળવાની કલ્પના કરી શકાય. આમ પ્રાથમિક લાગણીઓના ઉદ્દ્ગારોએ ભાષાના ઘડતરમાં સહાય કરી હશે એ સ્વીકારવા છતાં એમાંથી જ માનવ ભાષાની ઉત્પત્તિ થઈ એમ માનવું શકય નથી.

નોઇરે (Noiré) નામના વિદ્વાને એક નવીન જ સિદ્ધાંત પ્રતિપાદિત કર્યો છે. એ કહે છે કે અત્યન્ત શ્રમવાળું કામ કરતાં શ્વાસ જોરથી વારંવાર નીકળી ધ્વનિતંતુઓ (vocal chords) ને ભિન્ન ભિન્ન રીતે કંપાવે અને એમાંથી અમુક પ્રકારના ધ્વનિઓ નીકળે એ સ્વાભાવિક છે. પ્રાથમિક દશામાં ઘણાં કામો સમૂહમાં થતાં અને એ કરતાં કરતાં આખો સમુદાય અમુક પ્રકારના ધ્વનિઓ સહજ જ કરતો. જેમ કે મોટું લાકડું કે વજન ઊંચકતાં ધકેલતાં એ આદિ માનવસમૂહ yo–he–ho કે એવો અવાજ કરતો.[૮] ક્રમશઃ એ અવાજ એ ક્રિયાની સાથે જોડાઇને એને માટેની સંજ્ઞારૂપ બની ગયો. આવી રીતે આદિ સમાજમાં ભિન્ન ભિન્ન શબ્દો ઘડાયા. આ **સમૂહધ્વનિસિદ્ધાન્તને** કેટલાક yo–he–ho theory કહે છે.

મેક્સમૂલરે વળી ભાષાની **સહજોત્પત્તિનો સિદ્ધાંત** (nativistic theory) રજૂ કર્યો હતો. તદનુસાર ધ્વનિ અને અર્થ વચ્ચે કોઇ અજ્ઞાત અનિર્વચનીય એવો સંબંધ રહેલો છે. પ્રત્યેક બાહ્ય

૭. સદર, પૃ. ૪૧૫.

૮. આજે પણ અતિ શ્રમવાળું કામ કરતાં મજૂરો ધીમા વિલંબી સૂરમાં ગાતા જણાય છે.

સંવેદનથી માનવના અંતરમાંથી અનુરૂપ ધ્વનિ નીકળતા, જેમાંથી ભાષા બંધાતી ગઇ. આ મત સંસ્કૃત વૈયાકરણોના સ્ફોટના સિદ્ધાંત સાથે ખૂબ મળતો આવે છે. મેક્સમૂલર જેવા સમર્થ સંસ્કૃત પંડિતે એમની પાસેથી એનું સૂચન મેળવ્યું હોય તો અસંભવિત નથી. આવો **દિવ્ય સહજોત્પત્તિવાદ** શાસ્ત્રીય ગવેષણામાં ચાલી શકે નહીં, એટલે મેક્સમૂલરને પોતાને જ કેટલાક સમય પછી એ છોડી દેવો આવશ્યક લાગ્યો હતો.

ઉપરના સિદ્ધાંતોમાં[૯] કેટલીક આંતરિક અસંગતિઓ અને અપૂર્ણતાઓ રહેલી છે. આ વાદો ભાષાના ભિન્ન ભિન્ન ખંડોની ઉત્પત્તિ સમજાવી શકે છે, પણ સમગ્ર ભાષાસ્વરૂપના ઉદ્‌ગમની પ્રક્રિયા દર્શાવી શકતા નથી. જેમની ઉત્પત્તિની સમજૂતી આ વાદોથી મળે છે તે અનુકરણવાચક શબ્દો અને ઉદ્‌ગારવાચક ધ્વનિઓ એ ભાષાનાં ગૌણ અંગ છે, એટલે ભાષાના અન્ય પ્રધાન અંગોની ઉત્પત્તિ શોધવાની તો બાકી જ રહે છે. વળી નોઇરે સિવાયના અન્ય મતોમાં ભાષા એ એકલી વ્યક્તિની શોધ નથી, પણ માનવસમૂહે પરસ્પર વિચારાદિકનો વિનિમય કરવાને યોજેલું સાધન છે એ હકીકતનું વિસ્મરણ થયેલું છે. આ સર્વ સિદ્ધાન્તો એમ ગૃહીત કરીને ચાલે છે કે ભાષાની ઉત્પત્તિ અકસ્માત્ સહજ જ થઇ ગઈ, ને તે પૂર્વે માણસ મૂક હતો, જે વસ્તુસ્થિતિથી વિપરીત છે. યુગો સુધી ધીમે ધીમે ધ્વનિઓ કાઢતાં કાઢતાં જ માનવનો કંઠ વાણીવ્યવહાર માટે સમર્થ બન્યો હશે એમ માનવું ઘટે.

ત્યારે ભાષાનો ઉદ્‌ગમ શોધવો એ અશક્ય અને વ્યર્થ પ્રયત્ન છે એમ ગણીને એની વિચારણા છોડી દેવી[૧૦] ઇષ્ટ ગણાય? અત્યારે માનવ-

---

૯. દિવ્યોત્પત્તિ કે સહજોત્પત્તિ જેવા અશાસ્ત્રીય મતો તો કેવળ ઉપેક્ષણીય જ છે. અહીં અન્ય મુખ્ય મતો—અનુકરણધ્વનિવાદ, ઉદ્‌ગારવાદ ને સમૂહધ્વનિવાદની જ ચર્ચા ઉદ્દિષ્ટ છે.

૧૦. સરખાવો: 'The question of the origin of human speech will never be solved, and wise men are satisfied with noting its phenomena without attempting to explain the inexplicable.'—Earnrst Weekly, Adjectives & Other Words.

વંશશાસ્ત્રદ્વારા આપણને આદિમાનવ અને આદિસમાજ વિષે જે જ્ઞાન ઉપલબ્ધ છે તેનો સાવધાનતાથી ઉપયોગ કરીએ તો ભાષાની કેટલીક તર્કશુદ્ધ કલ્પનાઓ અવશ્ય કરી શકાય.

## ભાષાની ઉત્પત્તિ : અદ્યતન વિચારણા

ભાષાનો ઉદ્‌ગમ શોધવામાં ત્રણ વસ્તુઓ પથદર્શક નીવડે—બાલભાષા, આદિમ જાતિઓની (primitive races ની) ભાષા, અને ભાષાનો ઇતિહાસ.

ઉત્ક્રાન્તિવાદીઓએ ગર્ભશાસ્ત્ર (embryology) ના અભ્યાસથી દર્શાવ્યું કે માનવજાતિની જે જે સ્વરૂપોદ્વારા ક્રમશઃ ઉત્ક્રાંતિ થઇને આજનું માનવરૂપ સિદ્ધ થયું તે સર્વમાંથી ગર્ભ પોતાના વિકાસકાળ દરમિયાન ત્વરિતપણે પસાર થઈ જાય છે અને અંતિમ માનવ આકૃતિને પામે છે. એ જ પ્રમાણે શિશુ જે રીતે ક્રમે ક્રમે ભાષા પ્રાપ્ત કરે છે એવા જ ક્રમ અને પદ્ધતિએ માનવજાતિએ ભાષા સિદ્ધ કરી હોવી જોઇએ એમ ભાષાવૈજ્ઞાનિકો તર્ક કરે છે. આ સિદ્ધાંતની એક મર્યાદા સમજી લેવી ઘટે. સમજણાં બાળકો પોતાનાં મોટેરાંઓ પાસેથી ભાષાજ્ઞાન મેળવે છે એ પ્રક્રિયા આદિમાનવની ભાષાસિદ્ધિથી જુદા સ્વરૂપની છે. સમજણું બાળક એક સિદ્ધ થયેલી બોલાતી ભાષા મોટેરાંઓના ધ્વનિ અને એમના વિચાર વચ્ચેની સાંકળ પકડી લઇને એ ધ્વનિનું અનુકરણ કરીને શીખી જાય છે; એમાં એનું નવું સર્જન કશું નથી. હજી સમજણું ન થયેલું એવું એક વર્ષની અંદરનું ન્હાનું શિશુ જે નિર્હેતુક ધ્વનિઓ, ગણગણાટ, કૂજન, બડબડાટ[૧૧] વગેરેમાં કાઢે છે એ સાચા આદિમ નૈસર્ગિક ધ્વનિઓ[૧૨] છે. આવા ધ્વનિઓમાંથી આદિમ ભાષા ઉદ્‌ગમ પામી હશે એમ માનવું અયુક્ત નથી. પછી જેમ સમજણાં બાળકો અર્થહીન ધ્વનિસમૂહને[૧૩] અમુક અર્થ

---

૧૧. Murmuring, crying and babbling.

૧૨. First real nature-sounds.

૧૩. જેમ કે મમ્, તાતા, ઇ૦

આપી શબ્દ બનાવે છે તેમ આદિમ ભાષામાં પણ ક્રમશઃ શબ્દો બન્યા ગયા હશે.

આજે જે આદિમ જાતિઓ (primitive races) મળી આવે છે એમની ભાષાના અભ્યાસ ઉપરથી પણ આપણને ભાષાના ઉદ્ગમ વિષે થોડીક કલ્પના આવી શકે. માત્ર એટલું ધ્યાનમાં રાખવું જોઇએ કે આજની આદિમ જાતિઓની ભાષા સૈકાઓ થયાં વિકાસ પામતી આવી છે, એટલે એમનું પ્રાચીન આદિમ ભાષા (primeval language) સાથે સામ્ય આંશિક જ હોઇ શકે.

ભાષાનો ઇતિહાસ એ આદિ ભાષાની વિચારણામાં સૌથી ઉપયોગી સાધન છે. આધુનિક ભાષાઓનું મૂળ શોધતાં શોધતાં પાછળ ચાલીએ અને એમની પ્રાચીન અને પ્રાચીનતર સ્વરૂપો સાથે સરખામણી કરતા જઇએ (અર્વાચીન અંગ્રેજીની પ્રાચીન અંગ્રેજી સાથે અને એની ગૉથિક સાથે, તેમ આજની હિંદી ભાષાઓની સંસ્કૃત કે વૈદિક ભાષા સાથે) તો ભાષા વિકાસના કેટલાક ખાસ નિયમો તારવી શકાય, જેને પ્રાગૈતિહાસિક કાળ સુધી લંબાવતાં પ્રાચીન ભાષાના સ્વરૂપની કલ્પના મેળવી શકાય. હિંદની અર્વાચીન ભાષાઓ કે અંગ્રેજી કરતાં સંસ્કૃત કે ગૉથિકમાં અમુક પ્રકારની ખાસ વિલક્ષણતા હોય તો આદિમ ભાષામાં એ વિશેષતા અતિ ઉત્કટ રૂપે હોવી જોઇએ એમ માનવું અયુક્ત ન ગણાય.

આ ત્રણે પદ્ધતિ—શિશુધ્વનિ, અર્વાચીન આદિમ જાતિઓની ભાષા અને ભાષાનો ઇતિહાસ—વડે પ્રાચીન આદિમ ભાષાના સ્વરૂપનો નિર્ણય કરવા પ્રયાસ કરીએ.

ભાષાઓની ઉત્ક્રાન્તિનો ઇતિહાસ જોતાં એમ જણાય છે કે ઉત્તરોત્તર અઘરા ધ્વનિમિશ્રણો છોડી દઇને ઉચ્ચારો આપોઆપ સરળ કરવા તરફ સ્પષ્ટ વલણ જણાય છે. પ્રાગાર્ય (proto-Aryan) ધ્વનિમાલા વધારે સંકુલ અને સમૃદ્ધ હતી, જેમાંથી આજે શ્વાસધ્વનિ (inbreathed sounds)[૧૪]

૧૪. સંકુલ મુખવિવર્તનથી જેમાં ધ્વનિઘર્ષણ થાય છે તેવા વ્યંજનો —Fricatives—અંગ્રેજીમાં ફ઼ફ઼, ત્થ ના ઉચ્ચારો હોય તેવા છે.

કે ડચકાર ( clicks )[૧૫] ઇ૦ જતા રહી માત્ર નિઃશ્વાસ ધ્વનિઓ (expiration sounds)[૧૬] અવશિષ્ટ રહ્યા છે. દક્ષિણ આફ્રિકાના મૂળ વતનીઓની ભાષામાં ડચકાર ધ્વનિ (clicks ) ખૂબ પ્રમાણમાં છે. આવી જ રીતે પ્રાચીન ગ્રીક, લૅટિન કે વૈદિક ભાષામાં જે સ્વરારોહાત્મક પ્રયત્ન (pitch accent) હતો તે એમાંથી નીકળેલી અર્વાચીન ભાષાઓમાં લુપ્ત થઈ કેવળ સ્વરભાર (stress accent) બાકી રહ્યો છે. આફ્રિકાની આદિમ ભાષાઓમાં સ્વરારોહ ( tone accent ) વિપુલ પ્રમાણમાં મળી આવે છે. આજે પણ લાગણીના ઉદ્રેકવાળા ઉદ્ગારોમાં અમુક પ્રકારનો વાક્યાવરોહ જણાય છે. આદિમવતનીઓ ( savages ) ના અવલોકનકારો નોંધે છે કે તેઓ જાણે ગીતના લયમાં જ બોલતા હોય એમ લાગે છે. આ ઉપરથી પ્રાચીન આદિમ વાણી ગદ્ય કરતાં ગીતના જેવી વધુ અંશે હશે એવું અનુમાન થાય છે. જેસ્પર્સન[૧૭] તો એટલે સુધી કહે છે કે પ્રાચીન વાણી સંગીતમય જ હતી; ગીત અને ભાષા વચ્ચેનો ભેદ ત્યારે હજી અસ્તિત્વમાં આવ્યો ન હોતો. પ્રાચીન ભાષાઓમાં લાંબા શબ્દો વિપુલ પ્રમાણમાં છે એ ઉપરથી કલ્પના થાય છે કે આદિમ ભાષામાં શબ્દો લાંબા, કષ્ટોચ્ચાર્ય ધ્વનિથી ભરેલા, અને વાચ્ય કરતાં ગેય રૂપના વધારે હશે.

પ્રાચીન ભાષાઓમાં એમાંથી ઉદ્ભવેલી અર્વાચીન ભાષાઓને મુકાબલે રૂપાખ્યાનો ઘણા વિપુલ પ્રમાણમાં હોય છે, અને એમાં એક જ શબ્દ સ્વકીય અર્થ ઉપરાંત કેટલાંક ગૌણ તત્ત્વો દર્શાવવા સમર્થ હોય છે. જેમ કે अगच्छत् એ રૂપ ' જવું ' એ પોતાના સ્વકીય અર્થ ઉપરાંત નજીકનો નહીં એવો ભૂતકાળ ( preterite ), કર્તરી પ્રયોગ,

---

૧૫. જેમાંથી થોડાક tut, છટ્, છિઃ જેવા કેવળપ્રયોગી ઉદ્ગારોમાં જળવાયા છે.

૧૬. નિશ્વાસ કે ઉચ્છ્વાસ સાથે ઉચ્ચારાતા જ્જ, જ્ઝ, દૃહ જેવા વર્ણો. એમને aspirates પણ કહે છે.

૧૭. ' There once was a time when all speech was song or rather when these two actions were not yet differentiated.' —Language, p. 420.

કર્તાનો ત્રીજો પુરુષ અને એકવચન વગેરે દર્શાવે છે. ક્રમશઃ આ સંકુલતા ઓછી થાય છે અને શબ્દો પ્રત્યયાદિકના નિયંત્રણમાંથી મુક્ત થઈ જાય છે. પ્રાચીન આદિમ ભાષાઓમાં તો શબ્દ પોતાના અર્થ ઉપરાંત અનેક વિશિષ્ટ સંબંધો સૂચવતો હશે. ક્રિયાપદનાં રૂપમાં સેમેટિક ભાષાઓમાં કર્તાની જાતિ પ્રમાણે રૂપાન્તર થાય છે; અમેરિકન ઇન્ડિયન ભાષાઓમાં એનો કર્મ સાથે અન્વય થાય છે; તો બાસ્ક ભાષામાં જેને ઉદ્દેશવામાં આવે છે એ વ્યકિતની માનાર્હતા પ્રમાણે એમાં ફેરફાર થાય છે. આ ઉપરથી લાગે છે કે પ્રાચીન આદિમ ભાષામાં એસ્કિમો અને ઉત્તર અમેરિકાના આદિમ વતનીઓની ભાષાની માફક શબ્દ વાકયની ગરજ સારતો; એ બન્ને વચ્ચે આજની ભાષાઓ જેવી સ્પષ્ટ ભેદરેખા અંકાઇ નહોતી. આદિમ જાતિઓની ભાષાઓમાં પૂર્વંગ અનુગાદિકનું બાહુલ્ય ( આંડામાનિઝમાં ), બહુવચનરૂપોનું વૈપુલ્ય ( આફ્રિકન ભાષાઓમાં), અર્થચ્છાયાના પ્રભેદો દર્શાવતી શબ્દસમૃદ્ધિ (સાંથાલ ભાષાઓમાં), વિસ્તૃત ગણયોજના (ઑસ્ટ્રેલિયન ભાષાઓમાં), આખ્યાતરૂપોનું અત્યંત પ્રાચુર્ય (બાસ્ક ભાષામાં), ઇ૦ પુષ્કળ સંકુલતા નજરે પડે છે. એમાં શબ્દની અને અન્વયની અનિયમિતતાઓનો પાર નથી હોતો. નિબિડ વનમાં ગીચોગીચ ઊગેલાં વૃક્ષોના જેવી રૂપાખ્યાનોની ઝડી, લાંબા અને દુરુચ્ચાર્ય શબ્દો, કઢંગી અન્વયરચનાથી ભરેલા એ પ્રાચીન ભાષારૂપમાંથી ક્રમશઃ આજની સરલ, ટૂંકાં રૂપોની વ્યવસ્થિત યોજનાવાળી અર્વાચીન ભાષાઓ ઉત્ક્રાન્ત થઈ છે.[૧૮]

અર્વાચીન આદિમ જાતિઓનો શબ્દકોશ તપાસતાં જણાય છે કે ભાષા આદિકાળમાં પ્રત્યક્ષ અને વિશેષ પદાર્થો માટે શબ્દો યોજે છે; સામાન્ય અમૂર્ત વિચારો માટે શબ્દ યોજવાનું સામર્થ્ય ઘણા લાંબા કાળના વિકાસ પછી જ આવે છે. ઉ. ત. ટાસ્માનિયાના વતનીઓની ભાષામાં પ્રત્યેક જાતના વૃક્ષ માટે એક સ્વતંત્ર નામ છે પણ વૃક્ષ માટેનું સામાન્ય નામ નથી; મોહિકન લોકોની

---

૧૮. પહેલાંના ભાષાશાસ્ત્રીઓની ટૂંકા ધાતુરૂપમય આદિસ્વરૂપમાંથી સંકુલ પ્રત્યયાત્મક ભાષાસ્વરૂપ ઉદ્ભવવાની કલ્પના અત્યારના માનવવંશજ્ઞાનની દૃષ્ટિએ અપૂર્ણ અને અશાસ્ત્રીય લાગશે.

ભાષામાં જુદા જુદા પદાર્થો કાપવાની ક્રિયા માટે જુદા જુદા શબ્દો છે, પણ કાપવાની સામાન્ય ક્રિયા માટે એકેય શબ્દ નથી, તો ઝૂલૂઓની ભાષામાં રાતી ગાય, ધોળી ગાય વગેરે માટે ભિન્ન ભિન્ન શબ્દો છે, પણ 'ગાય,' માટે સામાન્ય એકેય શબ્દ નથી. મેલેનેશિયન લોકો ભિન્ન ભિન્ન સંખ્યાવાળા પદાર્થો માટે ભિન્ન ભિન્ન શબ્દો યોજે છે, જેમકે, 'a buku niu' (બે નાળિયેર), 'a buru' (દસ નાળિયેર) 'a kora' (સો નાળિયેર), પણ સ્વતંત્ર સંખ્યાદર્શક શબ્દો એમની ભાષામાં મળતા નથી. આવી જ રીતે પ્રાચીન ગૉથિક કે વૈદિક ભાષામાં સમાનાર્થક જે ભિન્ન ભિન્ન શબ્દો મળે છે તે મૂળમાં વિશેષ અર્થચ્છાયાવાળા હશે એમ માનવું પડે છે. અંગ્રેજીમાં ભિન્નભિન્ન પ્રાણીઓનો સમૂહ દર્શાવવાને flock, pack, herd, bevy, shoal વગેરે ભિન્ન ભિન્ન સમૂહવાચક શબ્દો વપરાય છે તે મૂળમાં વિશિષ્ટ અર્થદ્યોતક હશે એવું અનુમાન થાય છે.

અર્વાચીન ભાષાઓમાં શબ્દોમાં અમૂર્ત વિચાર અને નિશ્ચિતતા પ્રકટ કરવાની શક્તિ છે તો એમાં મૂર્તતા, રંગતત્ત્વ પ્રમાણમાં ઓછાં છે. પ્રાચીન ભાષાઓમાં શબ્દોમાં વધારે મૂર્તતત્ત્વ, સૂચકતા, એક પ્રકારની ચિત્રાત્મકતા હતી, જે ગદ્ય કરતાં કવિતાને વધુ અનુરૂપ હતી. આમ ગદ્યની ભાષા કરતાં કાવ્ય કે પદ્યોચિત ભાષાનો ઉદ્‌ગમ વહેલો થયેલો કલ્પાય છે.

આમ હાલની આદિમ જાતિઓની ભાષા અને ભાષાવિકાસનાં વહેણો તપાસતાં એવો નિર્ણય સ્વાભાવિક લાગે છે કે આદિમ યુવાનો અને યુવતીઓની પ્રેમકેલિના ધ્વનિઓમાં આદિ માનવભાષાનો ઉદ્‌ગમ થયો. એમાં સ્પષ્ટ અર્થદ્યોતકતા નહોતી, જેમ અર્વાચીન માતાના પોતાના સ્તનંધય શિશુ સાથેના આલાપમાં નથી હોતી તેમ. એના કૂજન અને સંગીત આનંદ આપતાં, અને એથી જ એ વાણી પ્રવર્તતી. આમ રમતરૂપે આરંભાયેલી વાણીએ માનવવાચાયંત્રને વિકસાવ્યું, જે ધીમે ધીમે સંપૂર્ણ બન્યું. વાણીનો આરંભ વિચારથી નહીં પણ ઊર્મિ પ્રેરણા દ્વારા જ થયેલો સંભવે. અને એ વૃત્તિ ક્ષુધાતૃષાની કે જીવન-કલહની ન જ હોય, જેનો હેતુ માત્ર એકાક્ષરી ઉદ્‌ગારોથી પરિપૂર્ણ થઇ રહે, પણ એ પ્રેમની જ વૃત્તિ હોઇ શકે. પ્રેમી પોતાની પ્રેયસીને

મધુર ધ્વનિથી આકર્ષવા રિઝવવા પ્રયત્ન કરે એ સ્વાભાવિક છે. પ્રેમના પ્રબળ આવેગમાંથીજ ગીત અને આલાપનાં ઝરણો ફૂટે. ગીતના ધ્વનિઓમાંથી ધીમે ધીમે ભાષા ઉત્ક્રાન્ત થાય. આમ જેસ્પર્સન[૧૯] કહે છે તે પ્રમાણે માનવજાતિની સંવનનક્રિયામાંથી ભાષાની ઉત્પત્તિ થઈ. પછી તો અન્ય આનંદદાયક પ્રવૃત્તિઓ પણ ગીત પ્રેરવા લાગી. પક્ષીઓના સંગીત કે શિશુના કૂજનની માફક આ આદિ આલાપ નિજાનંદથી પ્રેરાયેલો હતો; એમાં અન્યને પોતાનો અમુક વિચાર કે સંવેદન દર્શાવવાનો હેતુ નહોતો. અર્થવ્યક્તિનું તત્ત્વ એમાં પછીથી પ્રવેશ્યું. ધ્વનિની સાથે અર્થનું સંકલન અનેક ભિન્ન ભિન્ન રીતે થયું હશે જે જાણવાનું આજે અશક્યવત્ છે.

કોઇ મનુષ્યના અમુક ધ્વનિઓ લાક્ષણિક હોય, તો એના સહચારીઓ સ્વાભાવિક રીતે જ એ ધ્વનિઓ એના વિશેષનામ તરીકે વાપરે. આમ વિશેષનામો ઘડાયાં પછી એમાંથી કેટલાંક સામાન્ય રીતે પ્રયોજાવાં શરૂ થઇ સામાન્ય નામો બન્યાં હોય. આદિમ ભાષામાં અનેકપદઘટિત વાક્યનું અસ્તિત્વ નહી હોય. એકાદ લાક્ષાણિક શબ્દ[૨૦] વાક્યની ગરજ સારતો હશે. અકસ્માત્ ઉચ્ચારાયેલા ધ્વનિઓ વારંવાર[૨૧] પ્રયુકત થતાં સર્વને ગ્રાહ્ય જણાતાં શબ્દરૂપ બની ગયા હશે.

ધ્વનિઓના દ્વિર્ભાવથી (બેવડાવવાથી), લંબાવવાથી, આરોહ-અવરોહથી ભિન્ન ભિન્ન અર્થ વ્યકત કરતા શબ્દો બન્યા હશે. અનુકરણાત્મક શબ્દો (onomatopoeia) થી એમાં સારી પેઠે વૃદ્ધિ થઈ હશે. પછી સર્વને ગ્રાહ્ય થયેલા શબ્દો, બેશક મૂળ શબ્દભંડોળમાંથી શોધિતવર્ધિત કરેલા ઉમેરાયા હશે. આવા શબ્દો ને વાક્યબીજોમાંથી વિકાસ પામીને વધુ વ્યવસ્થિત, શુદ્ધ અને બલિષ્ઠ રૂપો સિદ્ધ કરતાં કરતાં ભાષાની ઉત્ક્રાન્તિ થઇ છે.

---

૧૯. 'Language was born in the courting days of mankind'—Language, p. 434. ભાષાની ઉત્ક્રાન્તિ વિષેનો જેસ્પર્સનનો આ સિદ્ધાંત આજે અદ્યતન અને અંતિમ ગણાય તેવો છે.

૨૦. જેમ કે tut, છટ્, ધિક્, અહો ઇ૦.

૨૧. જેમ કે mamma, મમ, વાહ, છિઃ, ચારુ.

# પ્રકરણ નવમું

## ભાષાના પ્રકારો : વર્ગીકરણ

ભાષાનાં સ્વરૂપોનું વર્ગીકરણ બે રીતે થઇ શકેઃ એક ભાષાઓના વંશવૃક્ષ અનુસાર ( geneological classification ) અને બીજું ભાષાઓની પદઘટના કે વ્યાકરણ અનુસાર ( morphological classification ). આ બીજી પદ્ધતિએ ભાષાના પદબંધારણ અનુસાર નીચે પ્રમાણે પ્રભેદો પાડવામાં આવ્યા છે.

**(૧) પ્રત્યયરહિતા ભાષા** (Isolating Languages) :—

આ પ્રકારની ભાષામાં સંપૂર્ણ પદરૂપો હોતાં નથી પણ માત્ર એકાક્ષરી શબ્દો હોય છે, જેના રૂપમાં કદી ફેરફાર થતો નથી. એમાં જાતિ, વચન, કાળ, વિભક્તિ ઇત્યાદિ દર્શાવાના પૂર્વગ અનુગ પ્રત્યયાદિક હોતા નથી એથી વાકયમાં શબ્દનું સ્થાન નામ, વિશેષણ કે ક્રિયાપદનું છે એ નક્કી કરવાનું કાંઇ જ પ્રગટ સાધન મળતું નથી. કેવળ વાકયમાં પદના સ્થાન (syntax) ઉપરથી એનું નામ, વિશેષણ કે ક્રિયાપદાદિક સ્વરૂપ કલ્પી લેવું પડે છે. વળી એક જ પદ વાકયમાં સ્થાનાન્તર કરીને નામ વિશેષણ કે ક્રિયાપદરૂપે પ્રયોજાઈ શકે. વચનભેદ–અર્થાત્ કોઈ નામ તરીકે વપરાયેલો શબ્દ એકવચનમાં છે કે બહુવચનમાં એ પણ એના સંદર્ભમાંથી જાણી લેવાનું રહે છે. જ્યાં ગૂંચવણ થવાનો સંભવ હોય કે બહુત્વ ભારપૂર્વક દર્શાવવાનું હોય ત્યાંજ બહુત્વસૂચક અન્ય શબ્દો જોડવામાં આવે છે.

ચીની ભાષા આ પ્રકારની પ્રત્યયરહિતા કે અન્વયાનુસારિણી[૧] ભાષા છે. એમાં શબ્દો કેવળ અવિકારી હોય છે, અને માત્ર અન્વયથી, અર્થાત્ વાકયમાં શબ્દોના નિશ્ચિત ક્રમ વડે જ એનું નામ કે આખ્યાતાદિક (ક્રિયાપદ વગેરે) સ્વરૂપ પ્રગટ થાય છે. જેમકે 'ટા કુઓક' ( ta kuok ) એટલે 'મોટું રાજ્ય' એવો અર્થ થાય; પણ એ શબ્દોનો

---

૧. કેટલાક એને ક્રમાનુસારિણી ભાષા કે ધાતુમયી ભાષા (root -language) પણ કહે છે.

ક્રમ ફેરવીને 'કુઓક ટા' કહીએ તો 'રાજ્ય મોટું છે' એવો અર્થ થાય. અર્થાત્ નામસ્થાનીય શબ્દની પૂર્વે વાક્યની શરૂઆતમાં 'ટા' શબ્દ આવ્યો ત્યારે એ વિશેષણ ગણાયો, અને એ શબ્દની પછી છેવટના ભાગમાં આવ્યો ત્યારે ક્રિયાપદ બન્યો. બેશક, 'ટા'નાં બન્ને સ્વરૂપોમાં અર્થચ્છાયા સરખીજ રહી છે. 'કુઓક ટા' ની પછી ક્રિયાપદાર્થ કોઇક શબ્દ આવે તો વળી એ બે પદોનો અર્થ 'રાજ્યની મહત્તા' એવો થાય. તેમ 'ત્સાઇ નિઉ' ( tsi niu ) એટલે 'છોકરાઓ અને છોકરીઓ' એવો અર્થ થાય પણ એ પદોને ઉલટાવીને 'નિઉ ત્સાઇ' એમ કહેવામાં આવે તો 'છોકરી (રૂપ) બાળકો' એવો અર્થ થાય.

બહુવચન વગેરે વાક્યના સંદર્ભ દ્વારા સમજી લેવાનું રહે છે, જો કે વિશિષ્ટ ભારપૂર્વકનું બહુત્વ દર્શાવવાને 'કિ' (ki) 'કેટલાક', 'શુ' (śu) 'સંખ્યા (બંધ)' એવા સ્વતંત્ર શબ્દો જોડવામાં આવે છે. ચીની ભાષા અન્વયાનુસારિણી છે એ ખરું, છતાં એનું ભાષારૂપ અસમૃદ્ધ નથી. એમાં સ્વતંત્ર સંપૂર્ણ શબ્દોની સાથે સાથે કેટલાક 'અપૂર્ણ' શબ્દો છે, જેનાથી વિલક્ષણ રીતે વિભક્ત્યાદિક અર્થો દર્શાવી શકાય છે. જેમ કે, 'મિન લિક' (min lik) એ પદો 'લોકોની શક્તિ' એવો ષષ્ઠ્યર્થ દર્શાવી શકે, પણ એ વચ્ચે 'ચિ' મૂકીને વધુ સુસ્પષ્ટ રીતે દર્શાવી શકાય. જેમ કે 'મિન ચિ લિક' ( min ci lik ). 'ચિ' જો વાક્યના કર્તા પછી આવે તો એના સામર્થ્યથી સમગ્ર વાક્ય પેટાવાક્ય બની જાય છે. જેમ કે 'વાંગ પાઓ મિન' ( wang pao min ), 'રાજા રક્ષે છે લોકોને.' પણ એમાં 'ચિ' મૂકીએ તો 'વાંગ ચિ પાઓ મિન ટવે (=સમાન) ફુ (=પિતા) ચિ પાઓ ત્સાઇ' નો સમગ્ર અર્થ 'રાજાનું લોકોને રક્ષવું એ પિતાના પોતાના બાળકને રક્ષવા સરખું છે' એવો થાય. 'ચિ'ના સામર્થ્યે આખું વાક્ય ષષ્ઠ્યર્થ પણ બની જાય: જેમકે, 'વાંગ પાઓ મિન ચિ ટાઓ ( =રીત ) કો (k'o =શકાય) કિઅન (kien, =દેખાય)' એ વાક્યનો 'જે રીતે રાજા રક્ષે છે લોકોને તે દેખી શકાય તેવી છે' આવો અર્થ થાય. તેવી જ રીતે 'ચિ'ના પ્રયોગથી કૃદંત જેવી રચનાઓ સિદ્ધ કરી શકાય છેઃ જેમકે 'વાંગ પાઓ ચિ મિન' ( = રાજાથી રક્ષાએલા લોકો). 'પાઓ મિન ચિ

વાંગ' (= લોકોનું રક્ષણ કરતા રાજા ઇ૦). ચીની વાક્યરચનામાં કર્તા ક્રિયાપદની પૂર્વે અને કર્મ ક્રિયાપદની પછી આવે છે એ આ રચનાઓથી જણાશે.

ચીની ભાષાની એક બીજી વિશેષતા ધ્યાન ખેંચે છે. ચીનીમાં બોલવાના અવાજના ફેરફારથી (કાકૂથી) એક જ શબ્દ એક જ સ્થાનમાં હોવા છતાં ભિન્નભિન્ન અર્થ વ્યક્ત કરે છે. જેમકે એક રીતે ઉચ્ચારતાં સામાન્યત: 'વાંગ'નો અર્થ 'રાજા' એવો થાય, પણ બીજી રીતે ઉચ્ચારતાં એનો અર્થ 'રાજા બનવું' એવો થાય. તેમ 'લાઓ' (lao) 'ત્શી' (tshi) ના સામાન્ય અર્થ 'કામ' અને 'પત્ની' એવા થાય; પણ ઉચ્ચારભેદે 'કામનો પગાર આપવો' અને 'પરણવું' એમ અર્થ ફરી જાય છે.

બર્નાર્ડ કાર્લગ્રીને એના 'પેકિનીસ ડાયલેક્ટ' અને 'ચાઇનીઝ ફાઇલૉલૉજી' ઇ૦ પ્રબંધોમાં ચીની ભાષાની ઉચ્ચારણપ્રક્રિયાનો સૂક્ષ્મ અભ્યાસ કરી એવું પ્રતિપાદન કર્યું છે કે પ્રાચીન ચીની ભાષામાં પ્રત્યયસ્વરૂપનું નિદર્શન મળે છે. જેમકે,

| | ૧ લો પુરુષ સર્વનામ | ૨જો પુરુષ સર્વનામ |
|---|---|---|
| કર્તા વિભક્તિ | ડુઓ (ṅuo) | ન્ઝિવો (nz'iwo) |
| કર્મ ,, | ડા (ṇa) | ન્ઝિઆ (nzia) |

આ અન્વેષણ પ્રત્યયરહિતા-સમાસાત્મિકા-પ્રત્યયાત્મિકા એ રીતના ચક્રરૂપે જ ભાષાની ઉત્ક્રાન્તિ થાય એ વાદને ખોટો ઠરાવે છે.

(૨) **સમાસાત્મિકા કે સંયોગાત્મિકા ભાષા** (Agglutinative language)—જેમાં શબ્દોને (stems) અનુગો (suffix) જોડીને નામ કે આખ્યાતનાં રૂપો સિદ્ધ કરવામાં આવે છે તેને સમાસાત્મિકા કે સંયોગાત્મિકા ભાષા કહે છે. તુર્કી ભાષા આનું સરસ ઉદાહરણ છે. હંગેરિયન, ફિનિશ, બાસ્ક, જાપાનીઝ ભાષાઓ પણ સમાસાત્મિકા છે. એમાં મૂળ શબ્દ અને અનુગ બંને સ્વતંત્ર રહે છે, અને સિદ્ધ રૂપમાં પણ એમનું સ્વતંત્ર અસ્તિત્વ પકડી શકાય છે.

અનુગને યોગે મૂળ શબ્દના સ્વરૂપમાં ક્વચિત્ જ ફેરફાર થાય છે. આ રીતે આ પ્રકારમાં શબ્દો અને અનુગો એકરૂપ ન બની જતાં જાણે ચોટાડેલા હોય એમ લાગે છે એથી આ ભાષાપ્રકારને agglutinative નામ આપવામાં આવ્યું છે.

તુર્કીમાંથી આ ભાષાસ્વરૂપનાં કેટલાંક લક્ષણો જોઇએ. તુર્કીમાં 'ચાહવું' એ માટે 'સેવ' ધાતુ છે. એનાં વિવિધ રૂપો આ રીતે તૈયાર થાય છે. 'સેવ–મેક' (sev–mek) = ચાહવું; 'સેવ–ઇલ–મેક' (sev–il–mek) = ચહાવાવું; સેવ–ડિર–મેક (sev–dir–mek) = ચહાવરાવવું; 'સેવ–ઇશ–મેક' (sev–ish–mek) = પરસ્પરને ચાહવું; 'સેવ–ઇશ–ડીર–ઇલિ–મેક' (sev–ish–dir–il–mek) = પરસ્પરને ચહાવરાવવું. હવે 'એવ' (ev = ઘર) એ નામ લઇએ. એનાં 'એવ' (પ્રથમા), એવ–ઇ (ev–i, દ્વિતીયા), એવ–એ (ev–e ચતુર્થી), એવ–ડેન (ev–den, પંચમી), એવ–ઇન (ev–in, ષષ્ઠી), એવ–ડે (ev–de, સપ્તમી) આવાં રૂપો થાય છે. એ રૂપોનાં બહુવચન એ જ અનુગોથી બહુત્વસૂચક ler લગાડીને થાય છે; જેમકે 'એવ–લેર' (પ્રથમા), 'એવ–લેર–ઇ' (ev–ler–i, દ્વિતીયા ઇ૦).

નીચેનાં રૂપાખ્યાનોથી સમાસાત્મક સ્વરૂપ વધારે સ્પષ્ટ થશે. 'એલ' (el) = હાથ; 'એલ–ઇમ' (el–im) = મારો હાથ; 'એમ–ઇમ–ડે' (el–im–de) = મારા હાથ–માં; (el–im–de–ki) = મારા હાથ–માં હોવું તે.

સમાસાત્મિકા ભાષાઓમાં જોડેલા (agglutinated) શબ્દો ક્રમશઃ ઘસાઇને, નામ કે આખ્યાત ઘસાઇને બનેલા હોવ છે, પણ તેમનું સ્વતંત્ર અસ્તિત્વ જોડાણ (agglutination) પછી પણ લુપ્ત થતું નથી. કેટલીક સમાસાત્મિકા ભાષાઓમાં જાતિ નથી તો કેટલીકમાં વચન નથી. ક્રિયાપદ અને નામ વચ્ચે વિશિષ્ટ એવો સ્વરૂપભેદ પણ આ ભાષાઓમાં નથી. ભાષાના ઉત્ક્રાન્તિક્રમમાં સમાસાત્મિકા ભાષાનું સ્થાન કયું એ વિષે આગળ ચર્ચા કરીશું.

(૩) **સામાસિક પ્રત્યયાત્મિકા ભાષા**—(agglutinative-inflectional languages) આ પ્રકારની ભાષાઓમાં સમાસાત્મિકા ભાષાઓની માફક અનુગો અને પ્રત્યાત્મિકા ભાષાઓની માફક પ્રત્યયવિકાર એમ બંને પ્રક્રિયાથી શબ્દરૂપો સિદ્ધ થાય છે. સેમિટિક ભાષાઓ–હિબ્રૂ, ઍસીરીયન, એરેમેઇક, અરબી વગેરે–આ પ્રકારની છે. સેમિટિક ભાષાઓમાં લગભગ સર્વ ધાતુઓ ત્રણ વ્યંજનના હોય છે. પ્રત્યયો લાગીને એનાં જુદાં જુદાં રૂપો થતાં વ્યંજનો કાયમ રહે છે અને સ્વરોમાં ફેરફાર થાય છે. ઉ. ત. ધાતુમાં ભિન્નભિન્ન સ્વરવિકાર થઇને આવસ્યક અનુગો લાગીને **અરબી**માં નીચે પ્રમાણે શબ્દો બને છે.

અરબી—સ્‌લ્‌મ (slm, નમન કરવું) ઉપરથી સલીમા (selima), સલામ (salam), સુલય્માન (suleyman).

અશ્‌ક્‌ (ઇચ્છવું) ઉપરથી આશિક (ઇચ્છનાર, ચાહનાર); નઝ્‌ર (જોવું) ઉપરથી નાઝિર (જોનાર); ક્‌ત્‌બ (Ktb)=લખવું ઉપરથી કતબ્‌ના Ka Ta Bna = અમે લખ્યું; નક્‌તુબુ (na K Tu Bu) = અમે લખીશું, કાતિબુન (Ka Ti Bun) = લખવું તે; લખનાર'; કિતાબુન Ki Ta Bun = પુસ્તક; મક્‌તબુન (ma K Ta Bun) = શાળા; મુક્તિબુન (mu K Ti Bun) 'લખવાનું શીખવનાર, શિક્ષક'; તકાતબા ( ta Ka Ta Ba ) = 'એમણે બેએ એક બીજાને લખ્યું,' અસ્તકિતબુ (asta K Ti Bu) = 'હું ( તેને ) લખવાને કહીશ'; કુત્તાબુન (Ku TTa Bun) = લહિયા; મુકાતબતુન (mu Ka Ta Ba tun) = 'લખાણ, પત્રવ્યવહાર,' ઇ૦. આ જ પ્રમાણે ધાતુને પૂર્વંગાદિક ( prefixes ) લાગીને શબ્દનાં અન્ય રૂપો સિદ્ધ થાય છે: ઉ. ત, સ્‌લ્‌મ, અશ્‌ક્‌ અને નઝ્‌ર્‌ એ ધાતુઓને પૂર્વંગ લાગીને ઇસ્લામ, મુસ્લિમ, મઅશુક, મંજૂર ઇ૦ બને છે.

સેમિટિક ભાષાઓમાં નામની વિભક્તિઓ ત્રણ જ અને કેટલીક વાર બે કર્તા અને કર્મ, જાતિ બે, નર અને નારી, વચન ત્રણે, articles બે અલ્‌ એ નિશ્ચયાર્થ, અને અન્‌, ઉન્‌ એ અનિશ્ચયાર્થ અને આખ્યાનના કાળ બે જ સંપૂર્ણ અર્થાત્‌ ભૂતકાલીન ક્રિયાવાચક-

perfect–અને અપૂર્ણ અર્થાત્ ચાલુ ક્રિયાવાચક–imperfect હોય છે.

કતલ એ અરબીધાતુ લઈએ તો રૂપાખ્યાન આ પ્રમાણે બને છે.

સંપૂર્ણ ક્રિયાવાચક (Perfect)

| | | એકવચન | દ્વિવચન | બહુવચન |
|---|---|---|---|---|
| ૧ લો પુરુષ | પુલ્લિંગ / ,, સ્ત્રીલિંગ | કતલુ | — | કતલ્ના |
| ૨ જો ,, | પુ૦ | કતલત | કતલતુમા | કતલતુમ્ |
| ,, ,, | સ્ત્રી૦ | કતલતિ | ,, | કતલતુન્ના |
| ૩ જો ,, | પુ૦ | કતલ | કતલા | કતલૂ |
| ,, ,, | સ્ત્રી૦ | કતલત | કતલ્તા | કતલ્ના |

અપૂર્ણ ક્રિયાવાચક (Imperfect)

| | | એકવચન | દ્વિવચન | બહુવચન |
|---|---|---|---|---|
| ૧. | પુ. | અક્તુલા | — | નકતુલુ |
| | સ્ત્રી | ,, | — | ,, |
| ૨ | પુ. | તક્તુલુ | તક્તુલાનિ | તક્તુલૂના |
| | સ્ત્રી. | તક્તુલિના | ,, | ,, |
| ૩ | પુ. | યક્તુલુ | યક્તુલાનિ | યક્તુલૂના |
| | સ્ત્રી | તક્તુલુ | તક્તુલાનિ | યક્તુલ્ના |

અરબીમાં કર્તરિ અને કર્મણિ વચ્ચે ભેદ નથી; ક્રિયાપદના અર્થ પાંચ છે, ચૌદ ધાતુગણ છે. મધ્યમ વ્યંજનને બેવડાવાથી ધાતુ વધારે શક્તિયુક્ત ક્રિયા દર્શાવે છે. જેમકે, કસક (તેણે તોડ્યું), કસ્સારક (તેણે વિધ્વંસ કર્યો), ફરિત્તા (તે ખૂશ થયો), ફર્રત્તા (તે અત્યાનંદિત થયો) ઇ૦. આવી જ રીતે પ્રેરક રૂપો પણ સિદ્ધ થાય છે. જેમકે, હમલ (તે લઈ ગયો), હમ્માલ (તેણે લેવડાવ્યું). કવચિત્ 'આ' ઉમેરાય છે. જેમકે કતબ (તેણે લખ્યું), કાતબ (તેણે લખાવ્યું) ઇ૦.

ઇન્ડો યુરોપિયન ભાષાઓની સરખામણીમાં સેમિટિક ભાષાઓમાં બહુધા ક્રિયાપદજ પ્રત્યયાત્મક વિકાર પામીને એનાં નામિક અને

વિશેષણાત્મક રૂપો બને છે. આથી આ ભાષાઓનું સ્થાન સમાસાત્મિકા અને પ્રત્યયાત્મિકા વચ્ચેનું છે.

(૪) **પ્રત્યયાત્મિકા ભાષા**—(inflectional languages)—આ પ્રકારની ભાષામાં નામ આખ્યાતાદિકની વિભક્તિ અને અર્થ પ્રત્યયથી જણાવાય છે, જેમનું સ્વતંત્ર અસ્તિત્વ ભાષામાં નથી. પ્રત્યયાદિકને યોગે શબ્દના અંગમાં (stem કે base માં) અમુક વિશિષ્ટ રૂપનો વિકાર કે ફેરફાર થાય છે, જે પ્રત્યયાત્મિકા ભાષાઓનું લાક્ષણિક તત્ત્વ છે. ઇન્ડોયુરોપિયન અને દ્રવિડી ભાષાઓ પ્રત્યયાત્મિકા છે.

પ્રત્યયાત્મિકા ભાષાઓમાં સમસાત્મિકા ભાષાઓની માફક વચ્ચે સ્વતંત્ર શબ્દો મૂકીને નામઆખ્યાતાદિકના વિભકત્યાદિક દર્શાવાતાં નથી, પણ પદની સાથે એકરૂપ બની ગયેલા પ્રત્યયોથી એ કામ થાય છે. આથી પ્રત્યયાત્મિકા ભાષાને synthetic languages (સમસ્ત દશાની ભાષાઓ) પણ કહે છે. પ્રત્યયાત્મિકા ભાષાઓમાં સમાસરચના હોય છે, જે સમાસાત્મિકા ભાષાઓમાં નથી. સૌથી મહત્ત્વનું લક્ષણ તો પ્રત્યયાત્મિકા ભાષાઓમાં પદનું નામ, વિશેષણ, આખ્યાતાદિક સ્વરૂપ સુનિશ્ચિત હોય છે, જે કેટલીક (હંગેરિયન જેવી) સમાસાત્મિકા ભાષાઓમાં નથી. ઉ. ત. હંગેરિયનમાં 'હલ અંક' (hal-unk)=આપણી માછલી, અને 'વાર-અંક' (var-unk)=આપણે વાવીએ (છીએ); 'ઉર અમ' (ur-am)=મારો માલિક, 'ઉર અંક' (ur-unk)=આપણો માલિક. અહીં પુરુષવાચક સર્વનામ જાણે અનુગ હોય એમ વપરાયું છે અને પદાન્વયની વ્યવસ્થા નથી. તુર્કીમાં ધાતુઓને પુરુષવાચક સર્વનામો લગાડીને ક્રિયાપદોનાં રૂપો બનાવવામાં આવે છે. એવો સ્વતંત્ર પદસંયોગ પ્રત્યયાત્મિકા ભાષાઓમાં નથી. પ્રત્યયાત્મિકાનું સ્વરૂપ ચીની જેવી પ્રત્યયરહિતા ભાષાથી પ્રત્યેક રીતે એટલું વિભિન્ન છે કે એ સંબંધે ચર્ચા અનાવશ્યક છે. હિબ્રૂ-અરબી જેવી સામાસિક-પ્રત્યયાત્મિકા ભાષાઓમાં અમુક પદોમાં, વિશેષે ક્રિયાપદોમાં જ શબ્દના મૂળ રૂપમાં (stemમાં) પ્રત્યય લાગતાં અમુક રીતનું રૂપાન્તર થાય છે; જ્યારે પ્રત્યયાત્મિકા ભાષાઓમાં આ રીતનો ફેરફાર સાર્વત્રિક (સર્વ પદોમાં થનારો) છે.

પ્રત્યયાત્મિકાનું સર્વોત્તમ અને સંપૂર્ણ ઉદાહરણ સંસ્કૃત ભાષા છે. એમાં નામ, સર્વનામ, વિશેષણ, આખ્યાતાદિક સર્વ પદો પ્રત્યય લે છે, જે જાતે સ્વતંત્ર રીતે પ્રયોજાતા નથી, અને એ પ્રત્યય લાગતાં પહેલાં નામાખ્યાતાદિકનાં મૂળ રૂપમાં વિશિષ્ટ વર્ણવિકાર થાય છે. લૅટિન અને ગ્રીક ભાષાઓ પણ આવી જ પ્રત્યયાત્મિકા ભાષાઓ છે.

લૅટિન અને ગૉથિકમાંથી વિકસેલી ફ્રેંચ અને અંગ્રેજી ભાષાઓ અને સંસ્કૃતમાંથી નીકળેલી હિંદની અર્વાચીન આર્યભાષાઓ ઉપરની વર્ગીકરણપદ્ધતિ અનુસાર પ્રત્યયાત્મિકા ભાષાઓ છે. એ નથી અન્વયાનુસારિણી કે નથી સમાસાત્મિકા. સંપૂર્ણ પ્રત્યયાત્મિકા ભાષાઓમાંથી એમનો ઉદ્‌ગમ છે. પણ સ્વાભાવિક વિકાસક્રમે એમની પ્રત્યયાત્મક સંકુલતા ઘટી ગઈ છે અને એને સ્થાને સરળ વ્યવસ્થા અસ્તિત્વમાં આવી છે. આથી આ ભાષાઓ જોકે પ્રત્યયાત્મિકાના પેટામાં જ આવવી ઘટે છતાં એમના પ્રત્યયલોપના વલણને લક્ષમાં રાખીને એમને પ્રત્યયલુપ્તાના (analytical) વિભાગમાં મૂકવામાં આવી છે.

(૫) **પ્રત્યયલુપ્તા ભાષાઓ** (analytical languages) પ્રત્યયાત્મિકા ભાષાઓમાંથી વિકાસ પામતાં કાળક્રમે પ્રત્યયો ઘસાઈને લોપાય છે અને તેને સ્થાને નવા સ્વતંત્ર સાહાય્યકારક શબ્દો મૂકવા પડે છે. આને પ્રત્યયલુપ્તા (કે વ્યસ્ત) ભાષા કહે છે અને અંગ્રેજી, ફ્રેંચ અને હિંદની અર્વાચીન આર્ય ભાષાઓ ઘણે અંશે આ સ્વરૂપની છે. ઉ. ત. અંગ્રેજીમાં of એ સંબંધવાચક અવ્યય, in એ સ્થળવાચક અવ્યય, for એ હેતુવાચક અવ્યય, ઇત્યાદિ પૂર્વગસ્થાનીય અવ્યયો; more, most જેવાં તુલના અને શ્રેષ્ઠતાવાચક રૂપો, અને did love, will be loved, had loved જેવાં ક્રિયાપદરૂપો એ વ્યસ્ત દશાનું સૂચન કરે છે.

## ભાષાઓનો વિકાસક્રમ

ઑગસ્ટ શ્લેશર (August Schleicher) નામના ભાષા-વૈજ્ઞાનિકે ભાષાનું પ્રત્યયરહિત (isolating, અન્વયાનુસારી),

સંયોગાત્મક કે સમાસાત્મક (agglutinating) અને પ્રત્યયાત્મક (flexional, inflecting) એવા ત્રણ પ્રભેદોમાં વર્ગીકરણ કરીને પૂર્વસ્થિતિમાંથી ઉત્તરસ્થિતિમાં સંક્રમણ, અર્થાત્ પ્રત્યયરહિત સ્થિતિમાંથી સમાસાત્મક સ્થિતિ, અને સમાસાત્મક સ્થિતિમાંથી પ્રત્યયાત્મક સ્થિતિ એમ સ્વાભાવિક ઉત્ક્રાંતિ થાય છે, એવું પ્રતિપાદન કર્યું છે.[૨]

હિંદી વિદ્વાનોમાંથી સર રામકૃષ્ણ ભાંડારકરનો મત પણ ઘણે અંશે આવો જ છે.[૩] એ જણાવે છે કે વ્યસ્ત સ્થિતિમાં (analytical stage માં) નામ આખ્યાતાદિકની વિભક્તિઓ મૂળ શબ્દને અન્ય સ્વતંત્ર શબ્દ જોડીને દર્શાવાય છે. આ રીતના સંયોગમાં બંને શબ્દો સ્વતંત્ર રીતે પ્રયોજી શકાય તેવા હોય છે. વપરાતાં વપરાતાં કેટલેક કાળે બંનેમાં રૂપાન્તર થાય છે, અને અનુગ રૂપનો શબ્દ ઘસાઇને એનો સ્વતંત્ર અર્થ ભુલાઈ જાય છે અને એ સ્વતંત્ર શબ્દને બદલે પ્રત્યયનું રૂપ ધારણ કરે છે. આ સ્થિતિએ ભાષા વ્યસ્ત (analytical) મટીને સમસ્ત (synthetic) રૂપની બને છે. ક્રમશઃ આ (મૂળ સ્વતંત્ર શબ્દ ઘસાઇને થયેલા) પ્રત્યયને પણ ઘસારો લાગે છે, કારણ કે અન્ય શબ્દો કરતાં પ્રત્યયોનો ઉપયોગ ભાષામાં ઘણો વધારે થાય છે, અને વપરાશથી શબ્દોનું વર્ણાત્મક સ્વરૂપ ઘસાતું જાય છે. આ સ્થિતિએ ભાષામાં નામ આખ્યાતાદિકની વિભક્તિઓ ગ્રહણ કરવાનું મુશ્કેલ થઈ પડે છે, અને ભાષા પૂર્વની માફક ફરીથી પ્રત્યયોને સ્થાને નવા સ્વતંત્ર શબ્દોનો પ્રયોગ કરે છે. આ રીતે સમસ્ત (synthetic) માંથી વિકાસ પામતાં વ્યસ્ત દશા (analytical) ઉદ્‌ભવે છે. વ્યસ્તમાંથી અનુગો ઘસાતાં વળી સમસ્ત દશામાં પરિવર્તન થાય છે અને એ રીતે ભાષાવિકાસનું ચક્ર સદૈવ ફર્યાં કરે છે.

જેસ્પર્સન જેવા નિષ્ણાત અર્વાચીન ભાષાવૈજ્ઞાનિકો આ સિદ્ધાંતનો પ્રતિકાર કરે છે. જેસ્પર્સન કહે છે[૪] કે ઘણીવાર એમ

---

૨. જુઓ Jesperson, Language, p. 76.

૩. R. G. Bhandarkar, Wilson Philological Lectures pp. 8, 11.

૪. Language, p. 424 f.

પ્રતિપાદન કરવામાં આવે છે કે ભાષા સમસ્તમાંથી વ્યસ્તમાં અને એમાંથી ફરી સમસ્તમાં એ રીતની ચક્રાકાર ગતિએ વિકસે છે, પણ આ સિદ્ધાંત બહુ જ સંકુચિત રૂપો ઉપરથી તારવેલો છે, એક જ ભાષાના ભિન્ન ભિન્ન વિકાસક્રમના સમગ્ર અભ્યાસ ઉપરથી ફલિત કરેલો નથી. ભાષાના વિકાસમાં જ્યાં એ વ્યસ્ત (analytical) રૂપો સમસ્ત ( synthetic ) બનતાં હોય છે ત્યાં દસ જૂનાં સમસ્ત રૂપોનો ત્યાગ થઈને નવાં વ્યસ્ત ( analytical ) કે પ્રત્યયહીન ( isolated ) રૂપો અસ્તિત્વમાં આવે છે. આમ સંકુલ પ્રત્યયાત્મક સ્થિતિમાંથી ધીમે ધીમે પ્રત્યયરહિત સ્થિતિ તરફ ભાષા ગતિ કરે છે એમ કહી શકાય. પણ વ્યસ્ત કે સંયોગાત્મક સ્થિતિમાંથી અનુગરૂપ શબ્દો ઘસાતાં પાછી સમસ્ત પ્રત્યયાત્મક ( synthetic ) દશામાં એ આવે છે એમ ન કહી શકાય. પ્રાચીન અંગ્રેજી પ્રત્યયપૂર્ણ (flectional) હતી એમાંથી ધીમે ધીમે સરળ બનીને આજે એ ઘણે અંશે વ્યસ્ત કે સામાસિક ( analytical and agglutinative ), કેટલેક અંશે પ્રત્યય રહિત ( isolated ) થઈ છે અને થોડેક અંશે પ્રત્યયાત્મક ( સમસ્ત, flectional ) રહી છે. કાળક્રમે એ પાછી પ્રત્યયાત્મક બનશે એમ એના વિકાસનો ઇતિહાસ જોતાં કહી શકાય તેમ નથી.

ભાષાનો ઉત્ક્રાન્તિક્રમ જોતાં અનિયમિત અવિશ્લેષ્ય સંમિશ્રણોને સ્થાને હંમેશાં છૂટથી નિયમિત રીતે પ્રયોજી શકાય તેવાં ટૂંકાં અંગો ક્રમશઃ અસ્તિત્વમાં આવે છે એમ જણાય છે.[૫]

ભાષાઓનો સમગ્ર ઇતિહાસ તપાસતાં જેસ્પર્સન જેવા અર્વાચીન ભાષાવૈજ્ઞાનિકોનો મત સુગ્રાહ્ય લાગે છે. પરંતુ સંસ્કૃતમાંથી અર્વાચીન હિંદી આર્ય ભાષાઓનો વિકાસ તો સર ભાણ્ડારકર દર્શાવે છે એવે જ કોઈ પ્રકારે થયેલો જણાય છે. સંસ્કૃતની પ્રત્યયબહુલ સ્થિતિમાંથી વિકાસ પામતાં પ્રાકૃત, અપભ્રંશમાં પ્રત્યયવિરલતાની સ્થિતિ આવી; આથી જૂની ગૂજરાતીમાં નવા સ્વતંત્ર રીતે પ્રયોજ્ય એવા અનુગો પ્રત્યયને સ્થાને ઉમેરાયા અને ભાષા પૂર્વની સમસ્ત સ્થિતિમાંથી વ્યસ્ત

૫, Jesperson, Id., 429.

દશામાં આવી. અર્વાચીન ગૂજરાતીમાં એમાંના ઘણા અનુગ શબ્દો ઘસાઈને પ્રત્યયરૂપ, સમસ્ત દશામાં હોય છે તેવા, બની ગયા છે. આમ હિંદની આર્ય ભાષાઓનો પરિણતિક્રમ સર ભાણ્ડારકર જેવા વિદ્વાનોના મતને પુષ્ટિ આપે છે.

## ગૂજરાતી ભાષાનું સ્વરૂપ: સમસ્ત કે વ્યસ્ત?

ઉપરની ચર્ચા પરથી સહજ જ પ્રશ્ન ઉદ્ભવે કે અર્વાચીન ગૂજરાતી ભાષાને સમસ્ત રૂપની (synthetic) ગણવી કે વ્યસ્ત રૂપની (analytical)? ગૂજરાતીના સ્વરૂપ સંબંધે કેટલાક વિદ્વાનોએ વિચાર કર્યો છે. બીમ્સ સમસ્ત દશાનાં બે લક્ષણો દર્શાવે છે: સમસ્ત દશામાં મૂળ શબ્દો ઘસાઇ જઈને પ્રત્યયરૂપ પામ્યા હોય છે, જેનો સ્વતંત્ર પ્રયોગ કદી થઇ શકતો નથી અને એ પ્રત્યયો લાગતાં શબ્દમાં અમુક ચોક્કસ રૂપની વર્ણવિક્રિયા થાય છે. આ રીતે જોઈએ તો ગૂજરાતીના વિભક્તિપ્રત્યયો (ને, એ, થી, નો, માં ઇ૦) સમસ્ત રૂપના ગણાય. સર જ્યોર્જ ગ્રિયર્સને[૬] ચતુર્થી અને ષષ્ઠીના 'ને' અને 'નો' એ પ્રત્યયોને સમસ્ત રૂપના સ્વીકાર્યા છે, કારણ કે મૂળ તણ અનુગમાંથી ઘસાઈને એમનું સ્વતંત્ર અસ્તિત્વ લુપ્ત થઈ ગયું છે. અન્ય પ્રત્યયોનો (થી, માં, ઇ૦માં) આદિ વ્યંજન કાયમ રહેતો હોવાથી એમને એ સમસ્ત રૂપના ગણતા નથી. પણ એમનું આ દૃષ્ટિબિંદુ ભ્રમમૂલક છે. બીમ્સ તૃતીયાના 'એ' ને જ માત્ર સમસ્તરૂપનો ગણે છે,[૭] કારણ કે એ લાગતાં મૂળ શબ્દરૂપમાં (stem માં) ફેરફાર થાય છે. બીમ્સે 'રાજા' જેવા ઓછા વ્યાપક આકારાન્ત નામનું ઉદાહરણ લીધું એથી આ પ્રકારની ભ્રાન્તિ થઈ. ગૂજરાતીમાં 'રાજા' જેવા આકારાન્ત નામો કરતાં 'ઘોડો' જેવા ઓકારાન્ત નામો અત્યંત વ્યાપક છે, અને ઓકારાન્ત નામોના મૂળ રૂપમાં તમામ પ્રત્યયોને યોગે વર્ણવિકાર થાય છે (જેમકે ઘોડો, ઘોડાને, ઘોડે, ઘોડાથી, ઘોડાનું, ઘોડામાં ઇ૦). આમ

૬. Linguistic Survey of India, Vol. IX. p. 328.

૭. Comparative Grammar. Vol I, 50. સર રમણભાઈ નીલકંઠ બીમ્સના મતને અનુસરી કેવળ તૃતીયા અને સપ્તમીના 'એ' પ્રત્યયને જ સમસ્ત રૂપનો માને છે, અન્ય વિભક્તિપ્રત્યયોને એ વ્યસ્ત દશાના અનુષંગો ગણે છે. જુઓ મનોમુકુર, ભા. ૧, ૫૧૨.

બીમ્સનું અનુમાન (conclusion) છોડી દઈએ, અને એણે બાંધેલું સમસ્તદશાસ્વરૂપ ધ્યાનમાં રાખીએ તો બધા વિભક્તિપ્રત્યયોને સમસ્તરૂપના ગણવા ઘટે. 'થી' એ સ્થિત માંથી, 'માં' એ મધ્ય માંથી, 'નો' એ તણ માંથી, 'ને' એ ષષ્ઠી અને સપ્તમીના સંયોગથી ઉદ્ભવ્યા છે. એમના મૂળ રૂપનું આજે વિસ્મરણ થયું છે, અને જે સ્થિતિમાં એ આજે અવશિષ્ટ છે તેમાં એમનો સ્વતંત્ર શબ્દરૂપે પ્રયોગ થતો નથી.

ક્રિયાપદમાં પરિસ્થિતિ આથી ઉલટી છે. ક્રિયારૂપોમાં કરે, કર્યું, કરશે જેવાં સમસ્તરૂપો કરતાં કરે છે, કર્યું હતું, કર્યું હોત, કર્યું હશે, કરતો હતો, જેવાં વ્યસ્ત રૂપો વિશેષ પ્રમાણમાં પ્રયોજાય છે. આથી ક્રિયાપદ પરત્વે ગૂજરાતીમાં વ્યસ્ત દશાનું સ્વરૂપ જ વિશેષ પ્રગટ છે. સમસ્ત દશાનાં રૂપો પૂર્વની સ્થિતિના અવશેષ રૂપ છે એમ ગણવું વધુ સયુક્તિક છે.

આમ ગૂજરાતીમાં વ્યસ્ત અને સમસ્ત બંને દશાનું દર્શન થાય છે. બીમ્સ કહે છે તેમ કોઈ ભાષા સર્વાંશે વ્યસ્ત રૂપની નથી હોતી; અંગ્રેજી જેવી સુવિકસિત વ્યસ્તરૂપની ભાષામાં પણ સમસ્તનાં રૂપો અવશેષ રહેલાં મળી આવે છે.[૯] ગૂજરાતીમાં વિભક્તિપ્રત્યયોની સમસ્તદશા જૂની ગૂજરાતીના વ્યસ્ત રૂપના અનુગોના સંકોચથી ને ઘસારાથી આવી છે, અને આખ્યાતરૂપોમાં વ્યસ્તદશા જૂની ગૂજરાતીના સમય પછી બંધાઈ છે. આ રીતે જોતાં, તેમજ જેસ્પર્સન જેવા ભાષાવૈજ્ઞાનિકોએ દર્શાવેલી પ્રત્યયબહુલ સંકુલતામાંથી સરળ સ્વતંત્ર પ્રત્યયરહિતતા તરફ ભાષાની ગતિ જોતાં **ગૂજરાતી ભાષાના બંધારણમાં** સમસ્તતાને એકદેશી ગણવી જોઈએ અને **વ્યસ્તતાને જ વ્યાપક સ્વરૂપ માનવું જોઈએ.**

---

૯. Beames—Comparative Grammar, Vol. I, p. 43.

## પ્રકરણ દસમું

### ભાષાના ઐતિહાસિક દૃષ્ટિએ વર્ગો: ઇન્ડોયુરોપિયન ભાષા

માનવવંશશાસ્ત્રની દૃષ્ટિએ ભાષાના નીચે પ્રમાણે કેટલાયે વર્ગો બંધાય છે. એ પ્રત્યેક વર્ગ મૂળ શબ્દો ( word-bases or roots), એમાંથી સિદ્ધ થતાં નામઆખ્યાતાદિક રૂપો, અને અન્વયઘટનાની સમાનતાને કારણે બાંધવામાં આવ્યા છે. આવાં નીચે પ્રમાણે સંખ્યાબંધ ભાષાકુલો ( families of languages ) છે.

(૧) હેમિટિક ( Hamitic ) ભાષાઓ--પ્રાચીન ઇજીપ્શિયન, કોપ્ટિક ( Coptic ), તુઆરેગ (Tuareg), કેબાઇલિ (Kabyle) અને અન્ય બર્બર ભાષાઓ, સોમાલી, ફુલની (Fulani) ઇ૦

(૨) ચીની-તિબેટી ભાષા (Sino-Tibetan)—ચીની, સાયામી (Siamese), બર્મી, તિબેટન ઇ૦.

(૩) હિટ્ટાઇટ (Hittite)—ઇન્ડોયુરોપિયનની પણ જનનીરૂપ ઇન્ડોહિટ્ટાઇટમાંથી નીકળેલી ઇન્ડોયુરોપિયનની મોટી બહેન સમી પ્રાચીન ભાષા.

(૪) ઇન્ડોયુરોપિયન—વૈદિક અને સંસ્કૃત, પ્રાચીન ઈરાની, અવેસ્તન, પ્રાચીન ગ્રીક, પ્રાચીન લૅટિન, જર્મેનિક, સ્લાવોનિક, ઇ૦ ભાષાઓ. આ વર્ગની ભાષાઓની આગળ સવિસ્તર ચર્ચા કરીશું.

(૫) સેમિટિક ભાષાઓ—પ્રાચીન એસિરિયા બેબિલોનની ભાષા, હિબ્રૂ (Hebrew), ફિનિશિયન ( Phoenician ), સિરિયાની ભાષા ( Syriac ), અરબી (Arabic ), એબિસિનિયાની ભાષા (Abyssinian), સેબિયન (Sabaen) ભાષા ઇ૦.

(૬) યુરલ ભાષાઓ (Uralic)—મગ્યાર (Magyar—હંગેરીની ભાષા), ફિનિશ (Finn, ફિન્લેન્ડની ભાષા), લેપ (Lapp—લેપલેન્ડની ભાષા), વોગલ (Vogul), ઓસ્ટયાક (Ostyak).

(૭) દ્રવિડી ભાષાઓ—તામિળ, તેલુગુ, મળયાળમ, કન્નડ, ગોંડી અને બ્રાહુઈ ( Brahui )

(૮) ઑસ્ટ્રિક ભાષાઓ (Austric)—હિંદની કોલ અને મુણ્ડા ભાષાઓ, ખાસી, મોનખ્મેર (Mon-Khmer), નિકોબારી તેમ જ ઑસ્ટ્રોનેશિયાની ભાષાઓ, જેમાં ઇન્ડોનેશિયન, મૅલેનેશિયન, પૉલિનેશિયન વગેરેનો સમાવેશ થાય છે.

(૯) ઇન્ડોનેશિયન (Indonesian) ભાષાઓ—મલાયા, સુન્દાનીસ (Sundanese), બાલી (Balinese), જાવાઈ (Javanese) ઇ૦

(૧૦) મેલેનેશિયન (Melanesian)—ફિજી (Figian).

(૧૧) પૉલિનેશિયન (Polynesian) ભાષાઓ—સામોઅન (Samoan), તાહિતી (Tahitian), માઓરી (Maori), હવાઈ (Hawai-ian) ઇ૦

(૧૨) બાન્ટુ (Bantu) ભાષાઓ—મધ્ય અને દક્ષિણ આફ્રિકાની સ્વાહિલી (Swahili), લુગાન્ડા (Luganda), કોંગો (Kongo), ભાષાઓ, ઝૂલુ ઇ૦

(૧૩) સુદાની (Sudanic) ભાષાઓ— પશ્ચિમ આફ્રિકાની યોરુબા (Yoruba), અશંટી (Ashanti), વગેરે ભાષાઓ.

આ ઉપરાંત સંખ્યાબંધ આદિ વતનીઓની (Amerindian) ભાષાઓ છે, જેનો અહીં નિર્દેશ કર્યો નથી.

## ઇન્ડોયુરોપિયન ભાષા–કેટલીક આર્યભાષાઓની સમાનતાથી સૂચવાઈ

અઢારમી સદીમાં સર વિલિયમ જોન્સે સંસ્કૃત ભાષાનો અભ્યાસ કરતાં એને અપૂર્વ બંધારણવાળી, ગ્રીક કરતાં વધુ સંપૂર્ણ રૂપની, લૅટિન કરતાં વધુ સમૃદ્ધ અને એ બંને કરતાં અતીવ સંસ્કારી તરીકે વર્ણવી, અને એમના ધાતુઓ અને વ્યાકરણના સચોટ સાદૃશ્ય ઉપરથી એમને એક જ મૂળ આદિભાષામાંથી ઉદ્‌ભવેલી કલ્પી ત્યારથી એક પ્રાચીન આદિ ઇન્ડોયુરોપિયન (Primitive Indo-European) ભાષાની કલ્પના અસ્તિત્વમાં આવી. સર વિલિયમ જોન્સે પછી જર્મેનિક–ગૉથિક, કેલ્ટિક અને અને પ્રાચીન પર્શિયન ભાષા પણ

આ આદિ ઇન્ડોયુરોપિયનમાંથી નીકળવાની કલ્પના કરી. સર જોન્સની આ અદ્‌ભુત શાસ્ત્રીય કલ્પનામાંથી ઇન્ડોયુરોપિયનના અભ્યાસનો આરંભ થયો.

સંસ્કૃત, અવેસ્તન, ગ્રીક, લેટિન, ગોથિક, સ્લાવોનિક ભાષામાં એટલું બધું સૂચક સામ્ય છે કે એ સર્વ એક જ મૂળ આદિ ભાષામાંથી ઉદ્‌ભવી એમ માનવું અનિવાર્ય થઈ પડે છે. નીચેના કોઠા પરથી એ સાદૃશ્યનો ખ્યાલ આવશે.

| સંસ્કૃત | અવેસ્તન | ગ્રીક | લેટિન | ગોથિક | સ્લાવોનિક |
|---|---|---|---|---|---|
| अहम् | azem | égo' | ego | ik | as (લિથુએનિયન) |
| माम् | mam<br>mā | mé<br>émé | mē<br>mihi | (mis)<br>mik | mi (,,) |
| तम् | tem | tón | istum | thana | to |
| द्वौ | dva | dúo | duo | twai | dva |
| सप्त | hapta | eptà | septem | sibun | septyni |
| अष्टौ | asṭa | okto' | octo | ahtau | aoztuni |
| अस्ति | asti | esti | esti | — | gestu |
| जनासः | — | géneos | generus | — | — |
| पितर् | pita | patér | pāter | fadar | — |
| शतम् | satem | hekaton | centum | hund | — |
| वेद | vaēdā | oída | video | wait (જર્મેનિક) | vede |
| अविः | avis | ois | ovis | awēthi | aves (લિથુ૦) |

આવા સંખ્યાબંધ સમાન રૂપના શબ્દો આ ભાષાઓમાં મળી આવે છે. આથી આ સર્વ ભાષાઓ એક જ આદિભાષામાંથી ઉદ્‌ભવી હશે એવું સહજ અનુમાન થાય છે. આ આદિભાષાને ઇન્ડોજર્મેનિક, ઇન્ડોકેલ્ટિક, ઇન્ડોયુરોપિયન એવાં ભિન્નભિન્ન નામો આપવામાં આવ્યાં છે, જેમાંથી છેલ્લું ઇન્ડોયુરોપિયન નામ (જર્મન

(સિવાયના) વિદ્વાનોમાં સૌથી વધારે પ્રચલિત થયું છે. ઉપરની ભાષાઓની સરખામણી કરીને એમના વિકાસનું, વલણોનું અવલોકન કરીને એ માર્ગે પાછળ અને પાછળ જઈને ભાષાવિદ્વાનોએ અત્યન્ત શ્રમ લઈને ઇન્ડોયુરોપિયનનું સ્વરૂપ કલ્પવાનો પ્રયાસ કર્યો છે. ઇન્ડો-યુરોપિયનના કોઇ ઐતિહાસિક નમૂનાઓ ઉપલબ્ધ નથી; એની ઘટના એ શાસ્ત્રીય કલ્પના (scientific imagination) નું ફળ છે: એટલી એની મર્યાદા હમેશાં ધ્યાનમાં રાખવી ઘટે છે. આમ 'મા ઘેર છે' એ ગૂજરાતી વાકયનું મૂળ પ્રાકૃત–સંસ્કૃત–વૈદિક–ઇન્ડોઇરાનિયન સ્વરૂપોદ્વારા પ્રાગ્વર્તન કરતાં (working backwards) 'mātērs ghṛdhoi es-ske-ti' [1] એવા સંભવિત આદિ ઇન્ડોયુરોપિયન (Primitive Indo-European) રૂપમાં શોધી શકાય.

## ઇન્ડોયુરોપિયન લોકો: આદિ નિવાસસ્થાન

આદિ ઇન્ડો યુરોપિયન લોકોને ભાષાશાસ્ત્રીઓએ વીરોસ (wiros, cf. Sk Vīra, Latin uīr, Germanic wer) નામ આપ્યું છે. એ ભાષાદૃષ્ટિએ પરવર્તી લૅટિન, ગ્રીક, ગૉથિક અને જર્મેનિક, કેલ્ટિક, ઇન્ડોઇરાનિયન (વૈદિક અને અવેસ્તન) ભાષા બોલનારી પ્રજાઓના પુરોગામીઓ છે.

એમનું આદિ નિવાસસ્થાન (original home) કયું એ સંબંધે પુષ્કળ ઊહાપોહ થયો છે. આદિ ઇન્ડોયુરોપિયન અથવા વીરોસ લોકોએ લેખનકળા સિદ્ધ કરી નહોતી, અને ઇતિહાસમાં કાળક્રમે ઇજિપ્શિયન, સુમેરિયન, ઍસિરિયન ગ્રીસના ઇજીઅન (Aegean), હરાપ્પા અને મોહેનજોદારોના પ્રાગાર્ય (Per-Aryans) લોકો, અને ચીનીઓ પછી એમનો ઉદય થયો જણાય છે. આદિ ઇન્ડોયુરોપિયન લોકોના પ્રાચીન નિવાસસ્થાન સંબંધે વિદ્વાનોએ ભિન્નભિન્ન તર્ક કર્યા છે. મેક્સમૂલરે મધ્ય એશિયાને આર્યોનું પ્રાચીનતમ નિવાસસ્થાન માન્યું હતું. લેથામે આ મતનો વિરોધ કરીને યુરોપના કોઇ પ્રદેશમાં આદિમ આર્યો રહેતા હોવા જોઈએ

---

૧ જુઓ: Suniti Kumar Chatterjee, Indo-Aryan and Hindi, p. 4.

એમ પ્રતિપાદન કર્યું હતું. યુરોપમાં પણ ભિન્નભિન્ન પ્રદેશો–રશિયા, જર્મની, સ્કેન્ડિનેવિયા, પોલેન્ડ ઇ૦–આર્યોના પ્રાચીન વસતિસ્થાન તરીકે કલ્પવામાં આવ્યા છે. આમાંય પૂર્વયુરોપને આર્યોના મૂળ વતન તરીકે ગણવા તરફ વિદ્વાનોનું વિશેષ વલણ છે. મધ્ય અને પૂર્વ યુરોપના પ્રાચીન કબરરૂપના અવશેષો (grave mounds) આદિ ઇન્ડોયુરોપિયન પ્રજાએ ઊભા કરેલા માનવાનું ઘણું અનુકૂળ છે. વળી ઇન્ડોયુરોપિયન જેવી ઘોડા અને પશુઓ પાળનારી પ્રજાને ઉત્તરના શીત પ્રદેશો કરતાં મધ્ય અને પૂર્વ યુરોપની ભૂમિ નિવાસસ્થાન માટે વધારે અનુકૂળ પડે. આ પ્રદેશ શુષ્ક બનતાં કે અન્ય પ્રજાઓનું દબાણ થતાં આર્યો ત્યાંથી ઉત્તર, પશ્ચિમ, અને દક્ષિણના પ્રદેશોમાં પ્રસર્યા અને ત્યાંની મૂળ વસનારી પ્રજાઓ સાથે ભળી જઇ કેલ્ટ, જર્મન, ગ્રીક, પ્રાચીન ઇટાલિયન અને ઇન્ડોઇરાનિયન બન્યા. લોકમાન્ય બાળગંગાધર તિલકે ઉત્તરધ્રુવના પ્રદેશને આર્યોના પ્રાચીન વસતિસ્થાન તરીકે માન્યો હતો, તો કેટલાક હિંદી વિદ્વાનો હિંદને જ આર્યોનું મૂળ વતન ગણે છે; પણ આ મતોને માનવવંશશાસ્ત્રનો ટેકો નથી. સર્જી (Sergi) નામના ઇટાલિયન માનવવંશશાસ્ત્રીએ એશિયામાઇનરના ઉચ્ચ પ્રદેશને આર્યોના આદિ વતન તરીકે કલ્પ્યો છે, અને એ પ્રદેશમાંથી મળેલા પ્રાચીન ઇન્ડોઆર્યન સમી પ્રાચીન 'હિટાઇટ' ( Hittite ) ભાષાના અવશેષો આ મતનું સમર્થન કરતા લાગે છે.

પણ આ સંબંધી સૌથી અદ્યતન અને સંભવપુષ્ટ મત બ્રેન્ડેન્સ્ટાઇન (Brandenstein ) નો છે.[૨] એ મૂળ ઇન્ડોયુરોપિયન પ્રજા, જેમાંથી ઇન્ડોઇરાનિયન સમૂહ હજી છૂટો નહોતો પડયો, એમની ભાષાના જુદા જુદા થરોનો તલસ્પર્શી અભ્યાસ કરીને એવા નિર્ણય પર આવે છે કે મૂળ ઇન્ડોયુરોપિયન લોકો સૂકા ડુંગરાળ પ્રદેશમાં રહેતા હશે. ત્યાં જંગલો હોય એમ લાગતું નથી. ત્યાં ઓક, પાઇન, નેતરની જાતનાં અને એવાં થોડાંક સિવાય અન્ય વૃક્ષો કે ફળવૃક્ષો, કે એલ્ક (elk), ઓટર (otter), વનવરાહ, વરુ, શિયાળ, રીંછ ઇ૦

---

૨ જુઓ S. K. Chatterji, Ibid. p. 13.

સિવાયનાં અન્ય જંગલી પ્રાણીઓ થતાં નહોતાં. પ્રાચીન ઇન્ડોયુરોપિયન-ના પ્રથમ થરમાં ગાય, ઘેટું, બકરી, ઘોડો, કૂતરો અને કુક્કર જેવાં પાળેલાં પ્રાણીઓનો નિર્દેશ મળે છે. આદિ આર્યોને જળચર પ્રાણીઓ કે માછલીની માહિતી હોય એવું લાગતું નથી. આ પછી કેટલેક કાળે આર્યો મૂળ નિવાસસ્થાન છોડીને નીચાણવાળા, જલમય પ્રદેશમાં આવ્યા, જ્યાં એમને ઘણાં વધારે પ્રાણીઓ અને વનસ્પતિની જાણ થઈ.

આમ પ્રાચીન ઇન્ડોયુરોપિયન ભાષાના સહુથી પુરાતન થરના અભ્યાસ ઉપરથી બ્રૅન્ડેન્સ્ટાઇનને લાગે છે કે યુરલ પર્વતની દક્ષિણે અને પૂર્વે વિસ્તરેલા કિર્ગીઝ ( Kirghiz ) ઉચ્ચ પ્રદેશો આર્યોના આદિ વતન તરીકે સૌથી વધારે શક્ય લાગે છે. ત્યાંથી પ્રસરીને આદિ આર્યો કાર્પેથિયનથી બાલ્ટિક સુધીનાં યુરોપનાં સપાટ મેદાનોમાં વિસ્તર્યા. એ સમયે આદિ આર્યોનો સંપર્ક ઇજીપ્શયનો કે ઇજીયનો કરતાં મેસેપોટેમિયાના સુમેરિયનો અને ઍકેકેડિયનો સાથે વધારે હતો, એમ એમની પાસેથી ઉછીના લીધેલા શબ્દસમૂહો પરથી લાગે છે. આમ બ્રૅન્ડેન્સ્ટાઇન મધ્ય એશિયાના પશ્ચિમ ભાગને આર્યોનું આદિ નિવાસસ્થાન ગણે છે, જે ઘણા ભાષાવૈજ્ઞાનિકોને માન્ય છે.

**આદિ ઈન્ડોયુરોપિયન સંસ્કૃતિ**—પ્રાચીન ઈન્ડોયુરોપિયન સંસ્કૃતિ વિષે ઐતિહાસિક કોઈ પ્રકારની માહિતી ઉપલબ્ધ નથી, પણ આદિ ઈન્ડોયુરોપિયન ભાષાના કેટલાક નિર્દેશો ઉપરથી એનો ખ્યાલ આવી શકે છે.

આદિ ઇન્ડોયુરોપિયન કે વીરોસ લોકો મૂળ નોર્ડિક (Nordic)—ઊંચા, મજબૂત, ગૌર, સીધાં નાક ભૂરી આંખો અને સોનેરી વાળવાળા—હોઇ શકે, જો કે નિશ્ચયાત્મક રીતે એમના વંશસ્વરૂપ (racial characteristics) વિષે કહેવું મુશ્કેલ છે. સંસ્કૃતિમાં એ ઇજીપ્શયન, સુમેરિયન, ઍસિરીયન, ઇજીયન કે ચીની પ્રજાઓ જેટલા આરંભમાં આગળ વધેલા નહીં હોય, પરંતુ એમની ભાષા, એમની સમાજવ્યવસ્થા, અને એમની તેજસ્વિતા અદ્દભુત હતાં, જેણે એમને સર્વત્ર વિજય

અપાવ્યો. એમની ભાષા સહવાસમાં આવેલી સર્વ પ્રજાઓએ સ્વીકારી. એમની સમાજવ્યવસ્થાનું કેન્દ્ર કુટુંબ હતું, જે એકપત્નીવાળુ (monogamous) અને પિતૃસત્તામૂલક (patriarchal) હતું. આ પ્રકારના કુટુંબોના વિકાસમાંથી ટોળીઓ (clans—હિંદમાં जन, गोत्र કે विश) બની, અને અનેક વ્યવસ્થિત ટોળીઓ મળીને પ્રજા થતી. એનો અધિપતિ રાજા (राजन्, લે. rex) હતો, જે ઘણીવાર સભામાં ચૂંટાઇને બનતો. ગામડાં કે નગરોના અસ્તિત્વના ઉલ્લેખ મળતા નથી.

પ્રાચીન આર્યોમાં નારી માટે આદર હતો. દુહિતા તરીકે એનું હેતથી પાલન થતું, પત્નીરૂપે એ પતિના સમગ્ર જીવનમાં સહચરી બની રહેતી, અને માતા તરીકે એ સર્વ પ્રજામાં આદરણીય લેખાતી. વિધવાના નિર્દેશો ભાષાના પ્રાચીન થરમાં મળે છે.[3] લગ્ન વિક્રયથી કે હરણથી થતાં હશે. वधू એ શબ્દ 'વહન'નો નિદર્શક છે.

ઇન્ડોયુરોપિયન ધર્મમાં અજ્ઞાત તત્વના મંગલ સ્વરૂપની પૂજા થતી. ઇશ્વરની એમની કલ્પના અમર, પરમ કલ્યાણકારી તેજસ્વી તત્ત્વ તરીકેની હતી, જો કે ઘણી વાર ઈશ્વરમાં માનવસ્વરૂપ અને માનવભાવોનું આરોપણ થતું હશે. ઇશ્વર-પિતાની, द्यौः पिता Jupiter ની ભાવના પણ ત્યારે અસ્તિત્વમાં હશે. આત્મામાં અને પૂર્વ જન્મમાં આદિ આર્યો માનતા. પિતૃપૂજા એમનું ધ્યાન ખેંચતું લક્ષણ છે. અગ્નિનો એમને પરિચય હતો. યજ્ઞ એ પૂજાનો પ્રાચીન પ્રકાર હતો.

જે વૃક્ષો[4] અને પ્રાણીઓનો[5] આદિ આર્યોને પરિચય હતો તેમનો નિર્દેશ આગળ કર્યો છે. ઘોડાને પાળીને ઉપયોગમાં લીધો એ આર્યોની અતિ મહત્ત્વની સિદ્ધિ છે, કારણ કે એમની પહેલાં બળદ, ગધેડું, ઊંટ વગેરે ધીમી ગતિવાળાં પ્રાણીઓ વાહન તરીકે વપરાતાં. ઘોડાના

---

૩ સં. विधवा, લ. vidua, ગો. widuwo ઇ૦

૪ ઓક, પાઈન, નેતરની જાતનાં, ગુંદર આપતાં અને અન્ય થોડાં વૃક્ષો.

૫ પાળેલાંમાં ગાય, ઘેટું, બકરી, ઘોડો, કુતરો, અને ડુક્કર આર્યોને જાણીતાં હતાં. પાળેલાં પ્રાણીઓ એ જ ધન ગણાતું. જેમકે गवेषण એટલે 'ધનની શોધ'; લ. pecunia (સં. पशु—પૈસો)

ઉપયોગથી ગતિ ઘણી વધુ થઇ, અંતરો ઘટયાં અને સંસ્કૃતિવિનિમય ત્વરિત અને સબળ બન્યો. આર્યોના દિગ્વિજયનો યશ પણ કેટલેક અંશે અશ્વ જેવા શીઘ્ર ગતિવાળા વાહનને આભારી છે.

આદિ આર્યોનાં ઘર લાકડાનાં, થાંભલા અને છાપરાવાળાં હતાં, ને એમનાં આયુધો પત્થરનાં કે ત્રાંબાંનાં હતાં. આદિ આર્યોના સમયને માનવવંશશાસ્ત્રીઓ પત્થર-ત્રાંબાંના યુગ (Stone Copper Age)માં મૂકે છે.

પૈસાને બદલે ગાયો જેવાં પશુઓનો વિનમય થતો. પાળેલાં ઢોર અને એમના ગવ્યાદિકથી ગુજરાન ચાલતું. એમના માંસમાંથી પણ કેટલીક વાનીઓ બનતી. માટીનાં કે લોઢાનાં વાસણોમાં ખુલ્લા અગ્નિ ઉપર રાંધવામાં આવતું. એમના ચામડાંમાંથી પોષાક થતા. ઊનમાંથી પણ વસ્ત્રો બનાવાતાં. વણવાનું ને સીવવાનું એ જાણતા. સં. મધુ Gr. Méthu, OHG. metu ઇત્યાદિથી કોઇ મધુર મદ્યનો પેય તરીકે ઉપયોગ સૂચવાય છે.

પશ્ચિમના એટલે યુરોપિયન આર્યોએ ખેતી કરવાનું વ્હેલું શરૂ કર્યું. ઇન્ડોઇરાનિયન લોકોએ ખેતી મોડી ગ્રહણ કરી.

શિકાર સુપરિચિત વિનોદનું સાધન હતું, અને વરુ, રીંછ, ઓટર (Otter, સં. उद्र સસલાં) વગેરે પ્રાણીઓનો શિકાર થતો; અન્ય હિંસક પ્રાણીઓની પ્રાચીન આર્યોને જાણ નહોતી.

ગામો વચ્ચે વેપાર થતો; અને ઋગ્વેદના પણિ લોકો જેવા પરદેશીઓ એ ચલાવતા. માપવાને માપ રહેતાં. લુહાર, કુંભાર, સુતાર વગેરે કારીગરોના નિર્દેશો મળે છે.

સમયના વિભાગ પણ આર્યોએ કર્યા હતા. આદિ ઇન્ડોયુરોપિયનમાં હેમન્ત ઋતુ વર્ષની સૂચક હતી. સં. हिमा Gr. kheimlón Lt. hiems, અર્થાત્ શિયાળો. હિન્દમાં પ્રવેશ્યા પછી એ બદલીને વર્ષા ઉપરથી આર્યોએ વર્ષ એનામ આપ્યું. માસ અને રાત્રિદિવસ એ નાના વિભાગો હતા. (સં. दाघ, ગૉ tag, અં. day; સં. नक्त, જર્મન nacht, અં. night,) સપ્તાહને માટે ઇન્ડોયુરોપિયનમાં સામાન્ય શબ્દ નથી.

પ્રાણને માટે પ્રાણ લેવાનો એ યુગ હતો. જો કે ઘણી વાર ખૂનના બદલામાં દંડ આપ્યાથી ચાલતું.

**આદિ ઇન્ડોયુરોપિયન પ્રજાનાં સ્થળાંતરો**—આદિ ઈન્ડોયુરોપિયન પ્રજામાંથી મૂળવતનમાંથી પ્રથમ સ્થળાન્તર (migrations) કરનાર હિટાઇટ (Hittite) લોકો હતા. હિટાઇટ લોકો દક્ષિણ તરફ આવ્યા અને એશિયા માઈનરમાં ત્યાંની મૂળ પ્રજાઓને પરાસ્ત કરીને સ્થિર થયા (ઇ. સ. પૂર્વે ૨૦૦૦ ની આસપાસ કે જરા વહેલા). એમની ભાષામાં પણ અન્ય પ્રજાઓના સંપર્કે કેટલુંક રૂપાન્તર થયું. એમની પછી ઈન્ડોઇરાનિયન લોકો નિકળ્યા અને ઇ. સ. ૨૦૦૦ના અરસા સુધીમાં મેસોપોટેમિયામાં આવી પહોંચ્યા. પછી થોડે સમયે આદિવતનના પશ્ચિમ પ્રદેશોમાં જામેલી, અને પૂર્વ યુરોપ, પોલેન્ડ, અને કાર્પેથિયન ઇ૦ પ્રદેશોમાં વિસ્તરેલી હેલેન (Hellenes) પ્રજાએ બાલ્કન પ્રદેશોમાં થઇને દક્ષિણમાં ગ્રીસ અને પશ્ચિમ એશિયામાઇનરમાં સંક્રમણ કર્યું અને ત્યાંની પ્રાગાર્ય પ્રજાની સાથે ભળીને પ્રાચીન ગ્રીક સંસ્કૃતિ ઘડી, ઇ. પૂ. ૧૦૦૦. પૂર્વ અને ઉત્તર જર્મનીમાં વસેલી આર્ય ટોળીઓ એંગલ અને સૅક્ષન (Angles & Saxons) રૂપે ઇંગ્લાંડમાં, આઇસલૅંડમાં, ડેન્માર્ક, સ્વીડન અને નોર્વે વગેરે પ્રદેશોમાં વિસ્તરી.

ઇન્ડોઇરાનિયન પ્રજાના પરિભ્રમણમાં ઉત્તર એશિયા માઇનરનાં બોગેઝ કૂઇ(Boghez Koi)ના મૃત્તિકા લેખો (ઈ. સ. પૂર્વે ૧૪૦૦) એક અતિ મહત્ત્વનું સીમાચિહ્ન રજ કરે છે. એ મિતાન્નિ (Mitanni cf સં. मिन्नाणि) નામના લોકોએ પ્રાચીન બેબિલોનિયન લિપિમાં લખેલાં છે. એમાં ઈન્દર (In-da-ra, સં. इन्द्र), મિઇતર (Mi-it-ta-ra, સં. मित्र), ઉ-રુ-વન-અ (U-ru-wan-a, સં. वरुण) અને ન-સ-અત-તિ-ય (Na-sa-at-ti-ya, સં. नासत्यौ) ઈ૦ દેવતાઓના નિર્દેશ છે. આ ઉપરથી લાગે છે કે ઈ. સ. પૂર્વના દ્વિતીય સહસ્રાબ્દમાં મેસોપોટેમિયા અને બેબિલોનિયાના પ્રદેશોમાં એવી પ્રજા રાજકારણ અને સંસ્કૃતિમાં અગ્રસ્થાને હતી, જે વૈદિક દેવતાઓ પૂજતી, જેમનાં નામ સંસ્કૃત ઈરાનિયન જેવાં હતાં, અને જેની ભાષા વૈદિક ભાષા કરતાં

પૂર્વરૂપની, જેને વૈદિક કરતાં ઇન્ડો ઇરાનિયન કહી શકાય તેવી હતી. એમાં વપરાયેલાં શિમલિઅ (Śimalia), શુવરદત (Śuwardata) જેવાં રૂપો વૈદિક સંસ્કૃત हिमाल અને स्वरदत्त થી અવશ્ય પ્રાચીન છે.[૬] આમ મિતાની જેવી[૭] કેટલીક ટોળીઓ એશિયામાઇનરમાં જ કાયમી વસવાટ કરીને રહી, અને ત્યાંની પ્રજાની સાથે તદાકાર થઇ ગઇ, તો અન્ય ટોળીઓ, ખાસ કરીને પર્શુ, મદ્દ, શક ઇ૦ ટોળીઓ પૂર્વમાં આગળ વધી અને ઇરાનમાં વસીને પર્શ્યન, મીડ વગેરે પ્રજાઓ બની અને પ્રાચીન પર્શ્યન સંસ્કૃતિ ખિલાવી. શક લોકો ઉત્તર ઇરાનમાં અને ત્યાંથી દક્ષિણ રશિયામાં પ્રસર્યા. કેટલીક ભૃગુ, ભરત, મદ્ર, કુરુ જેવી ટોળીઓ હજી પણ પૂર્વમાં આગળ ચલી અને હિંદમાં પંચનદ (પંજાબ)ના પ્રદેશમાં ધીમે ધીમે વસી. વેદમાં આ પ્રદેશનો ઉલ્લેખ નથી, કારણ કે આબોહવા, ભૌગોલિક પરિસ્થિતિ, અને આદિ વસાહતીઓ (દાસ કે દસ્યુ લોકો) પૂર્વ ઇરાન અને ઉત્તર હિંદમાં એક જ રૂપના હતા તેથી સ્થળાન્તર કરનાર આર્યોને પોતે ઇરાનથી ભિન્ન એવા કોઇ દેશમાં આવ્યા છે એવું ભાન થયું નહોતું. ઇરાનમાં ઇન્ડોઇરાનિયન સંસ્કૃતિ, અગ્નિપૂજક, સોમપી, ઋચાઓ અને ગાથાઓ સર્જતી પ્રાગ્વૈદિક સંસ્કૃતિ, વિકાસ પામી. આર્યોનો હિંદમાં પ્રવેશ ઇ. સ. પૂર્વે ૧૫૦૦ થી બહુ વહેલાં થયો હોય એમ ઇન્ડોયુરોપિયન પ્રજાઓના પરિભ્રમણનો ઇતિહાસ જોતાં લાગતું નથી. વૈદિક આર્યોએ પંચનદમાં દેવો અને વીરોની પ્રશસ્તિગાથાઓ (नराशंस गाथा) રચી. વૈદિક ભાષાના સ્વરૂપ વિષે સંક્ષિપ્ત નોંધ આગળ લઇશું.

**આદિ ઇન્ડોયુરોપિયન ભાષા**—ભાષાશાસ્ત્રીઓએ આર્ય ભાષાઓના પ્રાચીન નમૂનાઓ જોઇ એમની સ્વરવિક્રિયા વગેરેનાં વલણો ધ્યાનમાં લઇ એમને ચાલે ચાલે પાછળ ચાલી એ નમૂનાઓ ઉપરથી આદિમ ઇન્ડોયુરોપિયન ભાષાનું એક સર્વસાધારણ આદિ સ્વરૂપ કલ્પવાનો પ્રયત્ન કર્યો છે. એ પુનર્ઘટના (reconstruction) નાં ઐતિહાસિક

૬ જુઓ Chatterji. I nt. 15

૭ Harri, Manda અને Kassite લોકો આ રીતે એશિયામાઇનરમાં સદાને માટે વસ્યા.

નિદર્શન મળતાં નથી, તેમ એમાં ભિન્નભિન્ન કાળની આદિ ભાષાના થરોનો સંકર હશે, છતાં એકંદરે એ આદિમ ભાષાસ્વરૂપથી બહુ વિદૂર હોવાનો સંભવ નથી. આદિમ ઇન્ડોયુરોપિયનનું સ્વરૂપ એ યુરોપિયન ભાષાશાસ્ત્રીઓનો પ્રિય વિષય છે અને એમાં પુષ્કળ સંશોધન થયું છે.[૮] અહીં એના સ્વરૂપની યથાસ્થિત ચર્ચા કરવી શકય નથી; માત્ર થોડાંક મહત્ત્વનાં સૂચક લક્ષણોનો નિર્દેશ કરીને વિરમીશું. પ્રાચીન ઇન્ડોયુરોપિયનમાં આદિ ભાષાસ્વરૂપોમાં હોય છે તેમ પદરૂપોનું બાહુલ્ય હતું અને ક્રિયાના અપૂર્ણ, પૂર્ણ, પુનરાવર્તિત વગેરે કેટલાયે ભિન્ન ભિન્ન સ્વરૂપો દર્શાવવાની શક્તિ તો ખરેખર વિલક્ષણ હતી. આરંભમાં જાતિ કુદરતી હતી, અને એ જાતિપ્રત્યયોના સાદૃશ્યથી કૃત્રિમ વ્યાકરણજાતિ ( grammatical gender ) ઉદ્‌ભવી. એમાં કંઠ્ય વર્ણોના ત્રણ વિશિષ્ટ સ્વરૂપના સમૂહ (sets) હતા: q, qh, g, gh, ṅ વગેરે કંઠ્ય ઉચ્ચારો જેમાંથી સંસ્કૃત કંઠ્યવર્ણો કાળક્રમે નીકળ્યા; અને $q^w$, $q^wh$, $g^w$, $g^wh$ વગેરે ક્વ ખ્વ જેવા ફારસી અરબી કદર, ખયૂર, ગયૂબ જેવા-કંઠ્યોષ્ઠ્ય ઉચ્ચારો; અને એક વિલક્ષણ પ્રકારના કંઠ્ય-તાલવ્ય ( velar ) ઉચ્ચારો હતા, જે સામાન્ય રીતે k̂, k̂h, ĝ ઇ૰ સંજ્ઞાઓથી દર્શાવવામાં આવે છે. એ સામાન્ય રીતે इ, ए જેવા પુરઃક્ષેપક (throwing forward) સ્વરોની સાથે આવેલા અતિ પુરાતન કંઠ્ય વર્ણો હતા. એમાંથી સ્વરના પુરઃક્ષેપક વલણથી કે અન્યથા કાળક્રમે ś ( શ ), śh ( શ્હ ), ž (pleasure ના જેવો श्ज ) જેવા પુરઃક્ષેપક વર્ણો ઉદ્‌ભવ્યા. દંત્ય અને ઓષ્ઠ્ય વર્ણો એમાં સંસ્કૃતથી ખાસ વિભિન્ન રૂપના નહીં હોય. પ્રલંબ ધ્વનિ ( continuant or voiced ) વર્ણોમાં s ( સ ) એ એક જ હતો જેનો રણકાર-યુક્ત વર્ણો સાથે z ( श्ज ) જેવો ઉચ્ચાર થતો. l અને r એ બે અર્ધસ્વરો હતા. મહાપ્રાણ ( હ ) ધ્વનિ એમાં હતો નહીં એ નોંધપાત્ર

---

૮ જુઓ Karl Brugmann, Hermann Hirt, Antoine Meillet, Joseph Wright, Carl Darling Buck, Albert Thumb A Walde, Albert Carnoy વગેરેના ગ્રંથોની સંદર્ભસૂચિ—Chatterji, Ibid., p. 251.

છે. a (કંઠ્ય અ, જેનો ઉચ્ચાર કેટલેક અંશે ત્વરિત વિવૃત ઑ જેવો થતો હશે), e (એ, જેમાં વિવૃત તત્ત્વ સંભવે છે), o (ઓ) એ પ્રાથમિક સ્વરો અને i અને u (ઈ અને ઉ) એ દ્વૈતીયિક સ્વરો જે સંયુક્તાક્ષરોમાં વિશેષ આવતા અને જેમની સાથે ય્ વ્ એ અર્ધસ્વરો સંકલિત હતા—એ ઇન્ડોયુરોપિયનના વ્યાપક સ્વરધ્વનિઓ હતા, અને એમનાં હ્રસ્વ અને દીર્ઘ બંને રૂપો પ્રચલિત હતાં. હાલની હિંદની આર્ય ભાષાઓમાં અસ્વરિત અ હોય છે (જેમકે રમત ramət) એવો અસ્ફુટ ə સ્વર પણ વિપુલ પ્રમાણમાં વપરાતો અને એવા અન્ય અસ્ફુટ સ્વરો પણ ઇન્ડોયુરોપિયનમાં સખ્યાંબંધ હતા.

વ્યવસ્થિત સ્વરવિકાર (Ablaut)[૯] કે સંપ્રસારણ એ પ્રાચીન ઇન્ડોયુરોપિયનનું આગળ પડતું લક્ષણ છે. અતિપ્રાચીન ઇન્ડોયુરોપિયનમાં સ્વરભાર રૂપ પ્રયત્ન (stress accent) હતો, જેમાંથી ધીમે ધીમે આરોહ રૂપ પ્રયત્ન (pitch accent) ઉદ્ભવ્યો.

ભાષાબંધારણમાં (morphology) ઇ–યુ માં ત્રણ વચન (પ્રકૃતિમાં એના યુગ્મમાં અસ્તિત્વવાળા પદાર્થો માટે, અને પછીથી સાધારણ રીતે કોઇ પદાર્થો માટે વપરાતા દ્વિવચન સાથે) અને આઠ વિભક્તિઓ હતી, જે ભિન્ન ભિન્ન અનુગો વડે દર્શાવાતી. સર્વનામનાં કેટલાંક વિલક્ષણ વિભક્ત્યન્ત રૂપો બનતાં. જાતિના સૂચક સ્વરાન્તો (જેમ ગુજરાતીમાં નરજાતિ માટે ઓકારાંત, અને નારીજાતિ માટે આકાર-ઇકારાંત છે તેવા) નહોતા સ્થિર થયા. સંખ્યાંકમાં દશક પદ્ધતિ પ્રચલિત હતી, અને દર્શક સર્વનામમાંથી 'એક' અંક ઉદ્ભવ્યો. ક્રિયાપદોના કાળ અને અર્થ આદિ ઈ–યુ માં ક્રિયાપદ અને પ્રત્યય વચ્ચે આવતા અનુગોથી દર્શાવાતા, જે સંસ્કૃત ક્રિયાપદોમાં વિકરણ પ્રત્યયરૂપે અવશિષ્ટ છે. ભવિષ્યકાળ હજી બંધાયો નથી; ભવિષ્ય અને અદ્યતનભૂત સંપૂર્ણ ક્રિયાવાચક રૂપોમાંથી પછીથી બન્યા. ભાર દર્શાવવાને ધાતુના રૂપનો અભ્યાસ (reduplication) થતો, જેમાંથી કેટલાક ખાસ પ્રત્યયોને યોગે

૯ હિંદી ભાષાવૈજ્ઞાનિકો આને માટે 'અપશ્રુતિ' પર્યાય યોજે છે, જે અપનાવવા જેવો છે.

પૂર્ણભૂતકાળ બન્યો. કેટલાક ધાતુઓમાં ભૂતકાલીન ક્રિયા દર્શાવવાને 'અ' આગમ આવતો.[10] ઈચ્છાવાચક, પ્રેરક અને પુનરાવૃત્તિવાચક અર્થો ધાતુના વર્ણો બેવડાવીને (અભ્યાસથી) બનાવાતા. સત્વભેદ આદિ ઈ-યુમાં નહોતો, એ reflexive-આત્મનેપદમાંથી પછીથી આવ્યો. હેત્વર્થો વિવિધ પ્રકારના ઇ-યુ માં હતા. અવ્યયપદો અને ઉપસર્ગાદિકની ઈ-યુ માં કમી ન હતી; એમના અવશેષ સંસ્કૃત ઉપસર્ગાદિકમાં મળે છે.

વિવિધ શબ્દોને એકત્રિત કરીને સમાસ બનાવવાની ક્રિયામાં ઇ-યુ નું લાક્ષણિક સામર્થ્ય પ્રગટ થતું. શબ્દકોશમાં ઈ-યુ આર્યો બહુ ઉદાર હતા: યુરલ, આલ્તાઇક, સુમેરિયન, એકેડિયન અને સેમિટિક ભાષાઓમાંથી એમણે કેટલાયે નવા શબ્દો લીધા છે. ઉ. ત. गौ સુમેરિયન gu માંથી, परशु: એકેડિયન pilaqqu માંથી.

**ઈન્ડોયુરોપિયનમાંથી ઉદ્‌ભવેલી ભાષાઓ**—આદિમ ઇન્ડોયુરોપિયનમાંથી[11] નીચે પ્રમાણે ભાષાકુલો ઉત્પન્ન થયાં છે.

**ગ્રીક**—હોમરની અને પ્રાચીન ઉત્કીર્ણ લેખોની પ્રાચીન ગ્રીક ભાષા ઇ. સ. પૂર્વની સાતમી સદી જેટલી જૂની છે. એના આયોનિયન, ડોરિક, કોઈને (koinê, જેમાંથી અર્વાચીન ગ્રીક નીકળી છે) વગેરે પ્રભેદો છે. એમાં ઇ-યુ ત્વરિતોચ્ચાર્ય મૃદુ (liquid) ṛ ḷ ના ar અને al, j નો dj, k વડે પૂર્ણભૂત estōka (સં. तस्थौ), અને thēn (then) વડે અદ્યતનભૂત બને છે, edothen.

**લૅટિન ઇ૦ ઈટાલિક ભાષાઓ**—લૅટિનના ઇ. સ. પૂ. ૨૦૦થી ૩૦૦ જેટલા પ્રાચીન લેખો મળે છે. એમાં મૂળ ṇ ṃ ના en em. ṛ, ḷ, ના or ol, bh dh ના f th થાય છે. જેમકે સં. भरामि, લૅ૦ fero, સં. असत् લૅ. ezum ઇ૦.

---

૧૦ સરખાવો સંસ્કૃત અદ્યતન, હ્યસ્તન અને ક્રિયાતિપત્યર્થનાં ક્રિયારૂપોનો આગમ અ.

૧૧ હિટ્ટાઈટ (Hittite) એ ઈન્ડોયુરોપિયન જેટલી પ્રાચીન, અને એ જ કુળની ભાષા હોઈ, એ ઈન્ડોયુરોપિયનની પુત્રી નહીં પણ ભગિની સમી છે. એનું અને ઈન્ડોયુરોપિયનનું મૂળ એથીએ પ્રાચીન કોઈ ઇન્ડો-હિટ્ટાઈટ અતિ પ્રાચીન ભાષામાં હોઇ શકે.

**કેલ્ટિક ભાષાઓ**—કેલ્ટિક ભાષાસમૂહમાંથી માત્ર ગૅલિક (Gallic) ના અવશેષો આયર્લૅન્ડમાં કેટલાંક વિશેષનામોમાં મળે છે. બ્રિટાનિક, વેલ્શ, કોર્નિશ, ઇ૦ કેલ્ટિકસમૂહની ભાષાઓ છે. એમાં ṛ ḷ ના ri li અને e નો i થાય છે. જેમ કે राजा, લૅ. rex, કેલ્ટિક rix. આના નિર્દેશો ઇ. સ. ની ચોથી સદીથી મળે છે.

**જર્મૅનિક ભાષાઓ**—આ સમૂહની સૌથી પ્રાચીન ભાષા ગૉથિકનો ઇ. સ. ની ચોથી સદીનો લેખ બાઇબલના ગૉથિક અનુવાદ-રૂપે મળે છે. ઉત્તરજર્મૅનિકમાંથી સ્વીડીશ, આઇસલેન્ડિક, નૉર્વેજિયન, ડેનીશ ભાષાઓ નીકળી છે, જેમનાં લગભગ એટલાં જ જૂનાં ઉદાહરણો મળે છે. પશ્ચિમ જર્મૅનિકમાંથી ફ્રિસિયન અને જની અંગ્રેજી ભાષા નીકળી. ઈ. સ. ની આઠમી સદીની હાઈ જર્મૅનિકમાંથી હાલની જર્મન ભાષા, અને નવમી સદીની લો જર્મનમાંથી હાલની ડચ ભાષા ઉદ્ભવી છે.

જર્મૅનિક ભાષાઓમાં ṇ ṃ ṛ ḷ નાં un, um, ur, ul થાય છે. જેને ગ્રિમનો નિયમ (Grimm's Law) કહેવામાં આવે છે તે સ્વરવિક્રિયાનું નિદર્શન આ ભાષાઓમાં મળે છે.

**આર્મિનિયન**—આર્મિનિયન ભાષામાં ઇ. સ. ની ૫ મી સદીમાં થયેલા બાયબલના અનુવાદ દ્વારા એનું સ્વરૂપ જાણવાનું મળે છે. મધ્યવર્તી i u નો લોપ hinoy નું hnoy, ṇ ṃ ના an am અને વર્ગીય તૃતીય વ્યંજનોને સ્થાને પ્રથમ વ્યંજન ( સં. दंश, tasn ) ઇ૦ આ ભાષાનાં લક્ષણો છે.

**બાલ્ટો સ્લાવોનિક અને આલ્બેનિયન ભાષાસમૂહ**—

બાલ્કન દ્વીપકલ્પમાં બાલ્ટોસ્લાવોનિક ભાષાઓ, અને એના વાયવ્ય ભાગમાં આલ્બેનિયન ભાષા બોલાય છે. બાલ્કન ભાષાઓનો સૌથી પ્રાચીન લેખ નવમી સદીમાં થયેલો બાઇબલનો અનુવાદ છે. એના બાલ્ટિક પ્રભેદમાંથી લિથુએનિયન, લૅટ્ટીશ, અને જૂની પ્રશિયન, અને સ્લાવોનિક પ્રભેદમાંથી રશિયન, પ્રાચીન સ્લાવોનિક, બલ્ગેરિયન, સર્બિયન, સ્લોવેનિયન ઈ૦ ઝેક અને સ્લોવૅક, પોલિશ,

પોલેબિયન ભાષાઓ નીકળી છે. આલ્બેનિયનનો પરિચય પ્રમાણમાં મોડો, સત્તરમી સદીથી થયો, એથી એનું પ્રાચીન સ્વરૂપ જળવાયું નથી.

આ ભાષાઓમાંથી કેટલીકમાં ṛ ṛ ના in ir થાય છે, તેમ સંયુક્તાક્ષરોનું ઋજુકરણ (simplification) થાય છે.

**તોખારિયન**—આ ભાષા સૌથી છેલ્લી (૧૯૦૨–૫ સુધીમાં) જર્મન વિદ્વાનોના તુર્કાનના સંશોધન-પ્રવાસ (expedition) થી જાણવામાં આવી છે. ગ્રીક લેખકોને આ પ્રજાની માહિતી હતી, જેમને એમણે Tokharoi નામ આપ્યું હતું. સં. शतम् નો kandh, સં. दश, dek ઈ૦ તોખારિયનના નમૂના છે.

**ઇન્ડોઈરાનિયન ભાષા**—વેદની અને અવસ્તાની (તથા ઇ. સ. પૂર્વ છઠ્ઠી સદીના ડેરિયસના ઉત્કીર્ણ લેખોની) ભાષાને ઇન્ડોઇરાનિયન એવું સામાન્ય નામ આપ્યું છે. એની થોડીક વિશેષતાઓની આગળ ચર્ચા કરીશું.

ઇન્ડોયુરોપિયનમાંથી પ્રગવેલી આ ભાષાઓના બે મુખ્ય વર્ગ પડે છે: એક ઇન્ડોઇરાનિયન, આર્મિનિયન, આલ્બેનિયન, બાલ્ટો–સ્લાવોનિક ભાષાઓનો વર્ગ, જેમાં ઇ-યુ કંઠ્યતાલવ્ય k̂ નો s ઉચ્ચાર થાય છે (ઇ યુ k̂etəm, સં शतम्); અને બીજો ગ્રીક, લૅટિન, જર્મેનિક, કૅલ્ટિક અને તોખારિયન ભાષાઓનો વર્ગ, જેમાં k̂ નો શુદ્ધ કંઠ્ય c (=k) ઉચ્ચાર થાય છે (ઇ. યુ k̂etəm, લે. centum, ઉચ્ચાર કેન્તુમ્). આ કંઠ્યધ્વનિના વિકાસને ભેદક લક્ષણ ગણીને ભાષાશાસ્ત્રીઓએ પહેલા ઇન્ડોઇરાનિયન આદિ વર્ગને શતમ્ વર્ગ (satem group) અને ગ્રીકલૅટિન આદિ વર્ગને કેન્તુમ્ વર્ગ (centum group) એવાં નામ આપ્યાં છે.

**ઇન્ડોઇરાનિયન ભાષાનું સ્વરૂપ**—ઉપર દર્શાવ્યા પ્રમાણે ઇ–યુ કંઠ્યતાલવ્ય ધ્વનિના ઇન્ડોઇરાનિયનમાં શ, શ્હ, શ્ઝ વગેરે અંતઃસ્થ spirant ધ્વનિઓ બન્યા; ઇ, ઉ ને યોગે ઇ-યુ સ્ ને સ્થાને શ્ અસ્તિત્વમાં આવ્યો; કંઠ્યોષ્ઠ્ય ($q^w$) અને અતિકંઠ્ય (q) વર્ણોના સાદા કંઠ્ય (k) વર્ણો થયા, જે ઇ એ જેવા તાલવ્ય સ્વરોની

સાથે આવતાં ચ, છ, ઇ૦ તાલવ્ય વર્ણોમાં રૂપાન્તર પામ્યા; તેમજ ઇ-યુ સ્વરસમૃદ્ધિ ઘટીને હ્રસ્વ ને દીર્ઘ a e o ના a ā (અ, આ) થયા અને નિર્બળ ə ધ્વનિનો i (ઇ) થયો. આમ મૂળ ઇ-યુનું સ્વરૂપ ઇન્ડોઇરાનિયનમાં ઘણું ફરી ગયું.

ઇન્ડોઇરાનિયન સ્થિતિ મેસોપોટેમિયામાં મિટાની પ્રજાના લેખોથી, અર્થાત્ ઇ. સ. પૂર્વ ૧૪૦૦ના અરસાથી મળે છે, એટલે એનો ઉદ્‌ગમ ઈ. સ. પૂર્વ ૨૦૦૦માં મૂકી શકાય. ગાયત્રી જેવા કેટલાક મંત્રો મેસો-પોટેમિયા કે ઇરાનના નિવાસ દરમિયાન રચાયા હોવાનો સંભવ છે. છંદરચના વૈદિક છંદો જેવી, પણ વધુ સ્વતંત્ર રૂપની, હશે.

વૈદિક ને પુરાણ સાહિત્યમાં અસુરોનો સમર્થ સ્થપતિ અને અત્યંત નિષ્ઠુર યોદ્ધાઓ તરીકે નિર્દેશ મળે છે. આ અસુરો એ પ્રાચીન ઍસિરિયનો હોવાનો ઘણો સંભવ છે. એમની પાસેથી આર્યોએ કેટલાંક સંસ્કૃતિ-અંગો, વિશેષે તો સ્થાપત્યકળા મેળવી. અથર્વવેદમાં કેટલાક શબ્દોનું ઍસિરિયન શબ્દો સાથે અત્યન્ત સામ્ય છે.[૧૨] ઇરાનમાંના વસવાટ પછી ધર્મના આચારને કે અન્ય કોઇ કારણે આર્યોની શાખાઓમાં ફાટ પડી, અસુરપૂજકો (અહુરમઝ્દ) ઇરાનમાં રહ્યા અને દેવપૂજકો દસ્યુ પ્રજાને પરાસ્ત કરીને પંચનદના પ્રદેશમાં આવીને વસ્યા. દસ્યુઓના સંપર્કે વૈદિક આર્યોની ભાષા ઉપર અસર કરી. ઋગ્વેદની ભાષાએ અનાર્ય પ્રજાઓ પાસેથી મૂર્ધન્ય વર્ણો મેળવ્યા. એ ઉપરાંત नाम् એ ષષ્ઠીપ્રત્યય, અને तु અને न्तु એ આજ્ઞાર્થના પ્રત્યયો નવા દાખલ થયા. વર્તમાન પ્રથમપુરુષ એકવચનમાં मि પ્રત્યય વ્યાપક બન્યો (ઇ-યુમાંથી ઇ-ઇરાનિયન સ્થિતિ સુધી o-પ્રત્યય હતો).[૧૩] શબ્દભંડોળમાં પણ પુષ્કળ વૃદ્ધિ થઇ. આમ ઇ-યુમાંથી ક્રમશઃ ઇન્ડોઇરાનિયન દ્વારા વૈદિક સંસ્કૃત ભાષા વિકાસ પામી.

---

૧૨ જુઓ ભાંડારકર કોમેમોરેશન વોલ્યુમ, પૂના, ૧૯૧૭ માં લોકમાન્ય બાલગંગાધર તિલકનો લેખ, પૃ. ૩૩.

13 Cf. Chatterji, Ibid., p. 28.

## પ્રકરણ અગીઆરમું
## વૈદિક અને લૌકિક સંસ્કૃત

આપણે આગળ જોઈ ગયા કે ઇન્ડોઈરાનિયન શાખામાંથી વૈદિક આર્યો સાંપ્રદાયિક ભિન્નતાને કે અન્ય કારણે છૂટા પડીને પૂર્વમાં વિસ્તર્યા અને પંચનદના પ્રદેશમાં આવી વસ્યા. પંજાબમાં એમને દાસ કે દસ્યુઓ સાથે ભીષણ યુદ્ધો થયાં હશે એમ વૈદિક સાહિત્યના કેટલાક નિર્દેશો પરથી લાગે છે. તેમ જ મોહેન—જો—દારો અને હરાપ્પાના પ્રાગાર્ય લોકો, જે એમની સંસ્કૃતિ પરથી તેમ જ બલુચિસ્તાનના બ્રાહુઇ (Bruhui) લોકોની દ્રવિડી સ્વરૂપની ભાષા ઉપરથી, દ્રવિડિયન હોવાનો સંભવ લાગે છે, તેમની સાથે પણ વૈદિક આર્યો સંઘર્ષમાં આવ્યા હશે. આર્યોનું પહેલું થાણું સિંધુસિંચિત પંચનદ (પંજાબ) ના પ્રદેશમાં નંખાયું, અને ત્યાં જ વૈદિક સંસ્કૃતિ પૂર બહારમાં ખીલી.

કેટલાક ડૉ. હર્નલ અને સર જ્યોર્જ ગ્રિયર્સન જેવા વિદ્વાનો આર્યોનાં બે દલ ભિન્ન ભિન્ન સમયે ભારતવર્ષમાં ઊતરી આવ્યાં હતાં એવી સંભાવના[1] રજૂ કરે છે. એમના મત પ્રમાણે આર્યોના પ્રથમ દલે આવીને મધ્ય દેશમાં એટલે કે ગંગાયમુનાની અંતર્વેદિ (Gangetic doab) ના પ્રદેશમાં પોતાનો ઉપનિવેશ[2] સ્થાપ્યો. એમની પછી એકાદ શતકે દ્વિતીય દલના આર્યો હિંદમાં આવ્યા, અને પ્રથમ દલના આર્યોને હરાવી ચારે તરફ ધકેલી મૂકીને, એમના મધ્ય દેશના નિવાસસ્થાનને કબજે કરી ત્યાં જ વસવાટ કર્યો. આ દ્વિતીય દલના આર્યોએ વેદની રચના કરી. આ પ્રકારની કલ્પના કર્યા વિના મધ્યદેશની ચારે તરફ આવેલા પંજાબ સિંધ ગૂજરાત રાજપૂતાના, મહારાષ્ટ્ર, અયોધ્યા, બિહાર, બંગાળ અને ઉડીસાની અર્વાચીન ભાષાઓની પરસ્પર સમાનતા અને એ સર્વની મધ્યદેશની આધુનિક ભાષા (પાશ્ચાત્ય હિન્દી) થી

---

૧. આ તર્ક ભાષાશાસ્ત્રીઓમાં inner and outer band of Aryans thory તરીકે જાણીતો છે.

૨. Colony, સંસ્થાન.

વિભિન્નતા સમજાવી શકાય તેમ નથી. ડૉ. સુનીતિ કુમાર ચાતુર્જ્યાં[૩] જેવા પંડિતોએ આ સંભાવનાની નિર્બળતા દર્શાવી છે કે અર્વાચીન ભાષાઓ, જેમના ઉપર નિરનિરાળાં બળોની વ્યાપક અસર થઇ હોવાનો સંભવ છે તેમના પૂરાવા ઉપરથી ત્રણ હજાર વર્ષ પૂર્વેની ભાષાસ્થિતિ વિષે અનુમાનો બાંધવાં નિર્દોષ ગણી શકાય ખરાં ? ઉપરાંત અશોકના શિલાલેખો જોઇએ તો એમાં ઉત્તર અને પશ્ચિમ ( Shahbazgarhi, Mansehra, Girnar) પ્રદેશોની ભાષા, મધ્ય અને પૂર્વ (Delhi-Topra, Kalsi, Dhauli Jaugada) પ્રદેશોની ભાષાથી તદ્દન જુદી પડી આવે છે. આમ પ્રાચીન સમયમાં મધ્યદેશની ભાષાની આસપાસના પ્રદેશોની ભાષાથી વિભિન્નતા સ્થાપિત થઇ શકતી નથી.

વૈદિક આર્યોનું હિંદમાં અવતરણ ઇ. સ. ૧૦૦૦ની આસપાસમાં થયું હશે એમ વિદ્વાનો માને છે.[૪] વ્યાસ જે કૌરવપાંડવોથી એક પેઢી પૂર્વકાલીન હતા તેમણે વેદનું સંયોજન કર્યું એવી પરંપરાગત માન્યતાને પરિક્ષિતના સમય એટલે કે આશરે ઇ. સ પૂર્વ ૯૫૦[૫] સાથે ઘટાવતાં વેદરચના ઇ. સ. ૧૦૦૦ થી બહુ પૂર્વકાલીન લાગતી નથી. વસિષ્ઠે કરેલા સુદાસના સંપૂર્ણ કે કેટલેક અંશે વિદેશી ટોળીઓ સાથેના યુદ્ધનું ( દાશરાજ્ઞ યુદ્ધનું) વર્ણન ( જે ઋગ્વેદનો પ્રાચીન ભાગ છે ) અન્ય આર્ય ટોળીઓ અને આર્ય પ્રજાઓના સમકાલીન ઇતિહાસ સાથે મેળવી જોતાં ઈ. સ. ની અગિયારમી બારમી સદીથી પૂર્વનું ન હોઇ શકે એમ લાગે છે. તેવી જ રીતે અવસ્તાના ગાથા જેવા પ્રાચીન ખંડો જે ઝરથુશ્રના સમયના ( ઈ. સ. પૂર્વની સાતમી સદીના અરસાના ) ગણાય છે તેમનું અને વૈદિક સંસ્કૃતિનું અત્યંત સામ્ય બંને લગભગ એક જ ગાળામાં રચાયેલાં એમ સૂચવે છે.

---

૩. Origin & Development of the Bengali Language, Vol. I, Intoduction.

૪. જુઓ : S. K. Chatterjee, Indo-Aryan & Hindi, 1942, pp. 49-54.

૫. જુઓ : H. C. Raychaudhuri, Political History of Ancient India, 1938.

અવેસ્તાની ભાષામાંથી કેટલા જૂજ ઉચ્ચારપરિવર્તનથી વૈદિક સંસ્કૃતમાં રૂપાન્તર થઈ શકે એ નીચેના ઉદાહરણથી[૬] જણાશે.

| અવેસ્તા | વૈદિક |
|---|---|
| तं अमवन्तं यझतम् । | तं अमवन्तं यजतम् । |
| सूरं दामोहु सविश्तम् । | सूरम् धामसु शविष्ठम् । |
| मिथ्रं यझै झोथ्राभ्यो । | मित्रं यजै होत्राभ्यः ॥ |

ડૉ. ગુણેએ વિસ્તારથી અવેસ્તાની ભાષાનું વ્યાકરણ સંસ્કૃત સાથે સરખાવીને આપ્યું છે[૭], જે બન્નેનો અતિ નિકટ સંબંધ[૮] દર્શાવે છે.

આમ વૈદિક સંહિતાઓનું ગ્રથન ઇ. સ. પૂર્વ ૧૦૦૦ની આસપાસમાં થયું હોય એમ લાગે છે, જો કે એમાં બસો, ત્રણસો કે આઠસો વર્ષ પૂર્વની રચનાઓ મૂળ ભાષામાં કેટલાક પરિવર્તન સાથે સમાવેશ પામી હોવાનો સંભવ છે. ડૉ. સુનીતિકુમારે આવી રીતે સંગૃહીત થયેલા કેટલાક પ્રાચીનતર મંત્રોનું આદિમ સ્વરૂપ નીચે પ્રમાણે પુનર્ગ્રથિત (reconstruct) કર્યું છે.[૯]

| વૈદિક | પ્રાગ્વૈદિક[૧૦] |
|---|---|
| अग्निं ईळे पुरोहितं | अग्निम् इझ्दै पुरझ् धितम् |
| यज्ञस्य देवमृत्विजम् । | यझनस्य दैवम् ऋत्वझम् । |
| होतारं रत्नधातमम् । | [૧૧]झोतारम् रत्नधातमम् ॥ |

૬. P. D. Gune, Introduction to Comparative Philology, 1918, p. 118.

૭. Gune, Ibid pp. 118–130.

૮. ડૉ. સુનીતિકુમાર ગાથા અને વૈદિક સંસ્કૃતને 'twin-sisters' કહે છે. જુઓ Indo Aryan & Hindi, p. 54. ડૉ. ગુણે એમને 'sister languages living as dialects of one common language' કહે છે. Gune, Ibid, 130.

૯. S. K. Chatterjee, Ibid. 54

૧૦. આ ઇન્ડોઇરાનિયન ભાષાસ્વરૂપ છે.

૧૧. झ નો ઉચ્ચાર ज़ જેવો (ફ્રા. 'ઝેબ-ઉન—નીસા'ના ઝ જેવો કેટલેક અંશે) સમજવાનો છે.

| | |
|---|---|
| तत्सवितुर्वरेण्यं | तत् सवितुर् वरेनियम् |
| भर्गो देवस्य धीमहि । | भर्गस् दैवस्य धीमधि । |
| धियो यो नः प्रचोदयात् ॥ | धियस् यस् नस् प्रच्यौदयात् ॥ |

ઉપરનાં વૈદિક અને પ્રાગ્વૈદિક ભાષાસ્વરૂપો સરખાવતાં ઇન્ડોયુરોપિયનમાંથી જે વર્ણરૂપાન્તરોથી વૈદિક ભાષા વિકસી તેમનો ખ્યાલ આવે છે. ઇન્ડોયુરોપિયનના વ્યંજનસમૂહો વૈદિક ભાષામાં જળવાઈ રહ્યા છે, જેમાનાં કેટલાક વર્ગીય ચતુર્થાક્ષરો (medial aspirates : ઘ, ભ, ધ) ગ્રીક અને લૅટિનમાં નાશ પામ્યા છે; તો સ્વરસંપત્તિમાં કેટલેક અંશે વૈદિક ભાષામાં ઘટાડો થયો છે. ઇ–યુ short a, e, o (ઇ–યુ e અને o કેટલેક અંશે ગૂજરાતી વિવૃત વર્ગના ઍ અને ઑ ને મળતા આવે છે) વૈદિક સંસ્કૃતમાં નાશ પામ્યા છે, અને એમનું સ્થાન કેવળ સાદા કંઠ્ય अએ લીધું છે. જેમકે ગ્રીક iqqos, લૅટિન equos, વૈ. સં. अश्वः; ગ્રીક ókto, લે. ócto, ગૉ. ahtau, સં. अष्टौ–अष्टा. ઇ–યુ આઠે વિભક્તિઓ અને ત્રણે વચન વૈ. સં. માં જળવાયાં છે, તેમ ધાતુઓના બધા ગણ, કાળ, અર્થ અને અદ્યતનનાં રૂપો પણ વૈ. સં. માં સચવાયાં છે.

વૈદિક સંસ્કૃતમાંથી લૌકિક સંસ્કૃતનો પરિણતિક્રમ ખરેખર રસપ્રદ છે. ઋગ્વેદમાંથી જ વૈદિક ભાષાનું રૂપાન્તર થવાનાં ચિન્હો મળે છે. ઋગ્વેદનાં દસમા જેવાં ઉત્તરકાલીન મંડલો બાદ કરતાં અન્ય મંડલોમાં વૈદિક ભાષાનું પ્રાચીન સ્વરૂપ જળવાયું છે, તો દસમા મંડલમાં વૈદિક ભાષા ઉત્તરકાલીન સંહિતાઓ અને બ્રાહ્મણોના ભાષાસ્વરૂપ તરફ વધારે ઢળે છે. પ્રાચીન મંડલોના શબ્દમાં અનાદિ इ य् उ व् યુગ્મોને સ્થાને દસમા જેવાં ઉત્તરકાલીન મંડળોમાં य् અને व् આવે છે, જેમ કે तुवम् નું त्वम्. પ્રાચીન મંડલોમાં બે સ્વરો સંધિ પામ્યા વિના સાથે આવી શકતા (इयं मनीषा इयमश्विना गीः) એ સ્થિતિ દસમા મંડલમાં વિરલ બની છે, તેમ જ જેમાં શબ્દનો આદિ अ ઉત્તરપદના અંતિમ ए ओ માં ભળી જાય એ અભિનિહિતસંધિ વધુ ને વધુ પ્રમાણમાં દેખા દે છે. દસમા મંડલનું (તેમજ પછીની સંહિતાઓનું) સૌથી વધારે ધ્યાન ખેંચનારું ભાષાલક્ષણ તો પ્રાચીન વૈદિક र् ને

સ્થાને ल् થાય છે એ છે: જેમકે પ્રા. વૈદિક रभ्, रोम, रोहित ને સ્થાને દસમા મંડલ ને પરવર્તી સંહિતાઓમાં लभ्, लोम, लोहित ઇ૦. ઇ-યુ ના અવશેષરૂપ પ્રાચીન વૈદિક ग्रभ् ધાતુનો દસમા મંડલમાં ग्रह् થાય છે. પ્રા. વૈ. जग्रभ, દશમમંડલ जग्राह. પ્રા. વૈ. પ્રથમા બહુ૦ અને તૃતીયા બહુ૦ ના વિભક્તિપ્રત્યયો आसस् અને एभिः ને બદલે લૌકિક સંસ્કૃતના अस् અને ऐः પ્રચારમાં આવે છે. સૌથી વધારે રૂપાન્તર તો શબ્દકોશ (vocabulary)માં થયું છે; પ્રાચીન વૈદિક થરના અનેક, ईम्, अवस्यु विचर्षणि, उर्विया, ऋक्वन्, उदन्, જેવા શબ્દો દસમા મંડલમાં અને પછીની સંહિતાઓમાં અદૃશ્ય થયા છે.

ભાષાવિકાસનું આ વલણ યજુર્વેદમાં અને જૂનાં બ્રાહ્મણોમાં વધારે ને વધારે વેગ લેતું જાય છે, અને ઉત્તરકાલીન બ્રાહ્મણોમાં તો એ લગભગ લૌકિક સંસ્કૃતની કક્ષાએ આવી પહોંચે છે. ઉત્તરકાલીન બ્રાહ્મણોમાં आवम् જેવાં પ્રાચીન રૂપને બદલે લૌ. સં. નું आवाम् વધારે પ્રચલિત બને છે; સંહિતામાં જેનો ઉદ્ગમ મળતો નથી એવો आमन्त्रयां चकार અને પછી आमन्त्रयां आस જેવો periphrastic perfect ( એક શબ્દને બદલે phrase કે શબ્દસમૂહથી દર્શાવાતો પૂર્ણ ભૂતકાળ) ઉદય પામે છે; ઋગ્વેદમાં મળતો, પણ યજુર્વેદમાં ને પ્રાચીન બ્રાહ્મણોમાં લુપ્ત થયેલો વર્ણનાર્થ પૂર્ણભૂત (narrative perfect) વધારે યોજાય છે; અને આત્મનેપદ વિધ્યર્થ (optative) માં જૂના येत ને બદલે यीत અંતવાળાં રૂપો ( कामयीत ઇ૦ ) વધારે પ્રચારમાં આવે છે. ઉધારપક્ષે ઋગ્વેદની રૂપસમૃદ્ધિ (richness in forms) ઓછી થઇ ગઇ છે અને હેત્વર્થ રૂપોનું વૈવિધ્ય ઘટતું જાય છે. આમ યજુર્વેદ અને પ્રાચીન બ્રાહ્મણોના અંતરાલ ક્રમ દ્વારા ઉત્તરકાલીન બ્રાહ્મણોમાં, ઉપનિષદોમાં અને સૂત્ર-ગ્રંથોમાં વૈદિક ભાષા લૌકિક સંસ્કૃતનું રૂપ ધારણ કરે છે. આ સ્વરૂપને ભગવાન પાણિનિએ એમની મહાન વ્યાકરણપ્રણાલિકાદ્વારા સુનિયંત્રિત કરી ( rgulate ) નિબદ્ધ કર્યું એથી એનું સ્વરૂપ નિશ્ચિત (fixed) થઇ ગયું, અને એમાં કાલોચિત રૂપાન્તરની શકયતા ચાલી ગઇ. આ લૌકિક સંસ્કૃતમાં વૈદિક રૂપબાહુલ્ય ઘટી ગયું, સંકેતાર્થનું એક સ્વરૂપ (conjunctive mood) લુપ્ત થયું, અને વિધ્યર્થ વર્તમાન

અને precative માં જ નિયંત્રિત થઇ ગયો. હેત્વર્થનાં तुम् સિવાયનાં तवे, तवै, असे અન્તવાળાં રૂપો, તેમ સંબંધક ભૂતકૃદંતના त्वा સિવાયનાં त्वी, त्वाय, त्वीनम् ઇ૦ નાં રૂપો લુપ્ત થયાં.

ક્રિયાપદના मसि ध्व ए જેવા વર્તમાનના પ્રત્યયો, કે પૂર્ણભૂતનો ત્રીજો પુરુષ બહુવચનનો રકાર મિશ્રિત પ્રત્યય (रन् પ્રત્યય, જેમકે अदृश्रन्); આજ્ઞાર્થ બીજા પુરુષના धि અને ध्वात् પ્રત્યયો લૌકિક સંસ્કૃતમાંથી અદૃશ્ય થાય છે. કૃત્સાધિત રૂપોનું વૈપુલ્ય પણ લૌ. સં. માં વૈ. સં. જેટલું રહ્યું નથી.

આ ભાષાસંકોચનને માટે કેટલાક વિદ્વાનો[૧૨] એવું કારણ દર્શાવે છે કે વેદકાલની કથ્ય સંસ્કૃત ભાષા ઋચાઓની ભાષા કરતાં વધારે અર્વાચીન અને સાદી હતી. ઉપરાંત એ સમયની સામાન્ય જનસમૂહની કથ્યભાષા તો વળી એથીયે સરળ, પ્રત્યય અને રૂપબાહુલ્ય વિનાની, હતી. આ જનસામાન્યની કથ્ય ભાષાની અસર શિષ્ટ ભાષા સંસ્કૃત ઉપર પડતાં સંસ્કૃત પણ સરળ બની, અને એમ થાં જૂનાં રૂપો, જે જનસાધારણની કથ્યભાષામાં નહોતાં તે લુપ્ત થઇ ગયાં. આ કારણથી સંસ્કૃત ભાષાની સ્વરૂપઘટનાનો સંતોષકારક ખુલાસો મળતો નથી, કારણ કે લૌકિક સંસ્કૃતમાં એવાં સંખ્યાબંધ નામ આખ્યાતાદિકનાં રૂપો છે કે જે કથ્ય પ્રાકૃત ભાષાઓમાંથી લુપ્ત થયાં છે, તેમ લૌકિક સંસ્કૃતમાં જે देवास:, देवेभि: જેવાં પ્રાચીન રૂપો લુપ્ત થયાં છે, તેમનાં પ્રતિરૂપ देवाओ, देवेहि પ્રાકૃતમાં મળે છે. એટલે લૌકિક સંસ્કૃતના સંકોચનને કથ્ય ભાષાની અસર ગણવા કરતાં પ્રત્યેક શિષ્ટ સાહિત્યમાં અનિયમિત રૂપબાહુલ્ય ઘટાડીને અમુક નિયમિત વ્યવસ્થિત રૂપો જ વાપરવાનું જે સહજ વલણ હોય છે, તેના પરિણામરૂપ ગણવું વધારે સ્વાભાવિક અને સમુચિત લાગે છે

કેટલાક પાશ્ચાત્ય વિદ્વાનો[૧૩] સંસ્કૃત ભાષાને કૃત્રિમ, વૈયાકરણોએ

---

૧૨. ઉ. ત. Jacob Wackernagel, Altindische Grammatik, p. xxxi f. cited by Gune, Comparative Philology p. 135.

13. Weber, Hoernle, Grierson, વગેરે.

ઉપજાવી કાઢેલી ભાષા માને છે. એમની માન્યતા કેવી ભ્રાન્તિમૂલક છે એ સર રામકૃષ્ણ ભાંડારકરે વિસ્તારથી દર્શાવ્યું છે.[૧૪] આવી રીતે વૈયાકરણોની કલ્પનામાંથી ઉદ્‌ભવેલી ભાષા કદીએ જીવી શકતી નથી એ Esperanto કે Ido જેવા કૃત્રિમ આંતરરાષ્ટ્રીય ભાષાપ્રયોગની નિષ્ફલતા ઉપરથી જણાશે. વૈયાકરણો ભાષાનું શોધન કરે[૧૫] અને એને સુનિયંત્રિત કરે, પણ કોઈ જીવન્ત ભાષા સર્જવાનું એમની શક્તિની બહાર છે. સંસ્કૃત ભાષા પ્રાચીન વૈદિક ભાષાનું ઉત્તરકાલીન સ્વરૂપ સુનિયંત્રિત થઈને બની છે. એ બેશક જનસામાન્યની ભાષા નહોતી, પણ સંસ્કારી સુશિક્ષિત વર્ગની શિષ્ટ ભાષા હતી, જેમ મધ્યયુગીન ઇંગ્લાંડ ફ્રાંસમાં લૅટિન હતી તેમ. પણ એ ભલે સંકુચિત વર્ગની, પણ બોલાતી ભાષા અવશ્ય હતી. યાસ્ક અને પાણિનિ વૈદિક ભાષાને छन्दस् કહે છે અને લૌકિક સંસ્કૃતને भाषा તરીકે ઓળખાવે છે. યાસ્કે પ્રાચ્ય (પૂર્વની) અને ઉદીચ્ય (ઉત્તરની) એવા લૌકિક સંસ્કૃતના પ્રભેદો (provincialisms કે dialecticisms) બતાવ્યા છે, જે બોલાતી ભાષામાં જ સંભવે છે. પાણિનિમાં કેટલાંક ઉચ્ચારપદ્ધતિ સૂચવતાં સૂત્રો[૧૬] પણ સંસ્કૃતના કથ્યત્વની સાક્ષી પૂરે છે. સર રામકૃષ્ણ ભાંડારકરે સંસ્કૃતનો વિકાસક્રમ દર્શાવી એ શિષ્ટરૂપની પણ જીવન્ત, કથ્ય ભાષા હતી એમ પૂરવાર કર્યું છે.[૧૭] વળી અશોકના પશ્ચિમના ગિરનાર અને ઉત્તરના શાહબાઝગઢી અને મન્સેરા જેવા શિલાલેખોની ભાષા, જે જનસાધારણની ભાષા હોવાનો સંપૂર્ણ સંભવ છે, એનું

---

૧૪. R. G. Bhandarkar, Wilson Philological Lectures, p. 27 f

૧૫. = વિશુદ્ધ કરે.

૧૬. नादिन्य.क्रोशे पुत्रस्य Pānini VIII-4-48 (આદિની પરવર્તી હોય તો पुत्रनो બેવડા त् થી ઉચ્ચાર ન કરવો.

एकश्रुतिदूरात् संबुद्धौ Pānini 1-2-33

प्रत्यभिवादे शूद्रस्य Pānini VIII-2-82 ઇ૦

૧૭. Wilson Philological Lectures p. 30 f

અને સંસ્કૃતનું અત્યંત સામ્ય જોતાં[18] સંસ્કૃત ભાષા કદીએ બોલાતી નહોતી એવો દાવો ક્ષણભર ટકી શકે તેમ નથી.

વૈદિક સંસ્કૃતમાંથી લૌકિક સંસ્કૃતની પરિણતિ થઇ તેની સાથોસાથ જ વૈદિક કથ્યભાષાઓમાંથી—વૈદિક સંસ્કૃતના સ્વરૂપની જ પણ શિષ્ટ, સાહિત્યક્ષમ નહીં એવી પ્રાચીન વેદકાલીન કથ્ય બોલીઓમાંથી પ્રાકૃત ભાષાઓની ઉત્પત્તિ થઇ. પ્રાકૃતના કેટલાયે શબ્દો અને પ્રત્યયોનું લૌકિક સંસ્કૃત કરતાં વૈદિક સંસ્કૃત સાથે અધિક સાદૃશ્ય હોવાનું કારણ આ જ છે. વળી ઐતિહાસિક ક્રમે પણ બુદ્ધના કાળની માગધી અને અન્ય પ્રાકૃત ભાષાઓની ઉત્પત્તિ ઉત્તરકાલીન બ્રાહ્મણો અને પાણિનીય સંસ્કૃતની પૂર્વે આવે છે. પ્રાકૃતો અને વૈદિક સંસ્કૃત વચ્ચેની સમાનતા નીચેનાં ઉદાહરણોથી પ્રગટ થશે.[19] પ્રાકૃતમાં ઘણે સ્થળે ऋ નો उ થાય છે (સં. पृथ्वी પ્રા. पुहवी), જેમ વૈદિક સંસ્કૃતમાં कुठ (ऋग्वेद ૧, ૪૬, ૪; = લૌ. સં. कृत) જેવા પ્રયોગો થાય છે તેમ. પ્રાકૃતના સંયોગલોપપૂર્વસ્વરદીર્ઘત્વનાં (સં. दुर्लभ, પ્રા. दूलह; સં, विश्राम, પ્રા. वीसाम) ઉદાહરણો વૈદિક સંસ્કૃતમાં પણ મળે છે (दूळभ, = લૌ. સં. दुर्लभ; दूणाश = લૌ. સં. दुर्णाश). વૈદિક સંસ્કૃતની માફક પ્રાકૃતોમાં પણ પદાન્ત વ્યંજન લોપાય છે. જેમકે

---

૧૮. સરખાવો.

| અશોકનો ગિરનાર શિલાલેખ નં. ૨ | સંસ્કૃત રૂપાન્તર |
|---|---|
| इयं धंमलिपि देवानंपियेन | इयं धर्मलिपिः देवानांप्रियेन |
| प्रियदसिना राञा लेखापिता । | प्रियदर्शिना राज्ञा लेखिता । |
| इध न किंचि जीवं आरभित्पा | इह नो कश्चित् जीवः आलभ्य |
| प्रजूहितव्यं । न च समाजो कतव्यो। | प्रहोतव्यः । न च समाजः कर्तव्यः । |
| बहुकं हि दोसं समाजम्हि | बहुकं हि दोषं समाजे |
| पसति देवानंप्रियो प्रियदसि | पश्यति देवानांप्रियः प्रियदर्शी |
| राजा । | राजा । |

૧૯ સવિસ્તર ચર્ચા માટે જુઓ પં. હરગોવિન્દદાસ ત્રિકમચંદ શેઠ કૃત पाइअसद्दमहण्णवो, ૧૯૨૮, ઉપોદ્ઘાત, પૃ. ૧૧–૧૨.

વૈ. સં. उच्चा, नीचाः તો પ્રા. ताव (=લૌ. સં. तावत्) ઇ૦. પ્રાકૃતોમાં સંયુક્ત ર્ અને ય્નો લોપ વ્યાપક છે; વૈદિક સંસ્કૃતમાં પણ કેટલેક સ્થળે એનાં નિદર્શન મળે છે. વૈ. સં. अपगल्भ (= લૌ. સં. अप्रगल्भ). પ્રાકૃતોમાં સંયુક્ત વર્ણનો પૂર્વસ્વર હ્રસ્વ થાય છે, द નો ड થાય છે, ઘ નો ह થાય છે, સ્વરભક્તિથી સંયુક્ત વ્યંજનો છૂટા પડે છે. આ સર્વ પ્રક્રિયાઓ વૈદિક સંસ્કૃત रोदसिप्रा, (= લૌ. સં. रोदसीप्रा) दूडभ (લૌ. સં. दुर्दभ), प्रतिसंहाय ( = લૌ. સં. प्रतिसंधाय ), सुवर्ग :, सहस्रियः ( = લૌ. સં. स्वर्ग :, सहस्र : ) જેવા સંખ્યાબંધ પ્રયોગોમાં મળે છે. પ્રાકૃતના પ્રથમા અને તૃતીયાના બહુવચનનાં देवाओ અને देवेहि જેવાં રૂપોમાં વૈદિક પ્રથમા અને તૃતીયાના आसस् અને एभि: પ્રત્યયોનો અવશેષ છે. પ્રાકૃતોની માફક વૈદિક સંસ્કૃતમાં ચતુર્થીને સ્થાને પષ્ઠી[20] અને દ્વિવચનને બદલે બહુવચનના પ્રયોગો (मित्रा-वरुणा = લૌ. સં. मित्रावरुणौ) મળે છે. આમ પ્રાકૃતનાં કેટલાંક લક્ષણોનું લૌકિક સંસ્કૃત કરતાં વૈદિક સંસ્કૃત સાથે વધારે સાદૃશ્ય છે.

ડૉ. સુનીતિકુમાર ચેટરજી[21] ઇન્ડોઆર્યન ભાષાઓના, અર્થાત્ વૈદિક અને લૌકિક સંસ્કૃત અને તત્કાલીન પ્રાકૃતોના (ઈ. સ. પૂર્વ ૧૦૦૦ થી ઇ. સ. પૂર્વ ૬૦૦ કે ૪૦૦, જે પાણિનિનો સમય મનાય છે ત્યાં સુધીના) વિકાસક્રમની રૂપરેખાનો ઇતિહાસ નીચે પ્રમાણે આલેખે છે. પ્રાચીન બ્રાહ્મણગ્રંથોમાં[22] કેટલાક એવા ઉલ્લેખો મળે છે જે એ સમયે વૈદિક આર્યોમાં બોલાતી વૈદિક ભાષાનાં ત્રણ સ્વરૂપોનું સૂચન કરે છેઃ (૧) ઉદીચ્ય કે સૌથી શુદ્ધ, પ્રાચીન વૈદિક ભાષાની અતિ સમીપ એવું ભાષાસ્વરૂપ; (૨) પ્રાચ્ય કે હાલના સંયુકત પ્રાંતો અને બિહારના પ્રદેશોમાં અને વિશેષતઃ વૈદિક અગ્નિપૂજા અને અન્ય સામાજિક અને ધાર્મિક બ્રાહ્મણવિધિઓ નહીં અનુસરતા એવા

---

૨૦ चतुर्थ्यर्थे बहुलं छन्दसि । Panini 11-3-62.

૨૧ Indo Aryan & Hindi, pp 55—60.

૨૨ જુઓ કૌષીતકિ બ્રાહ્મણ, VII-6—तस्मात् उदीच्यां प्रज्ञातरा वाग् उद्यते.

પર્યટનશીલ વ્રાત્ય નામથી ઓળખાતા આર્યોમાં પ્રચલિત ભાષાસ્વરૂપ, જેમાં સંયુક્તાક્ષરોનું એકીકરણ (assimilation) ર્ નો લ્[23] વગેરે પ્રાકૃત ભાષાલક્ષણો પ્રવેશ્યાં હતાં; અને (૩) મધ્યદેશીય, જેમાં ઉપરના બન્ને વચ્ચેની સ્થિતિ પ્રવર્તતી હતી. પછીના યુગમાં જ્યારે પ્રાકૃતો[24] વિકસતી હતી ત્યારે પ્રાચ્ય બોલીઓમાં ર્ નો લ્ વ્યાપક થયો, ર્ કે ऋ ની પછી આવતા દંત્ય વ્યંજનોને સ્થાને તેટલામા મૂર્ધન્ય વ્યંજનો આવ્યા (જેમ कृतનું कट, अर्थनुं अट्ठ, अर्धनुं अड्ढ); મધ્યદેશીય બોલીઓમાં માત્ર ર્-લોપ અને એકીકરણ ( assimilation ) થઇને कत, अत्थ, अद्ध જેવાં રૂપો બન્યાં; પણ ઉદીચ્ય ભાષામાં જૂનાં શિષ્ટ कृत, अर्थ, अर्ध જેવાં રૂપો જ લાંબા સમય સુધી વપરાતાં રહ્યાં અને છેવટે ઘણા સમય પછી એમાંથી મધ્યદેશીય બોલીઓની માફક એકીકરણ પામેલાં રૂપો સિદ્ધ થયાં.

આ યુગોની આર્ય પ્રજાઓમાં પરસ્પરના અબાધિત સંપર્કને કારણે આ બોલીઓની એકબીજા ઉપર અસર થઈ છે. આથી જ વૈદિક ઋચાઓમાં विकट ( મૂળ विकृत), निकट (મૂળ निकृत), दण्ड (મૂળ दन्द्र), पठ् (મૂળ प्रथ् ) જેવાં મૂર્ધન્ય વર્ણવાળાં પ્રાચ્ય રૂપો પ્રવેશ્યાં છે. પ્રાચ્ય બોલીઓમાં આ રીતે પ્રાકૃત ભાષાલક્ષણો ઉદ્ભવ્યાં અને વિકસ્યાં. બેશક આ સર્વ આર્ય બોલીઓની સામાન્ય ભૂમિકા તો સમાન જ હતી.

આમ બુદ્ધના યુગમાં ઉત્તર ભારતવર્ષમાં ત્રણ પ્રકારની બોલીઓ પ્રચલિત હતી. એમાંની પ્રાચ્ય બોલીઓમાંથી કાળક્રમે પ્રાકૃતો ઉદ્ભવી. પ્રાચ્ય બોલીઓની વૈદિક અને લૌકિક સંસ્કૃત ઉપર ઘણી બાબતોમાં છાયા પડી છે. મધ્યદેશીય બોલીઓ પ્રાચ્ય કે પ્રાકૃત અને ઉદીચ્ય કે સંસ્કૃત બન્ને વચ્ચેના સ્વરૂપની હતી. ત્રીજી અને સવિશેષ મહત્ત્વની જે ઉદીચ્ય બોલી તેનું વ્યવસ્થિત નિબદ્ધ રૂપ તે સંસ્કૃત. મૂળ વેદની ભાષામાંથી બ્રાહ્મણ

---

૨૩ પતંજલિએ મહાભાષ્યમાં हेलयो हेलवः એમ हेऽरवः નો લકાર મિશ્રિત ઉચ્ચાર કરનારા અસુરોનો ઉલ્લેખ કર્યો છે એ આ પ્રાચ્યો જ સંભવે છે.

૨૪ જેમને ડૉ. ચેટર્જી Middle Indo Aryan એવી સામાન્ય સંજ્ઞા આપે છે તે દ્વિતીય થરની ભિન્નભિન્ન પ્રાકૃત ભાષાઓ.

ગ્રંથોની ભાષા, જે એ સમયે બ્રાહ્મણોની શિષ્ટ ભાષા હતી, અને જેમાં વેદ ઉપરની ટીકાઓ કે ભાષ્યો રચાતાં હતાં એ ઉદ્ભવ પામી. વૈદિક અને બ્રાહ્મણ ગ્રંથોની ભાષાનું પ્રભવસ્થાન ભારતના ઉત્તર અને વાયવ્ય પ્રદેશો જ હતા. બ્રાહ્મણ ગ્રંથોની ભાષામાંથી ક્રમે ક્રમે ઉદીચ્ય બોલી નીકળી, જે થોડીક પ્રાચ્ય બોલીની અસર તળે આવવા છતાં મુખ્યત્વે તો છાંદસ કે વેદ અને બ્રાહ્મણ ગ્રંથોની ભાષાની જ અતિ નિકટવર્તિની હતી. આ ઉદીચ્ય બોલીને લાહોર ( Sātatura ) માં જન્મેલા અને તક્ષશીલામાં અધ્યયન કરેલા જગતના પ્રથમ મહાન વૈયાકરણ પાણિનિએ લૌકિક સંસ્કૃત રૂપે વ્યવસ્થાથી નિબદ્ધ કરી. આ રીતે ભારતવર્ષની અને સમસ્ત જગતની મહાન ભાષા, જેણે જગતની શ્રેષ્ઠ સંસ્કૃતિ અને વિચારણાનું વહન કર્યું છે, અને જે ત્રણ હજાર વર્ષથી અદ્યપર્યન્ત જીવન્ત રહી છે એવી સંસ્કૃત ગિરા સ્થિર થઇ. પછીના યુગોમાં એના ઉચ્ચારણ (phonology) અને વ્યાકરણમાં (morphology ) રૂપાન્તર થયું નથી પણ એની અન્વયઘટના (syntax) અને શબ્દકોશ (vocabulary) પ્રાકૃત ભાષાઓની અને એમની મારફત કેટલેક અંશે આર્યેતર ભાષાઓની અસરને કારણે ફેરફાર પામતાં ગયાં છે. જેમકે જૂના अश्व, श्वान, उक्षन्, द्रु વગેરે શબ્દોને બદલે નવીન घोटक, कुक्कुर, बलिवर्द, वृक्ष વગેરે નવા શબ્દો દાખલ થતા ગયા છે. આવી જ રીતે અન્વયઘટના ઇત્યાદિમાં પણ સર રામકૃષ્ણ ભાંડારકરે દર્શાવ્યું છે તેમ એક સતત વિકાસક્રમ નજરે પડે છે. આ રીતે નિબદ્ધ અને નિયંત્રિત હોવા છતાં પણ જીવન્ત ભાષાઓની માફક સંસ્કૃત ભાષા અમુક માર્ગોએ વિકાસ પામતી ગઇ છે.

———

# પ્રકરણ બારમું

## પાલિ, પ્રાકૃત અને અપભ્રંશ

**પ્રાકૃત ભાષાઓની ઉત્પત્તિ : કારણ**—ભગવાન બુદ્ધ અને મહાવીરના સમયથી પ્રાકૃત ભાષાઓનાં નિદર્શનો મળે છે. એ પહેલાં, સંહિતાઓ અને પ્રાચીન બ્રાહ્મણોના સમયમાં પણ, વૈદિક સાહિત્ય-ભાષાને મળતી કથ્ય ભાષાઓ અસ્તિત્વમાં હતી, જેમાં વૈદિક ર્ ને સ્થાને લ્ અને પૂર્વવર્તી ऋ, र् સાથેના દંત્ય વ્યંજનોને સ્થાને મૂર્ધન્ય વ્યંજનો (જેમકે विकृत > विकट) આવતા.કૌશીતકિ જેવાં બ્રાહ્મણોમાં આ ભાષાઓનો પ્રાચ્ય ભાષાઓ તરીકે ઉલ્લેખ કર્યો છે. આ વૈદિક યુગની પ્રાચ્ય ભાષા એ જ આદિમ પ્રાકૃત, જેને ગ્રિયર્સન જેવા ભાષાપંડિતોએ પ્રથમ થરની પ્રાકૃત (Primary Prakrits) નું નામ આપ્યું છે. એનો સમય વૈદિક રચનાઓના આરંભકાળથી બુદ્ધ-મહાવીરના ઉદય સુધીનો, અર્થાત્ ઈ. સ. પૂર્વે ૧૨૦૦, ૧૦૦૦ થી ઈ. સ. પૂર્વ ૬૦૦ સુધીનો ગણી શકાય. આ યુગના આર્યોની તમામ સાહિત્યરચના વૈદિક ભાષામાં થઇ હોવાથી આ આદિમ પ્રાકૃતોના પ્રાચીન સ્વરૂપનું નિદર્શન જળવાયું નથી, પણ ત્રિપિટકાદિ બૌદ્ધ ગ્રંથોની જૂની પાલિ ભાષા, જૈન પ્રાચીન અંગ ગ્રંથોની અર્ધમાગધી અને અશોકના શિલાલેખોની ભાષાઓ ઉપરથી એના સ્વરૂપની કલ્પના કરી શકાય છે. એમાં અને વૈદિક ભાષામાં મહારાષ્ટ્રી કે સામાન્ય પ્રાકૃત અને સંસ્કૃત વચ્ચે છે એટલો સ્વરૂપભેદ સંભવતો નથી. પણ એ વૈદિક સંસ્કૃતથી એકીકરણાદિક (assmilation) વ્યાપારો વડે વધારે સરળ સ્વરૂપની, તો કેટલાંક સ્વકીય વિશિષ્ટ લક્ષણોવાળી[1] હશે એવું અનુમાન થઇ શકે છે.

ઇન્ડોયુરોપિયનમાંથી ઇન્ડોઇરાનિયન એ અન્તરાલ સ્વરૂપ દ્વારા ઉદ્‌ભવેલી વૈદિક ભાષામાં એના હજારેક વર્ષના વિકાસ દરમિયાન જે લક્ષણો નહોતાં પ્રગટયાં એ આર્યોના પંચનદના પ્રદેશમાં નિવાસ પછી

---

૧. ઉ. ત. અશોકના શિલાલેખોનો तु અને પ્રાકૃતના तूण, दूण એ સંબંધક ભૂતકૃદંતના પ્રત્યયોનાં મૂળ વૈદિક त्वा કે त्वान् માં મળે તેમ નથી.

થોડે જ સમયે અચાનક ક્યાંથી ઉદ્‌ભવ્યાં એવો પ્રશ્ન સ્વાભાવિકજ થાય છે. આર્યોની પોતાની જ ભાષામાં સ્વાભાવિક વિકાસક્રમે આવું રૂપાન્તર થયું એ વૈદિક ભાષાનો પૂર્વ ઇતિહાસ જોતાં માની શકાય તેમ નથી. એટલે આ ભાષા–પરિવર્તનને આવી રીતે સમજાવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. આર્યોએ હિંદમાં આવીને દ્રવિડિયન અને અન્ય પ્રાગાર્ય પ્રજાઓને પરાસ્ત કરીને વસવાટ કર્યો ત્યારે રાજકીય દિગ્વિજયની સાથે પોતાની આર્ય ભાષાઓનું વર્ચસ્વ પણ સ્થાપ્યું. એમાં આર્ય ભાષાની સ્વાભાવિક ઉત્કૃષ્ટતા અને સામર્થ્ય પણ કારણ-ભૂત હશે. આ આર્ય બોલીઓ આર્યેતર પ્રજાઓના મુખમાં એકીકરણ આદિ સહજ ભાષાવ્યાપારોથી સરલ બનતાં, એવું સ્વરૂપ પામી, જેને પછીના સમયમાં 'પ્રાકૃત' નામ આપવામાં આવ્યું છે. આ ભાષા-પરિવર્તનની અસર આર્યેતર પ્રજાઓની સાથે નિકટ સંપર્કમા વસતા આર્યોની ભાષા ઉપર પણ પડી, જેથી ઋગ્વેદના દસમા જેવાં ઉત્તરકાલીન મંડલોમાં, અને પછીની સંહિતાઓ અને બ્રાહ્મણોમાં કવચિત્ કવચિત્ પ્રાકૃત લક્ષણો મળે છે. આ રીતે આર્યેતર પ્રજાઓએ પરકીય ભાષા ગ્રહણ કરતાં એમાં એમની મૂળ બોલીઓનાં વલણો પ્રવેશ્યાં, અને એ રીતે પ્રાકૃત ભાષાઓનો ઉદ્‌ભવ થયો. પ્રાકૃતોના ઉદ્‌ભવનું આ ઐતિહાસિક કારણ સર્વ ભાષાશાસ્ત્રીઓને માન્ય છે.

ડૉ. સુનીતિકુમાર ચૅટરજીએ[૨] આ પ્રાકૃતોના ઉદ્‌ગમ પાછળ રહેલાં ભાષાબલો દર્શાવીને એમના પરિવર્તનનો ક્રમ વિગતવાર દર્શાવ્યો છે. એમના મત પ્રમાણે સંયુક્ત વર્ણોનું એકીકરણ (assimilation) જે પ્રાકૃતના ઉદ્‌ગમમાં પ્રવર્તતું પ્રધાન તત્ત્વ છે તે બે પ્રકારનાં ભાષાવલણમાંથી ઉદ્‌ભવે છે: પદોમાં ધાતુ અંગ અને પ્રત્યય વચ્ચેના ભેદનો ખ્યાલ લુપ્ત થવાથી, અને વર્ણોના વ્યાવૃત (open) ઉચ્ચાર કરવાના વલણથી. થોડાંક ઉદાહરણોથી આ વલણોનું સ્વરૂપ સ્પષ્ટ થશે. આરંભમાં વૈદિક યુગની આર્ય ભાષામાં धर्म, सद्य, भग्न, पक्व વગેરે શબ્દો ધાતુઅંગ અને પ્રત્યય પૃથક્ પૃથક્ પાડીને ઉચ્ચારાતા, જેમકે धर्-म, सद्-य, भग्-न, पक्-व. પછી જ્યારે આર્યેતર

૨. Indo-Aryan & Hindi pp 79.

પ્રજાઓએ આર્ય ભાષાઓને અપનાવી ત્યારે સ્વાભાવિક રીતે જ, આર્ય ભાષા એમને વારસાગત ન હોવાથી, ધાતુઅંગ અને પ્રત્યય વચ્ચેની ભેદરેખા લુપ્ત થઈ, અને ध–र्म, स–ह्य, भ–ग्न, प–क्व, એવા ઉચ્ચારો થવા લાગ્યા. આમાં વ્યાવૃત (open) ઉચ્ચાર કરવાનું વલણ પણ કેટલેક અંશે કારણભૂત હશે. આવા શબ્દોમાં ક્રમશઃ સયુંક્ત વ્યંજનનો પહેલો વ્યંજન નિર્બળ કે અપૂર્ણ રીતે ઉચ્ચારાતો થયો, જેને પ્રાતિશાખ્યોમાં 'અભિનિધાન' વ્યાપારનું નામ આપ્યું છે. આમ ઉપરના સંયુક્ત વર્ણોમાં र्, ह्, ग्, व्, ના સ્થાનનો કેવળ સ્પર્શ થતો, પણ પૂર્ણ ધ્વનિથી ઉચ્ચાર થતો નહીં; અર્થાત્ ध–र्म, स–ह्य, भ–ग्न એમ સયુંક્ત વ્યંજનમાં પૂર્વ વ્યંજન અતિ અસ્ફુટ કે લુપ્તપ્રાય, અને ઉત્તરવ્યંજન પૂર્ણોચ્ચાર્ય એવા ઉચ્ચાર થવા લાગ્યા. આમાંથી સ્વાભાવિક રીતે જ પૂર્વ વ્યંજનનો સ્પર્શ થવાનું બંધ થયું, અને બદલામાં ઉત્તર વ્યંજન ભારપૂર્વક કે પ્રલંબ રીતે ઉચ્ચારાવો શરૂ થયો. અર્થાત્ ध–र्म, स–ह्य, भ–ग्न માંથી धम्म, सज्झ, (स–ह्य > स–ह्ज એ ક્રમે), भग्ग એવાં રૂપાન્તરો થયાં અને પ્રાકૃત એકીકરણતત્વનો ઉદય થયો.[3]

**પ્રાકૃત ભાષાઓની મૂળ પ્રકૃતિ કે પ્રભવસ્થાન**—હેમચન્દ્રાદિ અનેક પ્રાકૃત વૈયાકરણોએ[4] 'પ્રકૃતિ (=મૂળ) રૂપ લૌકિક સંસ્કૃતમાંથી ઉદ્ભવેલી તે પ્રાકૃત' એવી પ્રાકૃતની વ્યુત્પત્તિ આપી છે. આ વ્યુત્પત્તિને અક્ષરશઃ ઘટાવતાં ઘણી અસંગતિઓ આવે છે. પ્રથમ તો 'પ્રકૃતિ' શબ્દનો સ્વાભાવિક અર્થ સંસ્કૃત ભાષા થઈ શકતો નથી. વળી દેશીનામમાલા જેવા ગ્રંથોમાં જેના ઉલ્લેખો મળે છે તે દેશ્ય પ્રાકૃત, જેનો સામાન્ય રીતે પ્રાકૃતમાં સમાવેશ કરવામાં આવે છે તે, સ્પષ્ટ રીતે જ સંસ્કૃતથી વિભિન્ન સ્વરૂપનું છે. સંસ્કૃતમાંથી જ પ્રાકૃતની ઉત્પત્તિ હોય તો દેશ્યનો પ્રાકૃતમાં કેવી રીતે સમાવેશ સંભવે ? વળી

---

૩ આ જ વ્યાવૃત ઉચ્ચારણવ્યાપારથી शोक, अति જેવા પ્રાચીન શબ્દોમાંથી सोग, अदि દ્વારા દ્વિતીય થરની પ્રાકૃતના सोअ, अइ આવ્યા છે.

૪ 'प्रकृतिः संस्कृतम् तत्र भवं तत आगतं वा प्राकृतं,' सिद्धहैम; 'प्रकृतिः संस्कृतम् तत्रभवं प्राकृतमुच्यते,' प्राकृतसर्वस्व; 'प्रकृतिः संस्कृतं तत्र भवत्वात् प्राकृतं स्मृतं' प्राकृतचन्द्रिका.

જેમ કેટલાક પ્રાકૃત વૈયાકરણો અને સંસ્કૃત આલંકારિકોએ પ્રાકૃતને સંસ્કૃતરૂપ પ્રકૃતિમાંથી ઉદ્ભવેલી માની છે તેમ ઊલટ પક્ષે રુદ્રટના काव्यालङ्कारના ટીકાકાર નમિસાધુ[૫] (ઇ. સ. ૧૧ મી સદી), गउडवहोના સમર્થ મહાકવિ વાક્પતિરાજ[૬] (ઈ. સ. ની ૮ મી સદી) અને बालरामायण ના કર્તા રાજશેખર[૭] (ઇ. સ. ની ૯ મી સદી) વગેરે કવિ વિદ્વાનોએ પ્રાકૃતને જ સંસ્કૃત અને અન્ય ભાષાઓની મૂળ પ્રકૃતિ માની છે. સંસ્કૃતને પ્રાકૃતોની પ્રકૃતિ માનવામાં ઐતિહાસિક અસંગતિ પણ રહેલી છે, કારણ કે આપણે આગળ જોયું તેમ પ્રાકૃતોનો ઉદ્ગમ પાણિનિ અને યાસ્કના સમયથી પણ ઘણો આગળ લંબાય છે. ઊલટું પ્રાકૃતોની સંસ્કૃત ઉપર પુષ્કળ છાયા પડ્યાના સ્પષ્ટ પુરાવા ઉપલબ્ધ થાય છે. પદાન્વયમાં, શબ્દકોષમાં, વ્યાકરણમાં એમ સ્થળે સ્થળે સંસ્કૃત ભાષાએ પ્રાકૃતભાષાસ્વરૂપનું અનુકરણ કર્યું છે. ઉ. ત. नापित, लाञ्छन, पुत्तल, भट्टारक, भट જેવા શબ્દો ઉપરથી સંસ્કૃત स्नापित, लक्षण, पुत्रक, भर्ता, भृत જેવા શબ્દો લેવાયા હોવાનો પૂરો સંભવ છે.[૮] તેવી જ રીતે ભૂતકાળનાં પ્રત્યયસાધિત अगच्छत्, अगमत्, जगाम જેવાં ક્રિયારૂપો કરતાં गतः જેવા ભૂતકૃદંતરૂપોનો વ્યાપક ઉપયોગ પ્રાકૃતની અસરથી આવ્યો છે.[૯]

આવી જ રીતે વૈદિક સંસ્કૃતને પણ પ્રાકૃતની પ્રકૃતિ માની શકાય

---

૫ નમિસાધુએ લખ્યું છે કેઃ—'प्राकृतेति । सकलजगज्जन्तूनां व्याकरणादिभिरनाहितसंस्कारः सहजो वचनव्यापारः प्रकृतिः, तत्र भवं सैव वा प्राकृतम् ।...वा प्राक् पूर्वं कृतं प्राकृकृतं...। मेघनिर्मुक्तजलमिवैकस्वरूपं तदेव च देशविशेषात् संस्कारकरणाच्च समासादितविशेषं सत् संस्कृताद्युत्तर विभेदानाप्नोति। अत एव शास्त्रकृता प्राकृतमादौ निर्दिष्टं तदनु संस्कृतादीनि।'

૬ વાક્પતિરાજ—'सकला इदं वाचो विशन्तीतश्च निर्यान्ति वाचः।'

૭ રાજશેખર—'यद्योनिः किल संस्कृतस्य...तत्प्राकृतं यद्वचः।'

૮ જુઓ S K Chatterjee, Indo Aryan & Hindi, P. 90

૯ Ibid, P. 89. ક્રિયાપદનાં ભૂતકૃદંતોમાં બને છે તેમ વિશેષણ તત્વનું આરોપણ એ સુનીતિબાબુના મત અનુસાર દ્રાવિડિયન લક્ષણ છે.

તેમ નથી. બેશક પ્રાકૃત ભાષાનું લૌકિક સંસ્કૃતની અપેક્ષાએ વૈદિક સંસ્કૃત સાથે વધારે સામ્ય છે એ ખરું, પણ સાથે સાથે જ એમાં કેટલીક એવી વિશેષતાઓ મળે છે જે પ્રાચીન સ્વરૂપની હોવા છતાં વૈદિક સંસ્કૃતમાંથી વ્યુત્પન્ન કરી શકાય એમ નથી. ઉ. ત. અશોકના ધૌલિ શિલાલેખમાં મળતો तु અને મહારાષ્ટ્રી પ્રાકૃતના तूण અને दूण એ क्त्वान्त પ્રત્યયો વૈદિક त्वा કે त्वानम् માંથી ઉદ્ભવવા સંભવતા નથી. પ્રાકૃત ષષ્ઠીપ્રત્યય અનું સંભવિત પ્રાચીન રૂપ अस् વેદમાં નથી. તેવી જ રીતે સૌથી જૂના પ્રાકૃત સ્વરૂપ પાલિ ભાષામાં વર્ણનાર્થ પૂર્ણભૂત અને પૂર્ણભૂત મળતાં નથી, જે વૈદિક ભાષામાં પ્રયોજાયા છે. આમ પ્રાચીન પ્રાકૃત સ્વરૂપમાં વૈદિક સંસ્કૃત કરતાં કેટલીક લાક્ષણિક વિશેષતાઓ છે, જો કે બંને વચ્ચે ખાસ સ્વરૂપગત વિભિન્નતાઓ હોવાનો સંભવ નથી.

તો પછી પ્રાકૃતની ઉત્પત્તિ કયા પ્રાચીન પૂર્વરૂપમાંથી થયેલી ગણાય? આપણે આગળ ચર્ચા કરી ગયા તે પ્રમાણે વેદકાલીન સામાન્ય જનોની કથ્ય ભાષામાંથી પ્રાચીન પાલિ, અર્ધમાગધી અને (અશોક વગેરેના) શિલાલેખોની પ્રાકૃત ભાષાને ઉદ્ભવેલી માનવી એ જ ઉચિત છે. નમિસાધુનું કથન કે 'સકલ જનોની વ્યાકરણાદિ સંસ્કાર પામ્યા વિનાની સહજ વાણી એ પ્રાકૃત' અને સંસ્કૃત કાવ્યાલંકારગ્રંથો અને નાટકોની બાલ, સ્ત્રી, અશિક્ષિત વર્ગ આદિ સામાન્ય જનોના મુખમાં પ્રાકૃત ભાષા મૂકવાની પ્રણાલિકા, ઉપરના મતનું સમર્થન કરે છે.

પ્રાકૃત વૈયાકરણોએ સંસ્કૃતને પ્રાકૃતની પ્રકૃતિ ગણી છે એનું મુખ્ય કારણ તો એ સમજાય છે કે સંસ્કૃત તે કાળે શિષ્ટવ્યવહારની સામાન્ય વ્યાપક ભાષા ( lingua franca ) હોવાથી એને ભૂમિકા ( base ) રૂપે ગણીને એની સાથે સરખામણીમાં પ્રાકૃતોની વિશિષ્ટ ભિન્નતા દર્શાવવાનું ઘણું અનુકૂળ અને સહજ હતું. આમ ભૂમિકા અને વાહન તરીકે લીધેલી સંસ્કૃત ભાષા એની સંસ્કારજન્ય અને સાહિત્ય વિષયક પ્રતિષ્ઠાને કારણે પછીથી પ્રકૃતિ તરીકે લેખાઈ. આમ પ્રાકૃત વ્યાકરણાચાર્યોના કથનને અક્ષરશઃ લેવાને બદલે ઉપર પ્રમાણે લાક્ષણિક અર્થમાં ઘટાવવાનું વધારે સમુચિત અને સયુક્તિક લાગે છે.

**પ્રાકૃત ભાષાઓનો ઐતિહાસિક વિકાસક્રમ**—વેદકાલીન પ્રથમ થરની પ્રાકૃતોમાંથી શિલાલેખો, બૌદ્ધ અને જૈન ધર્મગ્રંથો, અને ઇતર સાહિત્યમાં જેનું નિદર્શન મળે છે એ દ્વિતીય થરની પ્રાકૃત ભાષાઓ (ઇ. સ. પૂર્વે ૬૦૦ની આસપાસથી ઈ. સ. ૧૦૦૦ સુધી) ઉદ્ભવી. આ રીતે ધર્મગ્રંથ અને સાહિત્યમાં પ્રાકૃતોને સ્થાન મળવાનું મુખ્ય કારણ તો ભગવાન બુદ્ધ અને મહાવીરનો લોકભાષામાં જ ઉપદેશ અને ધર્મપ્રચાર કરવાનો આગ્રહ એ જ ગણી શકાય. બુદ્ધના બે બ્રાહ્મણ અનુયાયીઓએ એમના ઉપદેશને છાંદસ કે વૈદિક ભાષામાં ઉતારવાની અનુજ્ઞા માગેલી તેનો અસ્વીકાર કરીને ભગવાન બુધ્ધે લોકો 'પોતપોતાની ભાષામાં' (सकाय निरुत्तिया) એમનો બોધ સમજે એ જ ઇષ્ટ ગણ્યું હતું. આવી જ રીતે ભગવાન મહાવીરે પણ અર્ધમાગધી સમી પ્રાદેશિક લોકભાષામાં જ ધર્મોપદેશ કરવાનું યુકત ગણ્યું હતું. આ રીતે જનસામાન્યની લોકભાષાઓને અર્થાત્ પ્રાકૃતોનો વેગ મળ્યો, અને બૌદ્ધ ત્રિપિટકાદિ ગ્રંથોની પાલિ, જૈન અંગગ્રંથોની અર્ધમાગધી અને અશોકાદિ પ્રાચીન શિલાલેખોની પ્રાકૃત ભાષાઓ વિકાસ પામી.

આ દ્વિતીય થરની પ્રાકૃત ભાષાઓ વેદકાલીન વૈદિક જનસાધારણની કથ્યભાષાઓ પરથી ઉદ્ભવેલી હોવાથી વૈદિક અને લૌકિક સંસ્કૃત સાથેની એમની સમાનતા અનુસાર એમના ઐતિહાસિક વિકાસનો ક્રમ[૧૦] નીચે પ્રમાણે કલ્પવામાં આવ્યો છે.

(૧) પૂર્વકાલીન પ્રાકૃત ભાષાઓ (ઇ. સ. પૂર્વ ૬૦૦–ઇ. સ. ૧૦૦ સુધી)—બૌધ્ધોના ત્રિપિટક, મહાવંશ, જાતક ગ્રંથોની પાલિભાષા, ગુણાઢ્યની બૃહત્કથા ઈ૦ ની પૈશાચી ભાષા, જૈન અંગગ્રંથોની અર્ધ-માગધી, અને સૂત્રગ્રંથોની જૈન મહારાષ્ટ્રી, અશોકના અને પરવર્તી શિલાલેખોની ભાષા અને અશ્વઘોષનાં નાટકોની પ્રાકૃતો ઈ૦ નો સમાવેશ થાય છે.

(૩) ઉત્તરકાલીન વ્યાકરણ-નાટકાદિકની પ્રાકૃત ભાષાઓ (ઈ. સ.

---

૧૦ આ ભાષાઓની પ્રાદેશિક વ્યવસ્થા સંબંધે આગળ વિવેચન કરીશું.

૧૦૦–ઇ. સ. ૫૦૦ સુધી) ઉ. ત. ભાસ, કાલિદાસાદિ કવિઓનાં નાટકોની શૌરસેની, માગધી, મહારાષ્ટ્રી વગેરે પ્રાકૃત ભાષાઓ, ચંડ, વરરુચિ, હેમચંદ્ર, લક્ષ્મીધર વગેરેનાં પ્રાકૃત વ્યાકરણમાં જેમનાં લક્ષણો અને ઉદાહરણો મળે છે તે ભિન્ન ભિન્ન પ્રાકૃત ભાષાઓ, સેતુબંધ, ગઉડ વહો, ગાથાસપ્તશતી વગેરે વગેરે કાવ્યોની મહારાષ્ટ્રી ભાષા ઇ૦.

(૩) અંતિમ પ્રાકૃતો કે ભિન્નભિન્ન પ્રાદેશિક અપભ્રંશ ભાષાઓ (ઇ. સ. ૫૦૦ થી ઈ. સ. ૧૦૦૦ પર્યંત). ક્રમશઃ આમાંથી મહત્ત્વની ભાષાઓનાં લક્ષણો તપાસીએ.

**પાલિ**—પ્રાકૃત ભાષાઓમાં પાલિનું સ્વરૂપ, એનું વૈદિક અને સંસ્કૃત ભાષા સાથેનું સામ્ય જોતાં, સૌથી જૂનું જણાય છે. દક્ષિણના, અર્થાત્ સિલોનના, હીનયાન બૌધ્ધોના ત્રિપિટક, મહાવંશ, જાતકગ્રંથો વગેરે પાલિમાં રચાયા છે. પ્રાકૃતની માફક પાલિની વ્યુત્પત્તિ સંબંધે પણ વિદ્વાનોમાં ઘણો મતભેદ છે. યુરોપિયન વિદ્વાનો પ્રાલિમાંથી પાલિની વ્યુત્પત્તિ સાધે છે. પ્રાલિ એટલે મૂળ તો 'ગ્રંથનાં પત્રની હાર' અને એમાંથી લક્ષણાએ 'ગ્રંથ' ને અંતે 'ગ્રંથની ભાષા'. રાજવાડે[૧૧] प्रकट > पाअड > पाअल > पाल એમ प्रकट ( = સામાન્ય લોકો ) માંથી 'પાલિ' વ્યુત્પન્ન કરે છે. બૌદ્ધ ધર્મના પ્રસિદ્ધ વિદ્વાન ધર્માનંદ કોસંબી पाल् 'રક્ષવું' ઉપરથી पालि એટલે 'જેમાં (બૌદ્ધ) ધર્મસાહિત્ય રક્ષાયું છે તે ભાષા' એવી વ્યુત્પત્તિ આપે છે. કેટલાક વિદ્વાનો पालि શબ્દ पंक्ति (પંક્તિ, અર્થાત ધર્મશાસ્ત્રની વચનપંક્તિ) ઉપરથી નીકળેલો માને છે. પ્રાચીન બૌદ્ધ લેખકો એમના ગ્રંથમાં ધર્મશાસ્ત્રની વચનપંક્તિ ઉતારતી વખતે 'પાલિ' શબ્દનો પ્રયોગ કરતા હતા. આથી પછીના કાળમાં બૌદ્ધ ધર્મશાસ્ત્રની ભાષાનું જ નામ 'પાલિ' પડયું.[૧૨] અન્ય વિદ્વાનો पालि ને पल्लि ઉપરથી સિદ્ધ કરે છે. पल्लि એટલે 'ગામડું;' એ ઉપરથી पालि એટલે 'ગામડાંની ભાષા, કે જનસામાન્યની ભાષા'.[૧૩] पल्लि શબ્દ જૈન પ્રાચીન અંગ ગ્રંથોમાં મળે

૧૧. જુઓ Gune, 'Comparative Philology,' 160.

૧૨ જુઓ ' पालिप्रकाश'—प्रवेशक, पृ. ९.

૧૩ 'पाइअसद्दमहण्णवो,' उपोद्घात, पृ. १३

છે, એટલે એ જૂનો છે.[૧૪] પંડિત બેચરદાસ પિટક ગ્રંથોમાં વપરાયેલા 'દેશ' એ અર્થવાળા परियाय શબ્દ જેમાંથી અશોકના લેખોમાં વપરાયેલું पलियाय રૂપ મળે છે, એમાંથી 'પાલિ' વ્યુત્પન્ન કરે છે.[૧૫] અન્ય મત પ્રમાણે પાલિ એટલે દેશભાષા એવો અર્થ થાય.

પાલિના ઉત્પત્તિસ્થાન વિષે પણ ભિન્ન ભિન્ન મતો પ્રવર્તે છે. બૌદ્ધ લોકો આ ભાષાને માગધી કહે છે અને એના ઉત્પત્તિસ્થાન તરીકે મગધદેશ બતાવે છે. ભગવાન બુદ્ધ માગધીમાં ધર્મોપદેશ આપતા, જેનો સંગ્રહ પાલિગ્રંથોમાં થયેલો છે. વિન્ડીશ ( Windisch ) પાલિને માગધી ભાષા ઉપરથી એનાં કેટલાંક લક્ષણો લુપ્ત થઇને ઉદ્ભવેલી સાહિત્યભાષા માને છે. કુહ્ન ( Kuhn ) ના મત અનુસાર અશોકના પુત્ર મહેન્દ્રે સિલોનમાં જઇને બૌદ્ધ ધર્મનો પ્રચાર કર્યો એ સમયે એણે આણેલા ધર્મગ્રંથો ( canons ) ની ભાષામાંથી પાલિ ભાષાની ઉત્પત્તિ થઇ. મહેન્દ્રનું જન્મસ્થાન ઉજ્જયિની હતું, એટલે એના ધર્મપ્રચારની અને એણે આણેલા ધર્મગ્રંથોની ભાષા ઉજ્જયિની-ની ભાષા હોવી જોઈએ એવું કુહ્ન માને છે. ઓ. ફ્રાન્ક પણ પાલિ ભાષાની અશોકના શિલાલેખોથી વિભિન્નતા જોઇને શિલાલેખોના સ્થળોની વચ્ચેના પ્રદેશની, અર્થાત્ ઉજ્જયિનીની એ (પાલિ) ભાષા હશે એવું અનુમાન કરે છે. ઓલ્ડનબર્ગ કલિંગ દેશની કથ્યભાષા ઉપરથી પાલિની ઉત્પત્તિ માને છે.[૧૬] વિન્ડિશ એને પ્રાદેશિક ભાષા ન ગણતાં, જેમાંથી પ્રાદેશિકતા (dialecticism) ચાલ્યાં ગયાં છે તેવી શિષ્ટ સાહિત્યભાષા ગણે છે, જોકે એની ઉત્પત્તિ માગધીમાંથી (માગધી-નાં પ્રાદેશિક લક્ષણો र > ल, પ્રથમા એક વચન નો ए, ષ૦ લુપ્ત થઇને) થઇ હોવાનું એ બૌદ્ધ પ્રણાલિકાને અનુસરીને સ્વીકારે છે.[૧૭] ડૉ. કોનો (Konow) અને સર જ્યોર્જ ગ્રિયરસન પૈશાચી ભાષા સાથે

---

૧૪ જુઓ विपाकश्रुत, સંપાદિત પં. હરગોવિન્દદાસ શેઠ, પૃ. ૩૮–૩૯.

૧૫ પં. બેચરદાસ, ગુજરાતી ભાષાની ઉત્ક્રાન્તિ, ૧૯૪૩, પૃ. ૧૦૪–૧૦૫, ટીપ.

૧૬. જુઓ Gune, Ibid. p 177.

૧૭. Ibid p. 178

પાલિનું સાદૃશ્ય જોઇને પૈશાચી ભાષા જેમાં પ્રચલિત હતી એ પ્રદેશને પાલિનું ઉત્પત્તિસ્થાન માને છે. ડૉ. સુનીતિકુમાર ચેટરજીનું[૧૮] આ સંબંધે એવું માનવું છે કે બુદ્ધના સમસ્ત ઉપદેશ, જે મૂળ માગધીમાં હતા તે ઇ. સ. પૂર્વ ૨૦૦ આસપાસમાં મધ્યદેશની શૌરસેની પ્રાકૃતમાં ઉતારવામાં આવ્યા, જે પછીથી પાલિના નામથી પ્રસિદ્ધ થયા. પં. હરગોવિંદદાસ અશોકના ગિરનારના લેખ સાથે પાલિનું સામ્ય જોઇને એને પશ્ચિમ ભારતની ભાષા ગણે છે, જે પછીના સમયમાં ત્યાંથી સિલોન લઇ જવામાં આવી અને ત્યાં ક્રમશઃ પાલિનું સ્વરૂપ ધારણ કર્યું.[૧૯]

પાલિનું પૈશાચી સાથેનું ખૂબ મળતાપણું ધ્યાનમાં લેતાં, અને પૈશાચી ભાષા સાથે અશોકના ઉત્તરના શાહબાઝગઢી અને પશ્ચિમના ગિરનારના લેખનું સાદૃશ્ય જોતાં, એમ લાગે છે કે ઉત્તર અને પશ્ચિમના પ્રદેશમાં એક કાળે જે ભાષા પ્રચલિત હતી, જે સ્વરૂપે સંસ્કૃતની ખૂબ સમીપ હતી અને જેમાંથી પછીના સમયમાં પૈશાચી અને શૌરસેની નીકળી, એ પાશ્ચાત્ય લોકભાષામાંથી પાલિનો ઉદ્ભવ થયો. આથી જ એ પૈશાચી શૌરસેનીને મળતી આવે છે અને અશોકના માગધીતત્વપ્રચુર પૂર્વ અને દક્ષિણના લેખોથી જુદી પડે છે. એ પંચનદ, આનર્ત અને ઉજ્જયિનીમાં થોડાક પ્રાદેશિક સ્વરૂપભેદે સામાન્ય લોકોમાં ઈ. સ. પૂર્વની ચારપાંચ સદીઓમાં બોલાતી હોવાનો ઘણો સંભવ છે.

નીચેનાં ઉદાહરણોથી પાલિ ભાષાના સ્વરૂપનો ખ્યાલ આવશે.

"एवं मे सुतं। एकं समयं भगवा आळवियं विहरति आळवकस्स यक्खस्स भवने। अथ खो आळवको यक्खो येन भगवा तेनुपसंकमि उपसंकमित्वा भगवंतं एतदवोच ॥

किं सूध वित्तं पुरिसस्स सेट्ठं ?
किं सु सुचिण्णं सुखमावहाति ?
किं सु हवे सादुतरं रसानं ?

---

૧૮. Origin & Development of the Bengali Language. Vol I, p. 57.

૧૯ 'पाइअसद्दमहण्णवो,' प्रस्तावना पृ. १४.

कथंजीविं जीवितमाहु सेट्ठं ? ॥" (सुत्तनिपात, १०) [२०]

"अतीते वारणसियं ब्रह्मदत्ते रज्जं कारेन्ते बोधिसत्तो तस्स अमच्चरतनं अहोसि। वाराणसीराजा आलसियजातिको अहोसि। बोधिसत्तो राजानं बोधेस्सामीति एकं उपायं उपधारेन्तो चरति। अथ एक दिवसं राजा उय्यानं गन्त्वा अमच्चपरिवुतो तत्थ विचरन्तो एकं गजकुम्भं आलसियं पस्सि।" (गजकुम्भजातक) [२१]

પાલિની તેમ જ હવે પછી ચર્ચા કરીશું તે અન્ય પ્રાકૃત ભાષાઓની સવિસ્તર સમીક્ષા કરવી અહીં શક્ય નથી. આથી ટૂંકમાં જ એનાં સ્વરૂપલક્ષણો જોઈ લઈશું. પાલિમાં સંસ્કૃતના વ્યંજનો લગભગ સંપૂર્ણ રીતે જળવાયા છે. यक्खो, सेट्ठं, बोधिसतो જેવા શબ્દો પાલિમાં પ્રવર્તવા શરૂ થયેલો એકીકરણવ્યાપાર દર્શાવે છે. सादुतरं સંયુક્ત વ્યંજનમાંથી પોચા વ્યંજનના લોપનું ઉદાહરણ છે. अमच्च માં त्य નો એકીકરણથી च થઈને પૂર્વનો દીર્ઘસ્વર હ્રસ્વ

---

૨૦ જુઓ, પં બેચરદાસ, એ જ, પૃ. ૧૦૬, ટીપ.

સંસ્કૃત છાયા—

"एवं मया श्रुतं। एकस्मिन् समये भगवान् आलविके विहरति आलवकस्य यक्षस्य भवने। अथ खलु आलवकः यक्षः येन भगवान् तेन उपसंक्रमामि, उपसंक्रम्य भगवंतं एतदवोचत् ॥"

"किंस्विदिह वित्तं पुरुषस्य श्रेष्ठम् ?
किंस्वित् सुचीर्णं सुखमावहति ?
किंस्विद् भवेत् स्वादुतरं रसानाम् ?
कथंजीवि जीवितमाहु श्रेष्ठम् ?" (सूत्रनिपात, १०)

૨૧. જુઓ Fausboll, 'Jātaka' III, 140.

"अतीते वाराणस्यां ब्रह्मदते राज्यं कुर्वति बोधिसत्त्वः तस्य अमात्यरत्नं अभवत्। वाराणसीराजा आलसिकजातिकः अभवत्। बोधिसत्त्वः राजानं बोधयिष्यामि इति एकं उपायं उपधारयन् चरति। अथ एकस्मिन् दिवसे राजा उद्यानं गत्वा अमात्यपरिवृतः तत्र विचरन् एकं गजकुंभं आलसिकं अपश्यत् ॥"
(गजकुंभजातक)

બન્યો છે. वाराणसियं માં સ્વરભક્તિથી ०स्यां નું सियं થયું છે. પ્રત્યયો તો એટલા બધા સંસ્કૃતની સમીપ છે, કે પદબંધારણ (morphology)માં પાલિ અને સંસ્કૃત વચ્ચે ભેદ નજીવો જ લાગે છે. તોપણ કેટલેક અંશે પાલિમાં લોકભાષાને સહજ એવાં પરિવર્તનો જણાય છે. જેમકે વ્યંજનાંત શબ્દમૂલો (stems) અંતે અ ઉમેરાઈને સ્વરાંત બન્યાં છે, દ્વિવચનનો લોપ થાય છે, ચતુર્થીષષ્ઠી અભિન્ન બને છે, આત્મનેપદનો વપરાશ ઓછો થાય છે, પૂર્ણ ભૂતકાળનું નિદર્શન મળતું નથી, અદ્યતન અને હ્યસ્તન ભૂતકાળ વચ્ચેનો ભેદ જળવાતો નથી, ઇ૰.

**અશોકના શિલાલેખોની પ્રાકૃતો**—સમ્રાટ્ અશોકના શિલાલેખોની ભાષા એ પ્રાકૃતોનું સૌથી પ્રાચીન ઐતિહાસિક નિદર્શન છે.

વેદકાલીન પ્રાકૃતોનું નિદર્શન જળવાયું નથી, અને પાલિ અશોકના શિલાલેખોની પછીના સમયમાં ગ્રંથસ્થ થઈ, એટલે ઐતિહાસિક ક્રમે અશોકના શિલાલેખોની ભાષા એ પ્રાકૃતોનું અદ્યપર્યન્ત ઉપલબ્ધ થતું જૂનામાં જૂનું સ્વરૂપ છે.

સમ્રાટ્ અશોકનું રાજ્યાભિષેકના આઠમા વર્ષ પછી કલિંગ-વિજયમાં થયેલી ઘોર હિંસાને કારણે હૃદયપરિવર્તન થયું, ત્યાર પછીનાં એમનાં ધર્મવિષયક મંતવ્યો, શાસનો ઇ૰ રાજ્યભિષેકના તેરમા ચૌદમા વર્ષમાં પર્વતની શિલાઓ ઉપર ઉત્તરમાં શાહબાઝગઢી ( અટક પાસે ), મન્સેરા ( એબોટાબાદ પાસે ) અને કાલ્સી ( દેહરાદૂન જિલ્લામાં ), પૂર્વમાં ધૌલિ ( કટક જિલ્લો ) અને જૌગડા ( ગંજામ જિલ્લો ), અને પશ્ચિમમાં ગિરનાર અને સોપારા એ સ્થળોએ કોતરાવ્યા છે.[૨૨] ઉત્તરના શાહાબાઝગઢી અને મન્સેરાના લેખો ખરોષ્ઠીમાં, અને બાકીના બ્રાહ્મી

૨૨. આ લેખકો પુરાતત્ત્વવિદોમાં Fourteen Rock Edicts ના નામથી પ્રસિદ્ધ છે. આ ઉપરાંતના અશોકના માસ્કી, સહસ્રામ, વૈરાટ, બ્રહ્મગિરિ વગેરે સ્થળોના Minor Rock Edicts, દિલ્હી–ટોપરા, દિલ્હી–મીરત, અલ્હાબાદ–કોસામ, લૌરિયા, રામપૂર્વા વગેરે Pillar Edicts, અને ગયા પાસેના Barabar Cave Inscriptions ઇ૰ જાણીતા છે. ભાષાદૃષ્ટિએ Fourteen Rock Edicts સૌથી મહત્વના છે.

લિપિમાં છે. ભાષાદૃષ્ટિએ ગિરનાર અને શાહબાઝગઢી એક સ્વરૂપના, પાલિપૈશાચીને મળતા છે; તો બાકીના કાલ્સી, ધૌલિ–જૌગડા વગેરે લેખો અન્ય સ્વરૂપના, માગધીને મળતા આવે છે. ઉત્તરના મન્સેરામાં બંને સ્વરૂપોનાં લક્ષણો મળે છે. નીચેનાં ગિરનાર, જૌગડા, શાહબાઝગઢી અને મન્સેરાના પહેલા લેખના અવતરણોથી આ વાતની પ્રતીતિ થશે.

| ગિરનાર | શાહબાઝગઢી | મન્સેરા | જૌગડા |
|---|---|---|---|
| इयं धंमलिपी | अय ध्रमदिपि | अयि ध्रमदिपि | इयं धंमलिपी |
| देवानंप्रियेन | देवनप्रिअस | देवनंप्रियेन | देवानंपियेन |
| प्रियदसिना | | प्रियद्रशिन | पियदसिना |
| राञा लेखापिता । | रञो लिखपितु । | रजिन लिखपित । | लाजिना लिखापिता । |
| इध न किंचि | हिद नो किचि | हिद नो किछि | हिद नो किछि |
| जीवं आरभित्पा | जिवे अरभितु | जिवे अरभितु | जीवं आलभितु |
| प्रजूहितव्यं नच | प्रयुहोतवे नो पिच | प्रजोहितवियेनोपि | प्रजोहितवियेनोपि च |
| समाजो कतव्यो । | समज कटव । | च समजे कटविये । | समाजे कटविये । |
| बहुकं हि दोसं | वहुक हि दोष | बहुक हि दोष | बहुकं हिं दोसं |
| समाजम्हि | समयस्पि | समजस | समाजस |
| पसति देवानंप्रियो | देवणप्रियेप्रिअद्रशि | देवनंप्रिये प्रियद्रशि | द्रखति देवानंपिये |
| प्रियदसि राजा । | रय दखति । | रज दखति । | पिअदसी लाजा । |
| अस्ति पि तु एकचा | अस्ति पि चु एकतिअ | अस्ति पि चु | अथि पि चु |
| समाजा | समये | एकतिय समज | एकतिया समाजा |
| साधुमता देवानं | ससुमते देवन | सधुमत देवन | साधुमता देवानं |
| प्रियस प्रियदसिनो | पिअस प्रिअद्रशिस | प्रियस प्रियद्रशिस | पियस पियद्रसिने |
| राञो । (Rock Edict I) | रञो । | रजिने । | लाजिने । |

પ્રથમ દૃષ્ટિએ જ ગિરનાર–શાહબાઝગઢીના પાશ્ચાત્ય ભાષાસ્વરૂપ અને જૌગડાના પ્રાચ્ય ભાષાસ્વરૂપ વચ્ચે કેટલુંક સ્પષ્ટ અંતર જણાશે. ગિરનાર–શાહબાઝગઢીમાં જ્યાં र् છે ( राजा, आरभितु ) ત્યાં જૌગડામાં ल આવે છે ( જેમકે, लाजा, आलभितु ). ગિરનાર શાહબાઝગઢીમાં સંયુક્ત વ્યંજનો આવે છે, જેમ કે प्रियद्रासि, कतव्यो, તો જૌગડામાં

લોપથી કે સ્વરભક્તિથી એમનું ઋજુકરણ (simplification) થાય છે. જેમકે पियदसि, कटाविये ઇ૦. પ્રાકૃત (र्ના પરવર્તી દંત્ય વર્ણનું) મૂર્ધન્યકરણ જૌગડામાં कटाविये, सूपाठाये જેવાં રૂપોમાં નજરે પડે છે, જે ગિરનારમાં નથી. ગિરનારમાં न्, ञ्, અને ण् એ ત્રણે અનુનાસિકો મળે છે, તો જૌગડામાં માત્ર न् જ મળે છે.

આમ અશોકના શિલાલેખોમાં બે સ્પષ્ટ ભાષાસ્વરૂપો (dialects)નું નિદર્શન મળે છે.[૨૩] એક ગિરનાર–શાહબાઝગઢી અને ઘણે અંશે મન્સેરાનું પાશ્ચાત્ય ભાષાસ્વરૂપ (western dialect) અને બીજું કાલ્સી, ધૌલી, જૌગડા, સ્તંભલેખો (Pillar-Edicts) અને ગૌણ શિલાલેખો (Minor Rock Edicts)માં મળતું પ્રાચ્ય ભાષાસ્વરૂપ (Eastern dialect).ગિરનાર શાહબાઝગઢીના પાશ્ચાત્ય રૂપમાં ण् અને ञ् બંને જળવાયા છે, આદિ य् અને र् નો લોપ થતો નથી. સંયુક્તાક્ષરોનો र् લોપાતો નથી. અકારાંત નામાદિકમાં પ્રથમા એકવચન પદાંત ओ, અને સપ્તમી એકવચન પદાંત म्हि અને इ થી બને છે. प्रिय અને पुत्र જેવા સંસ્કૃત તત્સમોનો પ્રયોગ એ આ ભાષાસ્વરૂપની લાક્ષણિક વિશેષતા છે. કાલ્સી, ધૌલી, જૌગડા વગેરે શિલાલેખોનું પ્રાચ્ય ભાષાસ્વરૂપ સામ્રાજ્યની રાજધાનીની મુખ્ય ભાષા માગધીને અનુસરે છે. મગધમાં એ મુખ્ય ભાષા તરીકે અને એના સમીપવર્તી પ્રદેશોમાં રાજભાષા કે વ્યાપક ભાષા (lingua franca) તરીકે એ વપરાતી હશે એમ લાગે છે. એનાં મુખ્ય લક્ષણોમાં ण् અને ञ् ને સ્થાને કેવળ न् નો પ્રયોગ, આદિ य् નો અને મધ્યવર્તી र् નો લોપ અને આદિ र् નો ल्, સંયુકતાક્ષરના य નો વચ્ચે इ મૂકીને સ્વરભક્તિથી વિશ્લેષ, નર અને નાન્યતર પ્રથમા એકવચનમાં ए પ્રત્યય અને સપ્તમી એકવચનમાં सि પ્રત્યય એ વગેરે ગણાવી શકાય.

આ બે મુખ્ય ભાષાપ્રકારમાં લખાયેલા શિલાલેખોમાં પણ કેટલાક પરસ્પર ભાષાભેદ નજરે પડે છે. ઉ. ત. ગિરનાર અને શાહબાઝગઢીની ભાષા એકજ પ્રકારની હોવા છતાં બન્ને વચ્ચે કેટલોક સૂક્ષ્મ ભેદ પડે

---

૨૩. જુઓ Emile Senart, Inscriptions of Piyadasi, trans. Indian Antiquary, XXI, 1892, p. 171.

છે. જેમ કે ગિરનારમાં માત્ર स् એ એકજ દંત્ય અન્તઃસ્થ મળે છે, જ્યારે શાહબાઝગઢીમાં એ ઉપરાંત તાલવ્ય, મૂર્ધન્ય श् અને ष् બંને સચવાયા છે; ગિરનારના त्प અને स्ट જેવા સંયોગો શાહબાઝગઢીમાં એકીકરણ (assimilation) પામ્યા છે; ગિરનારના र्थ, म्ह કે ह्म શાહબાઝગઢીમાં थ અને म થઇ જાય છે; ગિરનારનો ऐ શાહબાઝગઢીમાં નજરે પડતો નથી; નાન્યતર પ્રથમા એકવચનમાં ગિરનારમાં म આવે છે, તો શાહબાઝગઢીમાં ए પ્રત્યય આવે છે; ગિરનારનો સપ્તમી એકવચન પ્રત્યય मि શાહબાઝગઢીમાં નજરે પડતો નથી, પણ તેને બદલે ઘણી વાર सि આવે છે; અને ત્રીજા પુરુષ બહુવચનના ગિરનારના रे પ્રત્યયને સ્થાને શાહબાઝગઢીમાં सु પ્રત્યય આવે છે. આમ અશોકના શિલાલેખોના પાશ્ચાત્ય ભાષાપ્રકારના ઉત્તરનો અને દક્ષિણનો એવા બે પ્રભેદ પડે છે. પ્રાચ્ય ભાષાપ્રકારમાં લખાયેલા શિલાલેખોમાં કાલ્સી, ધૌલી, જૌગડા, સ્તંભલેખો વગેરેની ભાષા લગભગ સમાન રૂપની (પ્રાચીન માગધી) છે. માત્ર મ્હેસુરના બ્રહ્મગિરિના ગૌણ શિલાલેખોમાં (Minor Rock Edicts માં) થોડીક ભિન્નતા નજરે પડે છે, પણ તે અલગ ભાષા-પ્રભેદ (sub-dialect) ગણાવી શકાય તેવી નથી.

આમ અશોકના શિલાલેખોમાં બે મુખ્ય ભાષાસ્વરૂપો, પાશ્ચાત્ય અને પ્રાચ્ય નજરે પડે છે. પાશ્ચાત્યના ઉત્તરનો અને દક્ષિણનો એવા બે પ્રભેદો નજરે પડે છે એટલે ડૉ. દેવદત્ત ભાણ્ડારકર[૨૪] સૂચવે છે તેમ અશોકના શિલાલેખોની ભાષાના ત્રણ પ્રકાર પાડી શકાય : ઉત્તરાપથની (શાહબાઝગઢીની; ઉત્તર પ્રદેશની પાશ્ચાત્ય), દક્ષિણાપથની (ગિરનાર, સોપારાની, દક્ષિણ બાજુની પાશ્ચાત્ય), અને મધ્યદેશની (પ્રાચ્ય, જે રજપુતાના તથા મધ્યહિંદથી પૂર્વમાં મગધ સુધી વિસ્તરેલી છે). અશોકના લેખોની મધ્યદેશની કે પ્રાચ્ય ભાષામાં પ્રભેદો નજરે પડતા નથી એટલે એમ ન માની શકાય કે અશોકના સમયમાં આ તમામ પ્રદેશમાં એકજ સ્વરૂપની ભાષા બોલાતી હતી. અશોકના પછી એક શતકે લખાયેલા ખંડગિરિના શિલાલેખો, જે ધૌલી જૌગડાની નજીકજ

૨૪. As'oka p. 194.

છે તેમની ભાષા ધૌલી–જૌગડાની ભાષાથી ભિન્ન છે. ખંડગિરિમાં પ્રથમા એકવચનમાં ओ અને સપ્તમી એકવચનમાં ए પદાન્ત મળે છે; જ્યારે ધૌલિ–જૌગડામાં એને સ્થાને માગધીના ए અને सि આવે છે. આવી જ રીતે રૂપનાથ અને અલ્હાબાદની વચ્ચે આવેલા ભારહુત (Bharbut) સ્તૂપના અશોકકાલીન લેખોમાં માગધીતત્ત્વ નજરે પડતું નથી જે રૂપનાથના ગૌણુ શિલાલેખ અને અલ્હાબાદના સ્તંભલેખમાં સ્પષ્ટ રીતે છે. એટલે એવું અનુમાન થઇ શકે છે કે અશોકના સમયમાં કલિંગ કે મધ્યદેશની ભાષા માગધી નહી હોય પણ એ રાજભાષા તેમજ વ્યાપક ભાષા હોવાથી ત્યાં સમજી શકાતી હશે. ગિરનાર–શાહબાઝગઢીના લેખો મૌર્ય સામ્રાજ્યના સીમાવર્તી પ્રદેશોમાં લખાયેલા હોવાથી ત્યાં રાજભાષાને બદલે પ્રાદેશિક ભાષાનો સ્વીકાર કરવામાં આવ્યો છે.

અશોકના લેખોની ભાષા એ એક વિશાળ સ્વતંત્ર અભ્યાસનો વિષય છે તેથી તેની વિસ્તૃત ચર્ચા કરવી એ આ ગ્રંથની મર્યાદામાં શક્ય નથી.[૨૫]

**જૈન પ્રાચીન અંગગ્રંથોની અર્ધમાગધી**—આ યુગની ત્રીજી પ્રાચીન ભાષા તે જૈન પ્રાચીન આચારાંગ આદિ અંગગ્રંથોની અર્ધમાગધી ભાષા છે. ભગવાન મહાવીર અર્ધમાગધી ભાષામાં ઉપદેશ કરતા હતા.[૨૬] એમના ઉપદેશ અનુસાર એમના પટ્ટધર ગણધર શ્રી સુધર્માસ્વામીએ અર્ધમાગધી ભાષામાં આચારાંગ વગેરે સૂત્રગ્રંથોની રચના કરી હતી. આ ગ્રંથો શ્વેતાંબરોને મતે ઇ. સ. ૪૫૪ માં વલભી નગરીમાં ક્ષમાશ્રમણ દેવર્દ્ધિગણિએ લિપિબદ્ધ કર્યા ત્યાં સુધી જૈન મુનિઓએ સ્મૃતિ-

---

૨૫ અશોકના શિલાલેખોની ભાષાની સવિસ્તર ચર્ચા માટે જુઓ.
Buhler — Epigraphia Indica, I & II,
Emile Senart — Inscriptions of Piyadasi, Indian Antiquary, Vol XXI, 1892
E. Hultzsch — Corpus Inscriptionum Indicarum, Vol I, 1925.
Woolner — Aśoka Text & Glossary, ઇ૦.

૨૬ भगवं च णं अद्धमागहीए भासाए धम्ममाइक्खइ ( समवायाङ्गसूत्र ).
જુઓ पाइअसद्दमहण्णवो, उपोद्घात, पृ. १९.

પરંપરાએ એ જાળવી રાખ્યા. યથાવત્ જાળવી રાખવાના પૂર્ણ પ્રયત્ન છતાં એ ગ્રંથો અર્થપ્રધાન હોવાથી તેમજ જનસાધારણની કથ્ય ભાષામાં રચાયેલા હોવાથી લોકોને ધર્મોપદેશ કરતાં કરતાં પણ એમાં કેટલુંક સહજ જ પરિવર્તન થવું સ્વાભાવિક છે. ઉપરાંત ઇ. સ. પૂર્વે ૩૧૦ માં ચંદ્રગુપ્તના રાજ્યકાળમાં મગધમાં બાર વર્ષ જેટલો લાંબો કાળ પડેલો એ દરમિયાન સાધુઓને નિર્વાહ માટે દક્ષિણના સમુદ્રતીરવર્તી પ્રદેશોમાં જવું પડેલું.[૨૭] દુષ્કાળ પૂરો થતાં પાટલીપુત્રમાં સંઘ ફરી એકત્ર થયો અને સૂત્રગ્રંથોમાંથી જે જે સાધુને જે જે યાદ હતું તે એકત્ર કરીને અગિયાર અંગગ્રંથો સંકલિત કર્યા.[૨૮] દક્ષિણમાં લાંબા કાળ સુધી વસેલા સાધુઓની ભાષા ઉપર મહારાષ્ટ્રીની સારી પેઠે છાયા પડી હતી, આથી એમની સ્મૃતિ ઉપરથી આકલન કરેલા અંગગ્રંથોની ભાષા મગધ આદિની માગધી જેવી ભાષાઓ કરતાં દક્ષિણની મહારાષ્ટ્રી ભાષાને વધારે મળતી આવે છે. વલભી અને મથુરામાં ઈ. સ. ની પાંચમી સદીમાં આ ગ્રંથો લિપિબદ્ધ કરવાને મુનિસંમેલનો થયેલાં અને એમાં જુદા જુદા પ્રદેશોમાંથી મુનિઓ આવેલા. એથી લિપિબદ્ધ અંગગ્રંથોમાં એક જ ગ્રંથમાં ઘણીવાર ભિન્ન ભિન્ન ભાષાસ્વરૂપોનું નિદર્શન મળે છે. આથી જ ઇ. સ. ની સાતમી સદીમાં જિનદાસગણિએ એમની निशीथ-चूर्णि માં અર્ધમાગધીની 'મગધના અર્ધ પ્રદેશની ભાષામાં ગ્રથિત તે અર્ધમાગધી, અથવા અઢાર દેશી ભાષાસમૂહ તે અર્ધમાગધી' એવી વ્યાખ્યા બાંધી છે.[૨૯] એકંદરે પાટલીપુત્રના સંમેલન પછી અંગગ્રંથોની ભાષામાં ખાસ મૂલગત પરિવર્તન થયું હોવાનો સંભવ નથી.

આ અર્ધમાગધીમાં માગધી કરતાં સામાન્ય પ્રાકૃત સાથે અધિક મળતાપણું હોવાથી કેટલાક પ્રાચીન અને અર્વાચીન વિદ્વાનોએ એને પ્રાકૃતનું

---

૨૭. જુઓ આ સંબંધમાં Annual Report of Asiatic Society, Bengal, 1893 માં Dr. Hoernle નો લેખ.

૨૮ स्थविरावलीचरित सर्ग ९, श्लो. ५५-५९; पाइअसद्द० उपोद्घात० પૃ. ૨૦ ઉપર ઉદ્ધૃત.

૨૯ 'मगहद्धविसयभासाणिबद्धं अद्धमागहं, अट्ठारसदेसीभासाणिययं वा अद्धमागहं,' निशीथचूर्णि.

એક સ્વરૂપ ગણ્યું છે. પ્રાચીનમાં સમવાયાંગ, ઔપપાતિક અને પ્રજ્ઞાપના સૂત્રમાં એને અર્ધમાગધી નામ આપ્યું છે, તો સ્થાનાંગ સૂત્રમાં અને હેમચંદ્રાચાર્ય આદિએ એને ઋષિભાષિતા કે આર્ષ પ્રાકૃત ભાષા કહી છે. અર્વાચીન ભાષાપંડિતોમાં યાકોબી એને જૈન મહારાષ્ટ્રી કે પુરાતન મહારાષ્ટ્રી તરીકે ઓળખાવે છે. પિશેલ યાકોબીના મતનો અસ્વીકાર કરી, સૂત્રગ્રંથોની ભાષાની મહારાષ્ટ્રી પ્રાકૃતથી કેટલીક વિશેષતા જોઇને એને આર્ષ પ્રાકૃત કે અર્ધમાગધી કહે છે. પં. બેચરદાસના મત[30] પ્રમાણે પ્રાચીન અર્ધમાગધીને સ્વતંત્ર ભાષા ન ગણતાં મહારાષ્ટ્રી પ્રાકૃતમાં અંતર્ગત ગણવી જોઇએ, કારણ કે પ્રાચીન અર્ધમાગધીમાં મહારાષ્ટ્રી કરતાં કેવળ બેચાર રૂપોની જ વિશેષતા છે. તેમાં માગધીનાં તત્ત્વો નથી, કે નાટકવ્યાકરણાદિકની અર્ધમાગધી સાથે મળતાપણું નથી, તેમજ કેટલાક પ્રાચીન જૈન ગ્રંથો અને હેમચંદ્રાચાર્ય એનો પ્રાકૃતથી જ નિર્દેશ કરે છે. પં. બેચરદાસના આ મતનું ખંડન કરતાં પં. હરગોવિંદદાસ[31] જણાવે છે કે સામાન્ય પ્રાકૃત કરતાં પ્રાચીન અર્ધમાગધીની વિશેષતાઓ ઘણી અને નોંધપાત્ર છે; અને નાટકોની અર્ધમાગધીથી પ્રાચીન અંગગ્રંથોની અર્ધમાગધી ઘણી પ્રાચીન છે તેથી ભગવાન બુદ્ધનો મૂળ માગધીમાં કરેલો ધર્મોપદેશ જે ત્રિપિટકાદિ ગ્રંથોમાં સંગૃહીત થયો છે તેની પાલિ ભાષા જેમ વ્યાકરણાદિકની માગધીથી પુરાતન હોઇ જુદી પડે છે, તેમ અંગગ્રંથોની અર્ધમાગધી ભાષા નાટકાદિકની અર્ધમાગધીથી જુદી પડે છે; તેમ પ્રાચીન ગ્રંથો અને આચાર્ય હેમચંદ્ર અર્ધમાગધીને પ્રાકૃતમાં અન્તર્ગત કરે છે ત્યાં તેમને પ્રાકૃતનો કથ્યભાષા કે લોકભાષા એવો વ્યાપક અર્થ ઇષ્ટ છે, જેને મહારાષ્ટ્રી પ્રાકૃતના અર્થમાં સંકુચિત કરવો યોગ્ય નથી.

ખરું જોતાં જૈન અંગગ્રથોની અર્ધમાગધી એ ડૉ. હૉર્નલ કહે છે તેમ **પ્રાકૃતનું આર્ષ સ્વરૂપ** છે, જેમાંથી શૌરસેની, મહારાષ્ટ્રી અને નાટકાદિકની અર્ધમાગધી ઉદ્ભવી છે. હેમચંદ્રાચાર્યે એમના

૩૦ જુઓ પ્રાકૃતવ્યાકરણ, પ્રસ્તાવના.

૩૧ જુઓ पाइअसद्द० प्रस्तावना.

પ્રાકૃત વ્યાકરણમાં સ્થળે સ્થળે પ્રાચીન જૈન ગ્રંથોમાંથી ઉદાહરણો લઈ એમને આર્ષ નામથી ઓળખાવ્યાં છે. એમના મત પ્રમાણે આર્ષ પ્રાકૃત એ પ્રાચીન રૂપ છે, જેમાંથી સામાન્ય કે મહારાષ્ટ્રી પ્રાકૃત ઉદ્ભવ્યું છે. આર્ષ પ્રાકૃતને અર્ધમાગધી નામ મળવાનું કારણ નિશીથ-ચૂર્ણિકાર કહે છે તેમ એની મગધના અર્ધપ્રદેશમાં (શૂરસેન અને મગધની વચ્ચેના અન્તરાલ દેશમાં) થયેલી ઉત્પત્તિ એ હોઈ શકે. ચંદ્રગુપ્તના સમયમાં મુનિઓએ દક્ષિણમાં કરેલા સ્થલાંતરથી એમણે સ્મૃતિમાં સંઘરેલા અંગગ્રંથોમાંથી માગધી–શૌરસેનીનાં લક્ષણો લુપ્ત થઈ મહારાષ્ટ્રી પ્રાકૃતનાં લક્ષણો પ્રવેશ્યાં હોવાં સંભવિત છે. આ પ્રશ્નનો અર્ધમાગધીની વ્યુત્પત્તિ તથા મહારાષ્ટ્રીના સંબંધવાળો વિવાદગ્રસ્ત ભાગ છોડી દઈએ તો એમ લાગે છે કે અર્ધમાગધી એ અશોકના લેખોની આસપાસના સમયની, ખૂબ ખેડાયલી, સમૃદ્ધ, સામાન્ય પ્રાકૃત કરતાં ઉચ્ચારપ્રક્રિયામાં સંસ્કૃતની વધારે સમીપ એવી, પ્રાચીન (ઘણું કરીને મગધના પશ્ચિમ ભાગની ને મધ્યદેશની) ભાષા છે.

અર્ધમાગધીનો ઉદ્દયકાળ સર રામકૃષ્ણ ભાંડારકરને મતે ઇ. સ. ની બીજી સદી, ડૉ સુનીતિકુમાર ચાતુર્જ્યાના અભિપ્રાય પ્રમાણે ઈ. સ. ની ત્રીજી સદી, ને ડૉ. યાકોબીના મત પ્રમાણે ઇ. સ. પૂર્વેની ચોથી સદી છે. લ્યુડર્સે પ્રસિદ્ધ કરેલાં અશ્વઘોષનાં નાટકો જે ઇ. સ. ની પહેલી સદીમાં રચાયેલાં છે તેમાંની જૈન અર્ધમાગધીના નિદર્શન ઉપરથી પં. હરગોવિંદદાસ યાકોબીના મતને સ્વીકારે છે.

નીચેના ઉદાહરણ ઉપરથી પ્રાચીન અર્ધમાગધીની વિશેષતાઓનો ખ્યાલ આવશે.

"सुयं मे आउसं ! तेणं भगवता एव मक्खातं इह—मेगेसिं णो सण्णा भवति, तं जहा—पुरत्थिमातो वा दिसातो आगतो अहमंसि ? दाहिणातो वा दिसातो आगतो अहमंसि ?

—(आयारांग सुत्त) ૩૧અ

---

૩૧અ "श्रुतंमया आयुष्मन् । तेन भगवता एवमाख्यातम् इह एकेषां न संज्ञा भवति, तद्यथा—पूर्वस्याः वा दिशायाः आगतः अहमस्मि ? दक्षिणस्याः वा दिशायाः आगतः अहमस्मि ?" (आचाराङ्गसूत्र)

પ્રાચીન અર્ધમાગધીમાં અનાદિ અસંયુક્ત क નો ग અને ઘણે સ્થળે त કે य થાય છે. (आराधक—आराहत), અનાદિ અસંયુક્ત च ને ज ના સ્થાનમાં त અને य થાય છે (नाराच—णारात), સ્વરો વચ્ચેના द નો त થાય છે કે द કાયમ રહે છે (यदा—जता), સ્વર-મધ્યવર્તી य કાયમ રહે છે અથવા त થાય છે (सामायिक—सामातित), પુલ્લિંગ પ્રથમા એકવચનમાં ઘણુંખરું ए, ચતુર્થી એકવચનમાં आए, आते, તૃતીયા એકવચનમાં सा, સપ્તમી એકવચનમાં स्सि થાય છે, ભૂતકાળ બહુવચનમાં इसुं, અને तुम् ને સ્થાને इत्तए કે इत्तते આવે છે, ઈ૦.

ઉપરની પૂર્વયુગની પ્રાકૃતોમાંથી વિકાસ પામીને **ઉત્તરયુગની** વ્યાકરણ–નાટકાદિકની પૈશાચી, શૌરસેની, માગધી, મહારાષ્ટ્રી ઈ૦ (ઈ. સ. ૧૦૦ થી ઈ. સ. ૫૦૦ સુધી) **પ્રાકૃત ભાષાઓ** નીકળી છે. ઉત્તરયુગની પ્રાકૃતોનો આરંભ વરરુચિના પ્રાકૃતપ્રકાશ અને ગુણાઢ્યની બૃહત્કથાથી અર્થાત્ ઇસવી સનના આરંભની આસપાસથી ગણી શકાય. ક્રમશ: એમનાં ભિન્ન ભિન્ન સ્વરૂપોની ચર્ચા કરીએ.

**પૈશાચી**—ઉત્તરયુગની પ્રાકૃતોમાં પૈશાચી કદાચ સૌથી પ્રાચીન હોય એમ સંસ્કૃત સાથેની એની સમીપતા જોતાં લાગે છે. ઉત્તરકાલીન પ્રાકૃતોમાં સૌથી જૂનું ઐતિહાસિક નિદર્શન પણ એનું જ મળે છે. એ પૈશાચીમાં લખાયેલી ગુણાઢ્યની બૃહત્કથા નાશ પામી છે, પણ એના ક્ષેમેન્દ્રની બૃહત્કથામંજરી અને સોમદેવરચિત કથાસરિત્સાગર એ સંસ્કૃત અનુવાદો અવશિષ્ટ છે, તેમ જ કુવલયમાલા, કાવ્યાદર્શ, દશરૂપક, હર્ષચરિત, વાસવદત્તા ઈ૦ ગ્રંથોમાં એના સંબંધે સંખ્યાબંધ ઉલ્લેખો મળી આવે છે. પૈશાચીનું નિદર્શન વરરુચિ, હેમચન્દ્ર, લક્ષ્મીધર વગેરેનાં પ્રાકૃત વ્યાકરણો, અને હેમચન્દ્રાચાર્યના કુમારપાલચરિત (પ્રાકૃત દ્વયાશ્રય) માં અને યશઃપાલના મોહરાજપરાજય એ નાટકમાં પ્રાપ્ત થાય છે.

પૈશાચીને આલંકારિકો અને વૈયાકરણોએ પિશાચ, રાક્ષસ અને નીચ જાતિની ભાષા ગણી છે. લક્ષ્મીધરે ષડ્ભાષાચન્દ્રિકામાં પૈશાચીને પાંડ્ય, કેકય, બાહ્લીક વગેરે પિશાચ દેશોની ભાષા કહી છે. માર્કંડેય

પ્રાકૃતસર્વસ્વમાં પૈશાચીના કૈકય, શૌરસેન અને પાંચાલ એવા ત્રણ પ્રભેદ દર્શાવે છે, અને કૈકયને શૌરસેન અને પાંચાલ પૈશાચીની પ્રકૃતિ તરીકે ઓળખાવે છે. માર્કંડેયનો મત સાચી વસ્તુસ્થિતિનું સૂચન કરે છે. મહાભારતમાં પણ કાશ્મીર, ઉરસ, પૈશાચ, કામ્બોજ, દરદ અને શક લોકોનો સાથે ઉલ્લેખ મળે છે, જે ઉપરથી પિશાચ લોકોનું નિવાસસ્થાન ઉત્તરના કોઇ પ્રદેશમાં હતું એમ જણાય છે. માર્કંડેયના અને આ ઉલ્લેખ પરથી સર જ્યોર્જ ગ્રિયરસન હિંદના વાયવ્ય પ્રદેશો-ને પિશાચ દેશ ગણે છે. ડૉ. હૉર્નલના મત પ્રમાણે દ્રાવિડિયન વગેરે પ્રાગાર્ય લોકો જે રીતે આર્યભાષાઓને વિકૃત કરીને બોલતા તે જ પૈશાચી ભાષાસ્વરૂપ.[૩૨] આ મત પ્રાચીન વૈયાકરણો વગેરેના પુરાવાથી વિરુદ્ધ જાય છે. વિદ્વાનો તો બહુધા ગ્રિયરસનનો મત જ માન્ય રાખે છે.

વરરુચિ શૌરસેનીને પૈશાચીની પ્રકૃતિ કે મૂલ ગણે છે. આ ઉપરથી શૌરસેનીમાંથી જ વિકાસ પામીને પૈશાચી ઉદ્ભવી એમ ન લેતાં પૈશાચી એ શૌરસેનીના સમાન સ્વરૂપની ભાષા છે, અને એણે શૌરસેનીમાંથી ઘણા તત્સમો લીધા હશે એમ સમજવું વધારે સયુક્તિક છે. પૈશાચીની ઉત્પત્તિ હિન્દના વાયવ્ય પ્રદેશમાં વેદકાલમાં જે પ્રાકૃત ભાષા પ્રચલિત હશે તેમાંથી થઇ હોવાનો સંભવ છે. પૈશાચીનું હિંદના સીમાવર્તી વાયવ્ય પ્રદેશમાં ઉત્પત્તિસ્થાન, અને એનું અન્ય પ્રાકૃતો કરતાં કંઇક અંશે પ્રાચીન ઇરાનિયન ભાષા તરફ વલણ બંને સૂચક છે.

પૈશાચીનું પૂર્વયુગનું નિદર્શન ગુણાઢ્યની બૃહત્કથા નાશ પામવાથી મળતું નથી. વ્યાકરણ નાટકાદિકમાં જે પૈશાચી મળે છે તે ઉત્તરયુગનું નિદર્શન છે. નીચે હેમચન્દ્રાચાર્યના કુમારપાલચરિતમાંથી પૈશાચીનું અવતરણ આપ્યું છે એ ઉપરથી એના સ્વરૂપનો ખ્યાલ આવશે.

पञ्ञान राचिना गुननिधिना रञ्ञा अनञ्ज-पुञ्ञेन ।
चिन्तेतव्वं मतनाति-वेरिनो किळ विजेतव्वा ॥ ६
सुद्धाकसाय-हितपक-जित-करन-कुतुम्ब-चेसटो योगी ।

---

૩૨. Gaudian Grammar, p. xix

मुक्क–कुटुम्ब–सिनेहो न वलति गन्तून मुक्ख–पतं ॥ ७ [33]

( कुमारपालचरित, सर्ग ८ )

આ ઉપરથી પૈશાચીનું ભાષાસ્વરૂપ જણાશે. આચાર્ય હેમચન્દ્રે પૈશાચીનાં વિશિષ્ટ લક્ષણો[34] આપીને બાકીના સ્વરૂપમાં એને શૌરસેનીની સમાન કહી છે. એમાંનાં મુખ્ય લક્ષણોમાં ज्ञ, न्य કે ण्य ના સ્થાનમાં ञ्ञ, ण ને સ્થાને न, द ને સ્થાને त, ल નો ळ, टु નો વૈકલ્પિક तु, यादृश આદિના यातिस વગેરે, અકારાંત પંચમી એકવચનમાં आतु પ્રત્યય (जिनातो), ભવિષ્ય ત્રીજો પુરુષ એકવચનમાં एय्य પ્રત્યય (हुवेय्य), સંબંધક ભૂતકૃદંતના तून, त्थून, द्धून પ્રત્યયો; ( गम्–गन्तून; नश्–नत्थून, नद्धून) ઇ૦ ગણાવી શકાય.

આચાર્ય હેમચંદ્ર અને એમને અનુસરીને લક્ષ્મીધરે એમનાં-પ્રાકૃત વ્યાકરણોમાં **ચૂલિકાપૈશાચી** નામનો એક પૈશાચીનો ભાષા પ્રભેદ દર્શાવ્યો છે, જેમાં વર્ગીય તૃતીય અને ચતુર્થ વ્યંજનોને સ્થાને ક્રમશ: પ્રથમ અને દ્વિતીય (नगर > नकर, मधुर > मथुर ઇ૦), અને र ના સ્થાનમાં વિકલ્પે ल (रुद्र > रुद्द, लुद्द) એ બે વર્ણવિકાર સિવાય પૈશાચીથી અન્ય કોઈ ભિન્નતા નથી. અન્ય વૈયાકરણો આ લક્ષણોનો પૈશાચીનાં લક્ષણોમાં જ અંતર્ભાવ કરી ચૂલિકાપૈશાચી નામની જુદી વિશિષ્ટ ભાષા માનતા નથી. એટલે ચૂ. પૈ. નો પૈશાચીમાં જ સમાવેશ કરવો ઉચિત છે.

**શૌરસેની**—ભરતનાટયશાસ્ત્રની પ્રણાલિકા અનુસાર નાટકોનો પ્રાકૃત ગદ્યભાગ શૌરસેનીમાં રચાયો છે. અશ્વઘોષનાં નાટકોમાં એક પ્રકારની શૌરસેનીનું સૌથી જૂનું નિદર્શન મળે છે. એનું પૂર્વયુગની

---

૩૩ સંસ્કૃત છાયા—

प्राज्ञानां राज्ञा गुणनिधिना राज्ञा अनन्यपुण्येन ।

चिन्तयितव्यं मदनादिवैरिणः किल विजेतव्याः ॥ ६ ॥

शुद्धाकषायहृदयजितकरणकुटुम्बचेष्टः योगी ।

मुक्तकुटुम्बस्नेहः न वलते (=समायाति) गत्वा मोक्षपदं ॥ ७ ॥

૩૪ પ્રાકૃત વ્યાકરણ, ૮–૪–સૂત્ર ૩૦૩–૩૨૩.

પ્રાકૃત અર્થાત્ પાલિ અશોકલેખો અને અંગગ્રંથોની અર્ધમાગધી જેવું સ્વરૂપ જણાય છે. ત્યારપછી ભાસ–કાલિદાસ વગેરેનાં નાટકોમાં જે શૌરસેનીનાં નિદર્શનો મળે છે તે ઉત્તરકાલીન પ્રાકૃતનાં સ્વરૂપનાં છે. કર્પૂરમંજરીનો સમગ્ર ગદ્યભાગ શૌરસેનીમાં રચાયેલો છે. ઉપરાંત વરરુચિ, હેમચંદ્ર, માર્કંડેય વગેરે પ્રાકૃત વૈયાકરણોએ શૌરસેનીનાં લક્ષણો આપ્યાં છે.

ભરતના નાટ્યશાસ્ત્રમાં નાયિકા અને અન્ય સ્ત્રીપાત્રોને માટે શૌરસેની પ્રયોજવી એમ કહ્યું છે. વળી ભરતે વિદૂષકની ભાષા પ્રાચ્યા જણાવી છે, જે માર્કંડેયે આપેલાં લક્ષણો ઉપરથી શૌરસેનીથી ભિન્ન નથી લાગતી.

શૌરસેનીની ઉત્પત્તિ એના નામ ઉપરથી સૂચવાય છે તેમ શૂરસેન અર્થાત્ મથુરાની આસપાસના પ્રદેશમાંથી (જેમાં પૂર્વ પંજાબનો પણ સમાવેશ કરી શકાય) થઇ છે. વરરુચિ સંસ્કૃતને શૌરસેનીની પ્રકૃતિ (મૂળ કે પ્રભવસ્થાન) કહે છે. એ જ રૂપમાં તો એ વિધાન સાચું નથી; પણ એટલું તો અવશ્ય સ્વીકારવું પડે તેમ છે કે અન્ય પ્રાકૃતોની અપેક્ષાએ શૌરસેનીનું સંસ્કૃત સાથે અધિક સામ્ય છે. શૌરસેનીના ભાષાસ્વરૂપ ઉપરથી સુનીતિબાબુ માને છે કે શૌરસેની એ વેદકાલીન પ્રાકૃત અને મહારાષ્ટ્રી પ્રાકૃત વચ્ચેનું સ્વરૂપ છે, જેમાંથી પરવર્તી સમયમાં મહારાષ્ટ્રી પ્રાકૃત વિકસી છે.[૩૫] આમ વેદયુગમાં મધ્યદેશ કે પંજાબમાં જે ભાષા પ્રચલિત હતી, તેમાંથી શૌરસેની ઉદ્ભવી છે. શૌરસેની અને પૈશાચી બંનેમાં અન્ય પ્રાકૃતોની અપેક્ષાએ કેટલુંક સાદૃશ્ય છે, તેમ જ બંને અશોકના લેખોના પાશ્ચાત્ય ભાષા-સ્વરૂપને મળતી આવે છે એ આ અભિપ્રાયનું સમર્થન કરે છે.

ઉત્તરકાલીન શૌરસેની, જેનું નિદર્શન ભાસ–કાલિદાસનાં નાટકોમાં અને પ્રાકૃત વ્યાકરણોમાં મળે છે, તેનો ઉદ્ગમ ઈ. સ. ના આરંભથી ગણી શકાય.

નીચેનાં ઉદાહરણો ઉપરથી શૌરસેનીની સામાન્ય કે મહારાષ્ટ્રી પ્રાકૃત કરતાં જે વિશેષતા છે તે જણાશે.

---

૩૫. Indo Aryan & Hindi pp 85–86.

शकुन्तला—(सरोषमिव) अणसूए गमिस्सं अहं।

अनसूया—किंणिमित्तं।

शकुन्तला—इमं असंबद्धप्पलाविणिं पिअंवदं अज्जाए गोदमीए णिवेदइस्सं।

अनसूया–सहि, ण जुत्तं अकिदसक्कारं अदिहिविसेसं विसज्जिअ सच्छन्ददो गमणं।

(अभिज्ञानशाकुन्तल, अङ्क १) [३९]

સામાન્ય પ્રાકૃત કરતાં શૌરસેનીમાં નીચે પ્રમાણે વિશેષતાઓ છે: અનાદિ અસંયુક્ત त નો द થાય છે અને द લોપ પામ્યા વિના કાયમ રહે છે, (गौतम्यै > गोदमीए), थ નો ह કે ध થાય છે (अतिथि > अदिहि, नाथ > णाध), र्य નો य्य કે ज्ज થાય છે (आर्यायै > अज्जाए), પંચમી એકવચનમાં दो અને दु પ્રત્યય આવે છે (जिणादो), વર્તમાન ત્રીજા પુરુષ એકવચનમાં दि અને दे પ્રત્યયો આવે છે (विरमदि, मन्तेदि), ભવિષ્યકાળના પ્રત્યય પૂર્વે स्सि આવે છે (हासिस्सिदि), સંબંધક ભૂતકૃદંતમાં इअ (विसज्जिअ), दूण (पठिदूण), અને त्ता (पठित्ता) પ્રત્યયો લાગે છે, ૪૦.

દિગંબર જૈનોના પ્રવચનસાર વગેરે ગ્રંથોમાં એક પ્રકારની શૌરસેનીનું નિદર્શન મળે છે, જેને 'જૈન શૌરસેની' એવું નામ આપવામાં આવ્યું છે. એમાં ઉપર જણાવેલાં શૌરસેનીનાં અને આગળ નિર્દેશ કરેલાં અર્ધમાગધીનાં એમ લક્ષણો બન્ને નજરે પડે છે.

**માગધી**—માગધીનું સૌથી પ્રાચીન ઉદાહરણ અશોકના પૂર્વ પ્રદેશોના ધૌલિ જૌગડા વગેરે શિલાલેખો અને દિલ્હી–મિરત, અલ્હાબાદ,

---

૩૯ સંસ્કૃત છાયા.–

श–अनसूये, गमिष्याम्यहम्।

अ–किंनिमित्तम्।

श–इमामसंबद्धप्रलापिनीं प्रियंवदामार्यायै गौतम्यै निवेदयिष्यामि।

अ–सखि, न युक्तमकृतसत्कारमतिथिविशेषं विसृज्य स्वच्छन्दतो गमनम्।

લૌરિયા વગેર સ્થળોના સ્તંભલેખોમાં મળે છે. એમાંથી વ્યાકરણાદિક-ની ઉત્તરકાલીન માગધી ઉદ્‌ભવી છે, જેનું સૌથી જૂનું નિદર્શન અશ્વ-ઘોષનાં નાટકના અવશિષ્ટ ખંડો (fragments) માં મળે છે. ત્યારપછીનાં નાટકોમાં વરરુચિ, ચંડ, હેમચન્દ્રાદિકનાં વ્યાકરણોમાંનાં માગધીનાં ઉદાહરણ લક્ષણાદિક આપ્યાં છે, પણ મહારાષ્ટ્રી પદ્યસાહિત્ય કે શૌરસેની ગદ્યસાહિત્યની સરખામણીમાં ઉત્તરયુગની માગધીમાં સાહિત્ય તદ્દન નજીવું છે.

ભરત નાટ્યશાસ્ત્રમાં નાટકમાં અંતઃપુરનિવાસીઓ, હસ્તિપાલક, અશ્વરક્ષકો વગેરે માટે માગધી ભાષા પ્રયોજવાનું જણાવ્યું છે. માર્કંડેયાદિ વૈયાકરણોએ રાક્ષસ, ભિક્ષુ, ક્ષપણક, દાસ (ચેટ) આદિ પાત્રો માટે પણ માગધી પ્રયોજ્ય ગણી છે.

માગધી બુદ્ધના કાળથી લગભગ ઇ. સ.ના આરંભ સુધી મગધ અને અને આસપાસના પ્રાચ્ય પ્રદેશોની સ્વભાષા ઉપરાંત રાજભાષા કે વ્યાપક ભાષા પણ હતી. આથી જ અશોકના લેખોમાં જ્યાં માગધી સ્વભાષા નહોતી એવા ઘણા પ્રદેશોમાં પણ માગધીનો ઉપયોગ કરવામાં આવ્યો છે. ઉત્તરકાલની માગધીની ઉત્પત્તિ વેદકાલીન પ્રાચ્ય ભાષા, જેમાં ર્ નો લ્ થવાનું અને એકીકરણ (assimitation) થવાનું સ્પષ્ટ વલણ નજરે પડે છે તેમાંથી અશોકના લેખોની પ્રાચ્ય ભાષા (eastern dialect) દ્વારા થઈ છે એમાં સંશય નથી. મગધની આસપાસના પ્રાચ્ય પ્રદેશો એ માગધીનું ઉત્પત્તિસ્થાન છે. ઉત્તરકાલની માગધીનો આરંભ અશ્વઘોષનાં નાટકોમાંથી અર્થાત્ ઇ. સ. ના આરંભથી ગણી શકાય.

વરરુચિ, માર્કંડેય, હેમચંદ્રાદિ વૈયાકરણો માગધીની પ્રકૃતિ તરીકે શૌરસેની જણાવે છે. પણ વસ્તુતઃ બંને સમકાલીન ભગિનીભાષાઓ (sister languages) છે, જેમનાં મૂળ વેદકાલીન ઉદીચ્ય પ્રાચ્ય ભાષાભેદ સુધી પહોંચે છે, અને જેમાંથી પરવર્તી કાલની મહારાષ્ટ્રી જેવી ભાષાઓ ઉદ્‌ભવી છે.

નીચેનાં બે ઉદાહરણો પરથી માગધીની કેટલીક લાક્ષણિકતાઓ જણાશે.

१ राक्षसी—( विकृतं विहस्य सपरितोषम् ) हदमाणुशमंशभोअणे कुंभशहश्शं वशाहिं शंचिए अणिशं च पिबामि शोणिअं। बलिशशअं शमले हुवीअदु। ( नृत्यन्ती सपरितोषम् ) जइ सिंधुलाअवहदिअहे विअ शमलकम्म पडिवज्जइ अज्जुणे तदो पज्जत्तभलिदकोट्ठागाले मंशशोणिएहिं मे गेहे हुविस्सइ। ३७ ( वेणीसंहार, अङ्क ३ )

२ लहश-वश-नमिल-शुल-शिल-विअलिद-मन्दाल-लायिदंहि-युगे।
वील-यिणे पक्खालदु मम शयलमवय्य-यम्बालं ॥ ३८

( सिद्धहेमचन्द्र ८-४-२८८)

प्राकृत वैयाकरणो मागधीनी शौरसेनीथी विशिष्टताओ दर्शावी, बाकीना अंशोमां एने शौरसेनी अने सामान्य प्राकृतनी समान गणे छे. मागधीनी शौरसेनीथी जुदी पाडती विशेषताओमां र नो ल ( वर्ष > बलिश, रभस > लहश ), अन्तःस्थनो सर्वत्र श (मानुष > माणुश, मांस > मंश ), ट्ठ ने ष्ठ नी जगाए स्ट ( पट्ठ > पस्ट, सुष्ठु > शुस्टु), स्थ ने र्थ नी जगाए स्त ( उपस्थित > उवस्तिद, अर्थ > अस्त ), ज अने द्य ने स्थाने य ( अवद्य > अवय्य ), न्य, ण्य, ज्ञ, नी जगाए ञ्ञ (अन्य, पुण्य ने प्रज्ञा ना अञ्ञ, पुञ्ञ ने पञ्ञा ) अने छ ने स्थाने श्च ( गच्छति > गश्चदि ), अने क्ष नी जगाए स्क, अकरांत प्रथमा एकवचनमां ए (समरो > शमले), षष्ठी एकवचनमां स्स के आह ( शोणितस्य > शोणिदाह ) अने बहुवचनमां आण के आहं ( नरेन्द्राणां > नलिन्दाण ), अने अहं नुं हगे थाय छे.

---

३७ संस्कृत छाया—

रा—हतमानुषमांसभोजने कुम्भसहस्रं वसाभिः संचितमनिशं च पिबामि शोणितम्। वर्षशतं समरो भवतु। यदि सिन्धुराजवधदिवस इव समरकर्म प्रतिपद्यतेऽर्जुनस्ततः पर्याप्तभरितकोष्ठागारं मांसशोणितैर्मे गृहं भविष्यति।

३८ संस्कृत छाया—

रभसवशनम्रसुरशिरोविगलितमन्दारराजितांघ्रियुगः।
वीरजिनः प्रक्षालयतु मम सकलं अवद्यजम्बालम् ॥

ભરત, માર્કંડેય વગેરેએ જે શાકારી, ચાંડાલી, શાબરી, ટાક્કી વગેરે ભાષાઓનો ઉલ્લેખ કર્યો છે તેમની માગધીથી વિભિન્નતા ન હોવાથી એમને માગધીમાં જ અન્તર્ગત ગણવી જોઇએ.

**મહારાષ્ટ્રી કે સામાન્ય પ્રાકૃત**—'પ્રાકૃત' શબ્દથી સાધારણ રીતે મહારાષ્ટ્રી પ્રાકૃત જ સમજવામાં આવે છે. ચંડ સિવાયના સર્વ પ્રાકૃત વૈયાકરણોએ મહારાષ્ટ્રીને મુખ્ય કે વ્યાપક પ્રાકૃત ગણી છે અને ચંડે પણ અન્ય ભાષાઓની સાથે સાથે મહારાષ્ટ્રીનાં લક્ષણો તો આપ્યાં છે જ. હેમચંદ્રાચાર્ય જેવા પ્રાકૃત વૈયાકરણો એને વ્યાપક પ્રાકૃત ગણીને 'પ્રાકૃત' એ સામાન્ય નામથી જ એનો નિર્દેશ કરે છે.

મહારાષ્ટ્રીનું પ્રાચીન નિદર્શન મળતું નથી. એનું ભાષાસ્વરૂપ, વ્યંજનલોપ વગેરે પ્રક્રિયાઓ જોતાં એ પૂર્વકાલની પાલિ, અર્ધમાગધી કે ઉત્તરકાલના આરંભની પૈશાચી, શૌરસેની જેટલી પ્રાચીન લાગતી પણ નથી. આગળ ચર્ચા કરી તેમ ડૉ. સુનીતિકુમાર જેવા ભાષાવિદો એની ઉત્પત્તિ શૌરસેનીમાંથી વ્યાવૃત (open) ઉચ્ચારણ તરફ વલણ વધવાથી થયેલી જણાવે છે. ચંડના વ્યાકરણમાં વ્યંજનલોપનાં થોડાં ઉદાહરણો મળે છે, તે ઉત્તરકાલની મહારાષ્ટ્રીના ઉદ્ગમનું સૂચન કરે છે. વરરુચિમાં મહારાષ્ટ્રીની વધારે વિશેષતાઓ મળે છે, અને હેમચંદ્રાચાર્ય અને એમના પરવર્તી વૈયાકરણોમાં તો મહારાષ્ટ્રીની સમીક્ષા એટલી વ્યાપક રૂપે કરવામાં આવી હોય છે કે એથી લગભગ સમગ્ર ગ્રન્થ રોકાઇ જાય છે.

વ્યંજનલોપ વગેરે પ્રક્રિયાઓથી મહારાષ્ટ્રીનું સ્વરૂપ એટલું સુકુમાર બન્યું છે કે એ કાવ્યરચના માટે પ્રાકૃત કવિઓને અત્યન્ત અનુકૂળ વાહન થઇ પડ્યું છે. એથી જ એમાં रावणवहो, गउडवहो, सेतुबंध, कुमारपालचरिअ જેવાં કાવ્યો, गाथासत्तसई ને वज्जालग्ग જેવા સૂક્તિસંગ્રહો, कर्पूरमञ्जरीનો પદ્યભાગ વગેરે પ્રસિદ્ધ પ્રાકૃત રચનાઓ થઇ છે. મહારાષ્ટ્રીની કાવ્યાનુકૂલતા એટલી પ્રસિદ્ધ હતી કે સંસ્કૃત નાટકોમાં નાયિકા વગેરે સામાન્ય વાતચીતમાં (ગદ્યમાં) શૌરસેની બોલનારાં પાત્રો પણ પદ્યમાં બોલતી વખતે મહારાષ્ટ્રીમાં બોલતાં. આમ એની સુકુમારતાથી એમાં

કાવ્યરચના વિશેષ થવા લાગી અને કાવ્યમાં એનો સતત પ્રયોગ થવાથી એનું સ્વરૂપ વધારે ને વધારે કોમલ બનતુ ગયું.

મહારાષ્ટ્રીનો ઉલ્લેખ ભરતના નાટયશાસ્ત્રમાં નથી. કદાચ ભરતે 'દાક્ષિણાત્યા' નો નિર્દેશ કર્યો છે એ મહારાષ્ટ્રીનો જ સૂચક હોય. પરંતુ માર્કંડેયમાં મહારાષ્ટ્રીનો સ્પષ્ટ, દક્ષિણાત્યાથી ભિન્ન એવો ઉલ્લેખ મળે છે. દંડી એને 'મહારાષ્ટ્રાશ્રયા પ્રકૃષ્ટ પ્રાકૃત' ભાષા તરીકે ઓળખાવે છે, જે એનું ઉત્પત્તિસ્થાન અને મહત્વ દર્શાવે છે. ડૉ. હૉર્નલ મહારાષ્ટ્રીને મહા કે વિશાળ રાષ્ટ્રની, અર્થાત્ રાજપૂતાના તથા મધ્યદેશ જેવા વિશાળ પ્રદેશની ભાષા કહે છે એ સંભવિત લાગતું નથી. સર જ્યોર્જ ગ્રિયર્સન એને મહારાષ્ટ્રની ભાષા ગણે છે, જેમાંથી અપભ્રંશ દ્વારા મરાઠી ઉદ્ભવી છે. આ મત દંડીના વચન સાથે સુસંગત હોઇ વિદ્વાનોએ એ માન્ય ગણ્યો છે.

હેમચંદ્રાચાર્ય વગેરે પ્રાકૃત વૈયાકરણો મહારાષ્ટ્રીનો 'પ્રાકૃત' તરીકે નિર્દેશ કરી એની સંસ્કૃતમાંથી ઉત્પત્તિ દર્શાવે છે. આપણે પ્રકરણના આરંભમાં જ જોયું તેમ સીધી સંસ્કૃત કે વૈદિક ભાષામાંથી નહીં પણ તે સમયની સામાન્ય જનતાની ભાષામાંથી પ્રાકૃતની ઉત્પત્તિ થઇ છે. તેમાંય કાલક્રમ પ્રમાણે ગોઠવીએ તો વૈદિકની સમકાલીન પ્રથમ થરની પ્રાકૃત લોકભાષા > પાલિ, અશોકના લેખોની ભાષા, અર્ધમાગધી > પૈશાચી, શૌરસેની, માગધી > મહારાષ્ટ્રી એમ સળંગ ભાષાવિકાસની સાંકળ ગોઠવી શકાય. આજના સ્વરૂપની મહારાષ્ટ્રીનો ઉદ્ભવ ઉત્તરકાલના મધ્ય ભાગમાં થયેલો જણાય છે.

મહારાષ્ટ્રીનાં લક્ષણો, જેનો વિસ્તાર પ્રાકૃત વ્યાકરણોના મોટા ભાગમાં પથરાયેલો હોય છે, તે સર્વ અહીં આપવાં શકય નથી; એ માટે તો સિદ્ધ હેમચન્દ્ર જેવાં પ્રાકૃત વ્યાકરણો જોવાં જોઇએ. અહીં તો મહારાષ્ટ્રીની ખાસ લક્ષણિક એવી થોડીક વિશેષતાઓ સૂચવીને સંતોષ માનવો પડશે. એ પહેલાં મહારાષ્ટ્રીનાં થોડાંક ઉદાહરણો જોઇએ.

(१) 'सयलाओ इमं वाया वसंति एत्तो य णेंति वायाओ ।
एंति समुद्दं चिय णेंति सायराओ चिय जलाइं ॥' (गउडवहो, गाथा ९३)

(२) 'सोहइ विसुद्धकिरणो गअणसमुद्दम्मि रअणिवेलालग्गे ।
तारामुत्तावअरो फुडविहाडिअमेहसिप्पिसंपुडो ॥' (सेतुबंध, १-२२)

(३) परुषो सक्कअबंधो पाउअबंधोवि होइ सुउमारो ।
पुरिसमहिलाणं जेत्तिअमिहंतरं तेत्तिअ मिमाणं ॥ (कर्पूरमञ्जरी, १)

(४) 'उअ णिच्चलणिप्पंदा भिसिणीपत्तम्मि रेहइ बलाआ ।
णिम्मलमरगअभाअणपरिट्ठिआ संखसुत्तिव्व ॥' (गाथासप्तशती, १-४)

(५) पाइअकव्वम्मि रसो जो जायइ तह व छेय-भणिएहिं ।
उययस्स य वासिय-सीयलस्स तित्तिं न वच्चामो ॥ (वज्जालग्ग, पृ. ६)

(६) 'उग्गलिअदब्भकवला मिआ परिच्चत्तणच्चणा मोरा ।
ओसरिअपंडुपत्ता मुअन्ति अस्सू विअ लदाओ ॥'
(अभिज्ञानशाकुन्तल ४-११)[૩૮અ]

ઉપરનાં ઉદાહરણોથી સામાન્ય કે મહારાષ્ટ્રી પ્રાકૃતની કેટલીક નીચેની

---

૩૮અ (१) सकलाः इदं वाचाः विशन्ति इतश्च निर्यन्ति वाचाः ।
आयान्ति समुद्रमेव निर्यान्ति सागरादेव जलानि ॥
(गौडवधः, गाथा ९३)

(२) शोभते विशुद्धकिरणः गगनसमुद्रे रजनीवेलालग्ने ।
तारामुक्ताप्रकरः स्फुटविघटितमेघशुक्तिसंपुटः ॥ (सेतुबंध, १-२२)

(३) परुषः संस्कृतबन्धः प्राकृतबन्धस्तु भवति सुकुमारः ।
पुरुषमहिल्योः यावद् इह अन्तरं तावदनयोः ॥ (कर्पूरमञ्जरी, १)

(४) पश्य निश्चलनिष्पन्दा बिसिनीपत्रे राजते बलाका ।
निर्मलमरकतभाजनपरिस्थिता शङ्खशुक्तिरिव ॥
(गाथासप्तशती, १-४)

(५) प्राकृतकाव्ये रसो यो जायते तथा वा छेकभणितैः ।
उदकस्य च वासितशीअलस्य तृप्तिं न व्रजामः ॥ (वज्जालग्ग, ६)

(६) उद्गालितदर्भकवला मृग्यः परित्यक्तनर्तना मयूराः ।
अपसृतपाण्डुपत्रा मुञ्चन्त्यश्रूणीव लताः ॥ (अभिज्ञानशाकुन्तल, ४)

લાક્ષણિક વિશેષતાઓ સ્ફુટ થશે.

મહારાષ્ટ્રીમાં અનાદિ અસંયુક્ત क, ग, च, ज त, द, प, य, व લોપાય છે; ख, घ, थ, ध, भ નો ह થાય છે; ट અને ठ ના ड ને ढ થાય છે; ड નો ल થાય છે. प्रति જેવા કેટલાક શબ્દોમાં त નો ड થાય છે. न નો ण, प નો ક્વચિત્ व, फ નો भ કે ह, આદિ य નો ज, પ્રત્યયગત य નો ज्ज, दरिद्रा જેવા કેટલાક શબ્દોમાં र નો ल, અને श, ष નો स થાય છે. સંયુક્ત વ્યંજનોમાં क्ष નો क्ख કે च्छ અથવા झ्झ; त्व નો च्च; थ्य, श्च, त्स, प्स, નો छ; द्य, य्य, र्य નો ज्ज; ध्य કે ह्य નો ज्झ; ष्ट નો ठ; म्न નો ण, ज्ञ નો ण કે ज; ष्प ને स्प નો फ, श्म, ष्म, स्म, ह्म નો म्ह, श्न, ष्ण, स्न, ह्न, ह्ण કે क्ष्ण નો ण्ह થાય છે. સંયુક્ત વ્યંજનોમાં પૂર્વવર્તી क, ग, ट, ड, त, द, प, श, ष, स અને પરવર્તી म, न, य નો લોપ થાય છે અને ल, व, र સર્વત્ર લોપાય છે. र ને ल ના સંયોગવાળા કેટલાક શબ્દોમાં વિશ્લેષ થાય છે ( हर्ष > हरिस ). અનેક શબ્દોમાં વ્યંજનોનો વ્યત્યય થાય છે ( आलान > आणाल ). પ્રત્યયોમાં પ્રથમા એકવચનનો ओ, પંચમી એકવચન અને બહુવચનના त्तो, ओ, उ, हि, हिंतो ઇ૦, ષષ્ઠી એકવચનમાં स्स, વર્તમાન ત્રીજા પુરુષ એકવચનમાં इ ( रमइ ), ભવિષ્યકાળના પ્રત્યયોની પહેલાં हि ( करिहिइ ), આજ્ઞાર્થ, વિધ્યર્થમાં ज्ज, ज्जा પ્રત્યયો, સંબંધક ભૂતકૃદંતમાં तुम्, अ, तुण, त्ता ઇ૦ નોંધપાત્ર છે.

મહારાષ્ટ્રીના પણ કેટલાક ઉપપ્રકારોના નિર્દેશ મળે છે. ભરતના નાટ્યશાસ્ત્રમાં ધૂર્તપાત્રો માટે આવન્તીનો અને દ્યૂતકારોને માટે બાહ્લીકીનો પ્રયોગ કરવાનું કહ્યું છે. માર્કંડેયે આવન્તીને મહારાષ્ટ્રી ને શૌરસેનીના સંકરથી બનેલી અને બાહ્લિકીને આવન્તીથી र > ल એ એકજ વિક્રિયા પૂરતી ભિન્ન જણાવી છે. માર્કંડેયની આવન્તી બહુધા મહારાષ્ટ્રી શૌરસેનીની સહેજમાત્ર છાયાવાળી જણાય છે, એટલે એને મહારાષ્ટ્રીમાં જ અંતર્ગત ગણવી યુક્ત છે.

આ ઉપરાંત કેટલાક ભાષા પંડિતો જૈન મહારાષ્ટ્રીનો એક પ્રકાર ગણાવે છે, જેમાં જૈન શ્વેતાંબરોના સૂત્રગ્રંથ સિવાયના અન્ય ગ્રંથ–

પયન્ના ગ્રંથો, નિર્યુક્તિઓ, पउमचरिअ ઈ૦—રચાયેલા છે. આ ભાષામાં વ્યાપક તત્ત્વ મહારાષ્ટ્રીનું છે, અને એના પર અર્ધમાગધીની અસર પડેલી છે. આનો ઉદ્ભવ ઈ. સ. પૂર્વની સદીઓ જેટલો પ્રાચીન છે, અને પં. હરગોવિન્દદાસ જેવા પ્રાકૃત વિદ્વાનો[૩૯] આને ઉત્તરકાલીન મહારાષ્ટ્રીની પ્રકૃતિ ગણે છે. આ જૈન મહારાષ્ટ્રીની વિશેષતાઓમાં क નો ग, લુપ્ત વ્યંજનને સ્થાને યશ્રુતિ, ण ની સાથે न નો પ્રયોગ, म् નો આગમ, તૃતીયાનો सा પ્રત્યય વગેરે ગણાવી શકાય.

**અંતિમ પ્રાકૃત કે અપભ્રંશ**—ઈ. સ. ની આસરે પાંચમીથી દસમી સદી પર્યંત પ્રાકૃતનું જે સ્વરૂપ વ્યાપક હતું તેને અપભ્રંશ કહે છે. અપભ્રંશનો મૂળ અર્થ તો અપભ્રષ્ટ કે અશુદ્ધ ભાષા એવો છે. ભગવાન પતંજલિએ મહાભાષ્યમાં નોંધ્યું છે કે શબ્દના એક જ શુદ્ધ રૂપનાં ઘણાં અપભ્રષ્ટ રૂપો થાય છે.[૪૦] પતંજલિ આ રીતે અપાણિનીય પ્રયોગોને અપભ્રંશ નામથી ઓળખાવે છે. આમાંનાં કેટલાંક અપભ્રંશ રૂપો ( જેવાં કે गावी, गोणी ) સમકાલીન પ્રાકૃત કથ્ય ભાષાઓમાં સવિશેષ પ્રચલિત હશે એમ લાગે છે. ભામહ અપભ્રંશનો ઉલ્લેખ કરે છે, પણ એના સ્વરૂપ વિષે કશું જણાવતો નથી. દંડી ( ઇ.સ.નું સાતમું શતક ) ઉપરનો વૈયાકરણોનો મત આપીને પછી એના સમયનો રૂઢ અર્થ, આભિરાદિ જાતિઓની ભાષા તે અપભ્રંશ એ, ટાંકે છે.[૪૧] ત્યાર પછીનો ઉલ્લેખ રુદ્રટનો (નવમી સદી) મળે છે, જેમાં સંસ્કૃત પ્રાકૃતથી ભિન્ન એવી અપભ્રંશ ભાષાના પ્રદેશાનુસાર અનેક ભેદો છે[૪૨] એમ જણાવ્યું છે. વાગ્ભટ (૧૨ મી સદી) ભિન્ન ભિન્ન પ્રાદેશિક ભાષાઓનાં

---

૩૯ पाइअसद्दमहण्णवो, પ્રસ્તાવના પૃ. ૩૨.

૪૦ भूयांसोऽपशब्दाः अल्पीयांसःशब्दाः। एकैकस्य हि शब्दस्य बहवोऽपभ्रंशाः, तद्यथा—गौरित्यस्य शब्दस्य गावी, गोणी, गोता, गोपोतलिका, इत्येवमादयोऽपभ्रंशाः । ( पतंजलि, महाभाष्य १–१–१ )

४१ आभिरादिगिरः काव्येष्वपभ्रंश इति स्मृताः ।
शास्त्रे तु संस्कृतादन्यदपभ्रंशतयोदितम् । ( काव्यादर्श १–३६ )

४२ षष्ठोऽत्र भूरिभेदो देशविशेषादपभ्रंशः । ( काव्यालङ्कार, २–१२ )

સાહિત્યક્ષમ રૂપને અપભ્રંશ કહે છે.[૪૩] કાવ્યાલંકારના ટીકાકાર નમિસાધુ અપભ્રંશને પ્રાકૃતો જ ગણે છે. [૪૪] હેમચંદ્રાચાર્ય એને શૌરસેનીમાંથી ઉદ્ભવેલું પ્રાકૃતસદૃશ ભાષાસ્વરૂપ ગણતા હોય એમ લાગે છે. આમ અપભ્રંશ એ પ્રાકૃતમાંથી વિકસેલું ભાષાસ્વરૂપ છે.

અપભ્રંશ સાહિત્યની ભાષા તરીકે ઇ. સ. ની પાંચમી સદીથી સ્થાન પામી હોય એમ લાગે છે. પ્રક્ષિપ્ત ન હોય તો વિક્રમોર્વશીયનાં અપભ્રંશ પદ્યો ઇ.સ.ની પાંચમી સદીથી પૂર્વનાં હોઇ શકે. ધરસેન બીજો (ઇ. સ. ૫૫૨–૫૬૨) પોતાના પિતા ગુહસેન 'સંસ્કૃત, પ્રાકૃત અને અપભ્રંશ એ ત્રણે ભાષાના પ્રબંધોની રચનાથી નિપુણ થયેલા અંતઃકરણવાળા હતા' [૪૫] એમ કહે છે, જે ઇ. સ. ની છઠ્ઠી સદીમાં અપભ્રંશ સાહિત્યભાષા તરીકે પ્રસિદ્ધ થઇ ચૂકી હતી એમ દર્શાવે છે. આથી થોડા પૂર્વકાલીન એવા વસુદેવહિંડી ગ્રંથમાં અપભ્રંશનો પ્રયોગ થયેલો મળી આવે છે. પછી તો અપભ્રંશની ખ્યાતિ જામી ગઇ અને નવમી દસમી સદી સુધીમાં તો એ દક્ષિણ ભારતથી તે છેક ભારતની ઉત્તરતમ સીમા સુધી પ્રકૃષ્ટ સાહિત્યભાષા તરીકે પ્રયોજાતી ગઇ.

અપભ્રંશનાં નિદર્શનો હવે તો સંખ્યાબંધ મળી આવે છે. વિક્રમોર્વશીય ઇ૦ નાટકો, હરિવંશપુરાણ, પઉમચરિઅ, મહાપુરાણ, પાર્શ્વપુરાણ, ઇ૦ જૈન પુરાણ ગ્રંથોમાં, કુમારપાલચરિત, કુમારપાલપ્રતિબોધ, ધર્માભ્યુદય, યશોધરચરિત, સુદર્શનચરિત્ર, સુપાસનાહચરિઅ ઇ૦ કાવ્ય અને ચરિત્ર ગ્રંથોમાં, ભવિસયત્તકહા, કથાકોશ, વિલાસવઇ કહા ઇ૦ કથાઓમાં, અને ચંડ, હેમચંદ્ર, લક્ષ્મીધર વગેરેના વ્યાકરણ ગ્રંથોમાં અપભ્રંશનો પ્રયોગ મળી આવે છે.

અપભ્રંશની ઉત્પત્તિ પ્રાકૃત ભાષાઓના સ્વાભાવિક ક્રમે વિકાસમાંથી થઇ છે. ડૉ. હોર્નલ આર્ય ભાષાઓ ઉપર અનાર્ય લોકોની ભાષાની અસર થવાથી જે વિકૃતિ થઇ તેને અપભ્રંશ ભાષા કહે છે અને એને

---

૪૩ वाग्भट, काव्यालङ्कार, २–३.

૪૪ प्राकृतमेवापभ्रंशः.

૪૫ संस्कृतप्राकृतापभ्रंशभाषात्रयप्रतिबद्धरचनानिपुणतरान्तःकरणः।

મહારાષ્ટ્રીથી પ્રાચીન ગણે છે. ડૉ. પિશલ અને સર જ્યોર્જ ગ્રિયરસન ભિન્ન ભિન્ન પ્રાકૃતોમાંથી સ્વાભાવિક ક્રમે જે જનસાધારણની કથ્ય ભાષાઓ ઉદ્ભવી તે જ અપભ્રંશ ભાષાઓ, અને એ ભિન્ન ભિન્ન અપભ્રંશ ભાષાઓમાંથી અર્વાચીન હિંદી, મરાઠી, ગૂજરાતી, બંગાળી વગેરે ભાષાઓનો ઉદ્ભવ થયો એમ માને છે. આમ શૌરસેન અપભ્રંશમાંથી ગૂજરાતી મારવાડી, મહારાષ્ટ્ર અપભ્રંશમાંથી મરાઠી, માગધ અપભ્રંશમાંથી બંગાલી અને બિહારી નીકળી છે. ડૉ. સુનીતિકુમાર ચૅટરજી પણ આ મતને અનુસરે છે. પં. હરગોવિન્દદાસ એમના पाइअसद्दमहण्णवोમાં આ મતને માન્ય રાખે છે.

આ મતને પ્રાકૃતચંદ્રિકાના વ્રાચડ, લાટ, વૈદર્ભાદિ સત્તાવીસ અપભ્રંશ પ્રભેદોના ઉલ્લેખોથી, અને માર્કંડેયના વ્રાચડ, નાગર અને ઉપનાગર એ ત્રણ અપભ્રંશ પ્રકારોના નિદર્શનથી, ભોજના સરસ્વતી-કંઠાભરણમાં ગુર્જરોને સ્વકીય અપભ્રંશ જ સંતોષે છે એ ઉલ્લેખથી, તેમ રામચંદ્રની નાટ્યદર્પણ ઉપરની ટીકાથી, અને નમિસાધુની રુદ્રટના કાવ્યાલંકાર ઉપરની ટીકાદ્વારા સમર્થન મળતું લાગે છે.

પણ અપભ્રંશના આ પ્રભેદોના દાખલા સાહિત્યમાં જડતા નથી, તેમ રાજશેખર અને હેમચંદ્ર અપભ્રંશનો સામાન્ય રૂપે નિર્દેશ કરે છે તે ઉપરથી અન્ય વિદ્વાનો એક જ અપભ્રંશ ભાષાનું અસ્તિત્વ સ્વીકારે છે. પરંતુ પિશલે બતાવ્યું છે તેમ હેમચંદ્રે અપભ્રંશના લક્ષણોમાં કેટલાંક—ऋ અવિકૃત કાયમ રહે, र् કારનો પ્રક્ષેપ, युष्मद्‌ના ध्रुं, त्रं, तुध्र ઇ૦ રૂપો સામાન્ય શૌરસેન કે નાગર અપભ્રંશથી વિલક્ષણ પ્રકારનાં હોઇ અન્ય અપભ્રંશોના અસ્તિત્વનું સૂચન કરે છે. પ્રાચીન અને મધ્યકાલીન ભાષાસાહિત્ય પશ્ચિમ ભારતમાં, વિશેષતઃ જૈન ભંડારોમાં જેટલું જળવાયું છે તેટલું અન્ય પ્રાંતોમાં રક્ષાયું નથી. વળી ડૉ. સુનીતિકુમાર જણાવે છે તેમ સર્વ અપભ્રંશોમાં શૌરસેન અપભ્રંશની જ સાહિત્યભાષા કે શિષ્ટ ભાષા તરીકે ઉત્તર ભારતમાં સવિશેષ પ્રતિષ્ઠા થવાથી એમાં સાહિત્યરચના વિપુલ પ્રમાણમાં થઈ, જેનાં નિદર્શનો અદ્ય પર્યંત જળવાઈ રહ્યાં છે. અન્ય અપભ્રંશ ભાષાઓમાં સાહિત્યરચના ન થવાથી એમનું સ્વરૂપ જાણવાનું સાધન રહ્યું નહીં.

ઇ. સ. ની દસમી સદી પછી નીચે પ્રમાણે ભિન્ન ભિન્ન અપભ્રંશમાંથી ભિન્ન ભિન્ન અર્વાચીન ભાષાઓ ઉદ્‌ભવી છે. શૌરસેન અપભ્રંશમાંથી પિશેલ, ગ્રિયરસન વગેરે વિદ્વાનોને મતે ગૂજરાતી અને મારવાડી, અને પં. હરગોવિન્દદાસ [૪૬] જેવા પ્રાકૃત વિદ્વાનોને મતે હિન્દી, વ્રજ, કનૌજી વગેરે ભાષાઓ; મહારાષ્ટ્ર અપભ્રંશમાંથી મરાઠી; માગધ અપભ્રંશમાંથી બંગાળી મૈથિલી કે બિહારી ઇ૦; અર્ધમાગધી અપભ્રંશમાંથી પૂર્વીય હિન્દી ભાષાઓ, અવધી, બુન્દેલી ઇ૦; ઢક્કી કે ટાક્કી અપભ્રંશમાંથી પંજાબી; વ્રાચડ અપભ્રંશમાંથી સિંધી; અને પૈશાચી અપભ્રંશમાંથી કાશ્મિરી ભાષા ઉદ્‌ભવી છે.

અપભ્રંશનાં નીચેનાં ઉદાહરણો પરથી એનાં વિશિષ્ટ લક્ષણોનો ખ્યાલ આવશે.

१ जो जसु माणुसु वल्लहउं तं जइ अण्णु रमेइ ।
जइ सो जाणइ जीवइ वि तो तहु पाण लएइ ॥ [४७अ]

( कुवलयमाला ) ४७

२ चामर–छत्र–चिंघ–सिरि–सोहिउ विविहाहरण–विसेस–पसाहिउ ।
सो वसुएउ कुमारु पुरंतरि हिंडइ हट्ट–मग्गि घरि चत्तरि ॥ [४८अ]

( पुष्पदन्त–महापुराण ८३ ) ४८

---

૪૬ પં. હરગોવિન્દદાસ મારવાડી ઇ૦ રાજસ્થાની ભાષાઓ અને ગૂજરાતીનો ઉદ્‌ગમ નાગર અપભ્રંશમાંથી કલ્પે છે. જુઓ पाइअसद्द० प्रस्तावना, ४३.

૪૭ પં. બેચરદાસ, ઠક્કર વ્યાખ્યાનો, પૃ. ૧૭૧, ટીપ.

૪૭અ સંસ્કૃત છાયા—

यः यस्य मनुष्यं वल्लभं तं यदा अन्यः रमयति ।
यदि स जानाति जीवति अपि ततः तस्य प्राणान् लाति ॥

( कुवलयमाला )

૪૮ જુઓ શ્રી મધુસૂદન મોદી, અપભ્રંશ પાઠાવલી, ૮૧.

૪૮ અ શ્રી. મોદીની સંસ્કૃત છાયા—

चामरछत्रचिह्नश्रीशोभितः विविधाभरणविशेषप्रसाधितः ।
सः वसुदेवः कुमारः पुरान्तरे हिंडते आपणमार्गे गृहे चत्वरे ॥

३ जे जाया झाणग्गियए कम्म–कलंक डहेवि ।
णिञ्च णिरंजण णाण–मय ते परमप्प णमेवि ॥
( जोइन्दु, परमात्मतत्त्वप्रकाश )४९

४ काय–कुडुल्ली निरु अथिर जीवियडउ चलु एहु ।
ए जाणिवि भव–दोसडा असुहउ भावु चएहु ॥
( कुमारपालचरित ८–७२ ) ४९ अ

५ अम्हे थोवा रिउ बहुअ कायर एम्व भणन्ति ।
मुद्धि निहालहि गयण–यलु कइ जण जोण्ह करन्ति ॥
( सिद्धहेम ८–४–३७६ ) ४९ ब

६ जइ भग्गा पारक्कडा तो सहि मज्झु पिएण ।
अह भग्गा अम्हहं तणा तो तें मारिअडेण ॥
( सिद्धहेम ८–४–३७९ ) ४९ क

७ बप्पिहा कइँ बोल्लिएण निग्घिण वारइ वार ।
सायरि भरिअइ विमल–जलि लहहि न एकइ धार ॥
( सिद्धहेम ८–४–३८३ ) ४९ ड

---

४८ એ ७४, પૃ. १२०.
શ્રી મોદીની સંસ્કૃત છાયા.
ये जाताः ध्यानाग्निना कर्मकलंकान् दग्ध्वा ।
नित्याः निरञ्जनाः ज्ञानमयाः तान् परमात्मनः नत्वा ॥
४९अ कायकुटीरं निश्चितं अस्थिरं जीवितकं च चलं एतद् ।
एते ज्ञात्वा भवदोषौ अशुभं भावं त्यज ॥ ( कुमारपालचरित, ८, ७२ )
४९ब वयं स्तोकाः रिपवः बहवः कातराः एवं भणन्ति ।
मुग्धे निभालय गगनतलं कतिजनाः ज्योत्स्नां कुर्वन्ति ॥
( सिद्धहेम edited P. L. Vaidya ८–४–३७६ )
४९क यदि भग्नाः परकीयाः ततः सखि मम प्रियेण ।
अथ भग्नाः अस्मदीयाः ततः तेन मारितेन ( सिद्धहेम ८–४–३७९ )

८ हिअइ खुडुक्कइ गोरडी गयणि घुडुक्कइ मेहु ।
वासारत्ति पवासुअहं विसमा संकडु एहु ॥
( सिद्धहेम ८-४-३६६ ) ४९ इ

९ पुत्तें जायें कवणु गुणु अवगुणु कवणु मुएण ।
जा बप्पीकी भुंहडी चंपिज्जइ अवरेण ॥
( सिद्धहेम ८-४-३९५ ) ४९ फ

આ ઉપરથી અપભ્રંશનાં નીચેનાં કેટલાંક મહત્ત્વનાં લક્ષણો પ્રગટ થશે. અપભ્રંશમાં અનાદિ અસંયુક્ત क ख त थ प फ ના અનુક્રમે ग घ द ध व અને भ થાય છે; म નો વિકલ્પે સાનુનાસિક व થાય છે ( कमल > कवँल ); સંયુક્ત વ્યંજનોમાંથી र् નો વિકલ્પે લોપ થાય છે ( प्रिय > पिअ ); કેટલીક વાર र् નો પ્રક્ષેપ થાય છે ( व्यास > व्रासु ); કકારાંત નામના પ્રથમા એકવચનમાં उं પ્રત્યય આવે છે (भग्नकं > भग्गउं); तक्ष् જેવા ધાતુઓના छोल्ल આદિ આદેશો થાય છે; शीघ्र આદિ શબ્દોના वहिल्ल આદિ આદેશો થાય છે; સ્વાર્થિક કે લઘુતાવાચક अ अड उल्ल ઇ૦ પ્રત્યયો આવે છે; પદાંત उं हुं ઇ૦ ના ત્વરિત ઉચ્ચાર થાય છે; ક્રિયાપદના આજ્ઞાર્થમાં બીજા પુરુષ એકવચનમાં इ उ ए વગેરે પ્રત્યયો લાગે છે. ભવિષ્યકાળના પ્રત્યય स આગમ લે છે ( होसइ ); વિધ્યર્થ કૃદંતમાં एव्वउं, एवा વગેરે, સંબંધકમાં इ उ एप्पि एप्पिणु ઇ૦, હેત્વર્થમાં एवं, अण, एप्पि, एप्पिणु, एवि, एविणु ઇ૦ પ્રત્યયો લાગે છે. અપભ્રંશનું સંક્ષિપ્તમાં આવું વિશિષ્ટ સ્વરૂપ છે. એમાં પ્રાકૃત કરતાં એક પ્રકારનું

---

४९ड चातक किं कथनेन निर्घृण वारंवारम् ।
सागरे भृते विमलजलेन लभसे न एकामपि धाराम् ॥
( सिद्धहेम ८-४-३८३ )

४९इ हृदये शल्यायते गौरी गगने गर्जति मेघः ।
वर्षारात्रौ प्रवासीनां विषमं संकटमेतत् ॥ ( सिद्धहेम ८-४-३९५ )

४९फ पुत्रेण जातेन को गुणः अपगुण कः पुनः मृतेन ।
यावत् पैतृकी भूमिः आक्रम्यते अपरेण ॥ ( सिद्धहेम ८-४-३९५ )

વિશિષ્ટ સામર્થ્ય, જેમ નજરે પડે છે, જેનું એમાંથી ઉદ્‌ભવેલી હિન્દી વગેરે ભાષાઓમાં અદ્યાપિ નિદર્શન મળે છે. પ્રાકૃતમાંથી કયાં ભાષાવિષયક અને અન્ય બલોથી અપભ્રંશનો ઉદ્‌ભવ થયો એ હજી ગવેષણાનો વિષય છે.

**દેશ્ય શબ્દો**—પ્રાકૃતોમાં સંસ્કૃતમાંથી સ્વાભાવિક વર્ણવિક્રિયા પામીને આવેલા શબ્દોને તદ્‌ભવ ('તેમાંથી' અર્થાત્ સંસ્કૃતમાંથી સહજ વર્ણવિકારથી બનેલા) શબ્દો કહે છે.[૫૦] પણ આચાર્ય હેમચન્દ્રે सिद्धहेमचन्द्र એ પ્રાકૃતવ્યાકરણમાં જે નામો અને ધાતુઓ સંસ્કૃતમાંથી સ્વાભાવિક રૂપાન્તર દ્વારા નહીં પણ આદેશથી સિદ્ધ કર્યા છે તે તદ્‌ભવ નથી પણ દેશ્ય શબ્દો છે. હેમચંદ્રાચાર્યની देशीनाममाला માં તો આચાર્યે જેમને દેશ્ય માન્યા છે એવા અનેક શબ્દોનો સંગ્રહ છે. ધનપાલની पाइअलच्छी માં પણ કેટલાક દેશ્ય શબ્દો મળે છે.

હેમચંદ્રાચાર્યે આપેલાં णिरिय (નર્યું), अयालि (હેલી), घुडुक्कइ (ગગડે છે), घुट्टुअइ (ગર્જના કરે છે), घंघल (ઝગડો), विट्टाल (વટલેલાં, અસ્પૃશ્ય), ढक्करि (અદ્‌ભુત), नालिअ (મૂર્ખ), दडवड (શિઘ્ર), छुड्ड (જો), हुहुरु (હુરૂરૂ કરીને) ઈ૦ શબ્દો અવશ્ય દેશ્ય રૂપના લાગે છે; તો કેટલાક अक्कन्द, अम्बिर, अइराणी (देशीनाम० ૧) कद्दमिओ, कडिखंबो, कोडिल्लो (देशीनाम० ૨) વગેરે आक्रंद, आम्र, अधिराज्ञि, कर्दम (+ તદ્ધિત इत), कटिस्तंभ, कुटिल વગેરે સંસ્કૃત શબ્દોમાંથી વ્યુત્પન્ન કરી શકાય તેવા હોઇ તદ્‌ભવ ગણવા યોગ્ય છે.

સામાન્ય રીતે ભાષાવિદ્વાનો આ દેશ્ય શબ્દોને દ્રવિડિયન, મુણ્ડા ઈ૦ આર્યેતર ભાષામાંથી લેવાયેલા માને છે. આની સામે કેટલાક ભાષાપંડિતો વાંધો ઉઠાવે છે કે આધુનિક અનાર્ય ભાષાઓમાં એ દેશ્ય શબ્દો મળતા નથી તેમ જ એ અનાર્ય ભાષાઓનું પ્રાકૃતથી પૂર્વકાલીન સ્વરૂપ પ્રાપ્ત થતું નથી. આથી તેઓ આ દેશ્ય શબ્દોને ભિન્ન ભિન્ન પ્રાચીન પ્રાદેશિક આર્યભાષાઓ, જેમનું સાહિત્યમાં નિદર્શન મળતું નથી તેમાંથી પ્રાકૃતમાં આવેલા માને છે.

પ્રાગાર્ય દેશ્ય ભાષાઓમાંથી મૂર્ધન્યાદિ વર્ણો સંસ્કૃતમાં આવ્યા, તેમ જ એમની અસરથી र ને સ્થાને ल ઉચ્ચારાવા લાગ્યો એ વગેરે

જોતાં આ મત વજનદાર લાગતો નથી. જેમની મૂળ માતૃભાષા અનાર્ય હતી તેવી પ્રાગાર્ય પ્રજાઓએ આર્ય બોલીઓ બોલવાનું શરૂ કર્યા પછી પોતાની આદિમ દેશ્યભાષામાંથી ઘણા શબ્દો અને ઉચ્ચારણો આર્ય બોલીઓમાં સહજ જ લીધાં હોય એ સ્વાભાવિક છે.

# પ્રકરણ તેરમું

## ગૂજરાતી ભાષાની ઉત્પત્તિ: જૂની ગૂજરાતી ભાષા

**ગુર્જરોની ભાષા**—ગૂજરાતી ભાષાની ઉત્પત્તિ હેમચંદ્રાચાર્યે નોંધેલા અપભ્રંશમાંથી ક્રમશ: વિકાસ પામીને થઇ છે. **ગૂજરાતીનો પહેલો નામોલ્લેખ** 'ગુર્જરભાષા' એ રૂપે ભાલણના નળાખ્યાન અને દશમસ્કંધમાં મળે છે,[1] જો કે એ નામ હજી પ્રચલિત થયું નથી; જેથી એ જ સમયના નરસિંહ અને પદ્મનાભ એમની કવિતાની ભાષાને અપભ્રંશ કે પ્રાકૃત એ નામથી જ ઓળખાવે છે.

અપભ્રંશમાંથી વિકાસ પામેલી આ પાશ્ચાત્ય ભારતીય ભાષાને **'ગૂજરાતી'** એવું વિશિષ્ટ **નામ** શાથી મળ્યું એ શોધવું રસપ્રદ છે. પ્રથમ દર્શને જ ગૂજરાતી એ નામ ગુર્જરો ઉપરથી પડેલું લાગે છે. ડો. દેવદત્ત ભાંડારકરે[2] અને એ. એમ. ટી. જેકસને[3] ગુર્જરોના હિંદમાં આગમન અને વસવાટ વિશે સંશોધન કરીને એ વિષે ઘણો પ્રકાશ પાડયો છે. એમનાં વિધાનો મેળવતાં એમ લાગે છે કે ગુર્જર નામની શક કુળની એક જાતિ હિંદમાં ઇ. સ. ની પાંચમી છઠ્ઠી સદીમાં ઊતરી આવી અને દક્ષિણ પંજાબમાં થઇને રાજપુતાનામાં સ્થિર થઇ.

---

૧ 'ગુર્જર ભાષાએ નલરાના ગુણ મનોહર ગાઉ''-ભાલણનું પહેલું નળાખ્યાન ૧-૧; અને જુઓ ભાલણનો દશમસ્કંધ, ૩૨૯-૧, ૩૩૯-૧૫.

૨. Journal of the Bombay Branch of the Royal Asiatic Society, Vol 21, 1902, p. 423 f

3. Bombay Gazeteer Vol. I, pt. I Appendix III.

રાજપુતાનામાં ભિન્નમાલ એની રાજધાની હતી. યુવાન ચ્વાંગે ભિન્નમાલમાં એક પ્રબળ ગુર્જર રાજ્ય હોવાનું જણાવ્યું છે. પછી તો એ પૂર્વમાં છેક કનોજ સુધી અને દક્ષિણમાં કાઠિયાવાડ સુધી વિસ્તર્યું. મહોદય વંશના મહિપાલ નામના ગુર્જર રાજાનો અમલ ઇ. સ. ની દસમી સદીના આરંભમાં કાઠિયાવાડ સુધીના સર્વ પ્રદેશ ઉપર હતો, એમ ઉત્કીર્ણ લેખોના પુરાવા ઉપરથી જણાય છે. અબુ ઝૈદ (ઇ. સ. ૯૧૬) અને અલ મસૂદી (ઇ. સ. ૯૪૩) એ કનોજના વિશાળ ગુર્જર રાજ્યનો ઉલ્લેખ કર્યો છે. અલ બેરૂની (ઈ. સ. ૯૭૦–૧૦૩૦) પણ ગુર્જરોનો ઉલ્લેખ કરે છે. આ સર્વ નિર્દેશોમાં ઉત્તરના રાજપુતાના બાજુના રાજ્યને ગુર્જર રાજ્ય તરીકે ઓળખાવ્યું છે, જ્યારે તળ ગૂજરાતનો લાટ (અરબીમાં 'લાર') નામથી નિર્દેશ કર્યો છે. કેટલાક લાટના વતનીઓને ગુર્જર નામથી ઓળખાવ્યા છે. ગુર્જરોએ આરંભમાં (છઠ્ઠી સદીમાં) લાટ જીતી લીધેલું, પરંતુ એ ટકાવી શકયા નહીં. ગુર્જરોનો નવમી દસમી સદીમાં રાષ્ટ્રકૂટોએ પ્રબળ સામનો કરેલો. દસમી સદીના મધ્ય ભાગમાં ૧૮૦૦૦ જેટલા ગુર્જરોએ ભિન્નમાલ છોડયું અને હાલના ગૂજરાત માળવા વગેરે પ્રદેશોમાં જઈ વસ્યા. ત્યારપછી એટલે મૂળરાજદેવ સોલંકીના સમયથી હાલના ગૂજરાતનો પ્રદેશ ગૂજરાત એ નામથી ઓળખાતો થયો.

**ગૂજરાત નામની વ્યુત્પત્તિ** માટે गुर्जरराष्ट्र (પ્રા. गुज्जररट्ठ) અને गुर्जरत्रा (પ્રા. गुज्जरत्ता) એ બે વિકલ્પો સૂચવવામાં આવ્યા છે. પણ બોમ્બે ગેઝેટિયરના પં. ભગવાનલાલે સૂચવેલા गुर्जरराष्ट्रમાંથી પ્રા. गुज्जररट्ठ (હે ૦૬) દ્વારા 'ગૂજરાથ' નીકળે,[૪] જેનું વર્ણસ્વરૂપ 'ગૂજરાત'થી જુદું પડી જાય છે. गुर्जरत्रा શબ્દ गुर्जरत्रामंडल, गुर्जरत्रा भूमि:, गुज्जरत्ता: ઇ૦ રૂપે આઠમીથી દસમી સદી સુધીના ઉત્કીર્ણ લેખોમાં મળે છે. તેમ गुर्जरत्रा માંથી गुज्जरत्ता પ્રા. રૂપ દ્વારા 'ગૂજરાત' સરળતાથી વ્યુત્પન્ન થઈ શકે છે તેમ જ એથી જૂના ગ્રંથોમાં મળતો ગૂજરાતનો નારી જાતિનો પ્રયોગ સમજાવી શકાય છે તેથી એને

૪. જુઓ N. B. Divatia, Gujarati Lang. & Lit. Vol I, p 33

'ગૂજરાત'ના મૂળ પૂર્વરૂપ તરીકે સ્વીકારવો યોગ્ય લાગે છે.[૫] બેશક ઉત્કીર્ણ લેખોના गुर्जरत्रा શબ્દથી હાલનું ગૂજરાત નહીં પણ રજપુતાનાનો પશ્ચિમ ભાગ અને અર્વાચીન ગૂજરાતના ઉત્તર ભાગનો નિર્દેશ થાય છે. આ સમગ્ર પ્રદેશની ભાષા પણ સૈકાઓ સુધી સમાન જ રહી છે: મૂળરાજદેવથી આશરે સિદ્ધરાજના સમય સુધી હેમચંદ્રાચાર્યે વર્ણવેલી અપભ્રંશ, અને ત્યારપછીના બસો ત્રણસો વર્ષ સુધી એમાંથી ઉદ્ભવેલી પ્રાચીન પશ્ચિમ રાજસ્થાની કે જૂની ગૂજરાતી ભાષા. આ સમયની (અર્થાત્ આશરે સંવત્ ૧૨૦૦ થી સંવત્ ૧૫૦૦ સુધીની) જૂની ગૂજરાતી અને જૂની મારવાડીમાં એટલી બધી સમાનતા છે કે ડૉ. ટેસીટરીએ એ બંનેને અભિન્ન માનીને બંનેને અંતર્ગત કરે તેવું 'પ્રાચીન પશ્ચિમ રાજસ્થાની' એવું વ્યાપક નામ બંને સ્વરૂપો માટે યોજ્યું છે. આ પ્રાચીન પશ્ચિમ રાજસ્થાનીનો વિકાસક્રમ, નિદર્શનો અને લક્ષણો નીચે સંક્ષેપમાં આપ્યાં છે.

**ગૂજરાતી ભાષાનો વિકાસક્રમ**—અપભ્રંશમાંથી ગૂજરાતી ભાષાના વિકાસનાં સોપાન ભિન્ન ભિન્ન વિદ્વાનોએ ભિન્ન ભિન્ન રીતે ગોઠવ્યાં છે.

સદ્. સાક્ષર નરસિંહરાવ દીવેટિયાએ ગૂજરાતી ભાષાના વિકાસના નીચે પ્રમાણે યુગો પાડ્યા છે.[૬]

(૧) અપભ્રંશ — વિ. સં. ૧૧ મી સદી પર્યંત

(૨) મધ્ય અપભ્રંશ વિ. સં. ની ૧૩ મી સદી સુધી

(૩) પ્રાચીન પશ્ચિમ રાજસ્થાની — વિ. સં. ૧૩ મી સદીથી વિ. સં. ૧૫૫૦ સુધી.

(૪) જૂની ગૂજરાતી — વિ. સં. ૧૫૫૦ થી વિ. સં. ૧૬૫૦ સુધી

(૫) મધ્યકાલીન ગૂજરાતી — વિ. સ. ૧૬૫૦ થી વિ. સં. ૧૭૫૦ સુધી

(૬) અર્વાચીન ગૂજરાતી — વિ. સં. ૧૭૫૦ પછી.

---

૫. જુઓ N. B. Divatia, Ibid.

૬. Ibid Vol II, p. 129

નરસિંહરાવે એમના 'ગૂજરાતી ભાષા અને સાહિત્ય'ના બીજા ભાગમાં આ ભાષાયુગોનાં વિશિષ્ટ લક્ષણો આપ્યાં છે.

(૧) અપભ્રંશનાં પ્રધાન લક્ષણોમાં સંયુક્ત વ્યંજનોમાં ર્ નું કાયમ રહેવું, કવચિત્ ર્ નો પ્રક્ષેપ, क् નો ग्, લિંગની અતંત્રતા, સ્વાર્થિક क् નો છૂટથી ઉપયોગ, નામને તેમ જ કેટલીક વાર ક્રિયાપદઅવ્યયને પણ લાગતો સ્વાર્થિક અનુગ ड, महारउं, अम्हारउं વગેરે સાર્વનામિક રૂપો અને कवण, काइं, तण, केर જેવા આદેશોનો પ્રચાર વગેરે એમણે ગણાવ્યાં છે.[૭] (૨) મધ્ય અપભ્રંશ એ હેમચન્દ્રાચાર્યનો અપભ્રંશ અને મુગ્ધાવબોધ ઔક્તિકની ગૂજરાતી ભાષાનો ઉદ્‌ગમ એ બે વચ્ચેની અન્તરાલ સ્થિતિ છે. આને જ બિલ્હણે જુગુપ્સા ઉત્પન્ન કરે તેવી ભાષા તરીકે ઓળખાવી છે.[૮] (૩) પ્રાચીન પશ્ચિમ રાજસ્થાનીમાં સંયુક્ત વર્ણોમાંથી એક લોપાઇ એની પૂર્વનો સ્વર દીર્ઘ બને છે, અનુનાસિક પોચો બની પૂર્વસ્વર દીર્ઘ થાય છે, શબ્દનો પ્રથમ અસ્વરિત વર્ણ લોપાય છે, છે નાં પ્રાચીન રૂપો ઉપક્રિયાપદ તરીકે વાપરવાં શરૂ થાય છે.[૯] આ યુગને પછીના જૂની ગુજરાતીના યુગથી જુદો પાડનાર ભેદક લક્ષણ એ ગણાવી શકાય કે अइ अउ એ સ્વરયુગ્મો આ યુગમાં (પ્રા. પ. રા. યુગમાં) અવિચલિત રહે છે, જ્યારે પછીના યુગમાં એનું રૂપાન્તર થાય છે. (૪) જની ગુજરાતીના યુગમાં अइ अउ ને સ્થાને ए ओ થાય છે, શબ્દના આરંભના કે મધ્યના इ उ નો अ થાય છે, તાલવ્ય સ્વરોના (इ ए य ના) સંપર્કે स् નો श् થાય છે, મધ્યવર્તી ल નો ळ થાય છે, અને સદ્ય ભેદમાં इयइ ને બદલે આય પ્રત્યય લાગવો શરૂ થાય છે.[૧૦] (૫) મધ્યકાલીન ગૂજરાતી પ્રેમાનંદથી શરૂ થાય છે અને કેટલાક લાક્ષણિક જૂના પ્રયોગો

---

૭. Ibid. II, 51-52

૮. तद् भाषन्ते किमपि भजते यद् जुगुप्सास्पदत्वम्।
तेषां...गुर्जराणाम्...। Ibid pp 1, 2, 5,

૯ આ અને અન્ય લક્ષણો (ષષ્ઠી, સપ્તમી, પંચમી ઈ૰ ના અનુગો) ગૂજરાતી ભાષા પ્રત્યયાત્મિકામાંથી (synthetic) કેવી રીતે વિશ્લેષણાત્મિકા (analytical) બનતી ગઇ તેનું નિદર્શન છે.

૧૦ N. B. Divatia Ibid II 52-53.

બાદ કરીએ તો એ અર્વાચીન ગૂજરાતીને બહુધા મળતી આવે છે.

સદ્. સાક્ષર દિ. બ. કે. હ. ધ્રુવ ગૂજરાતી ભાષાના વિકાસના ત્રણ યુગ દર્શાવે છે: (૧) અપભ્રંશ યુગ, ઇ. સ. ના દસમા અગિયારમા શતકથી તે ચૌદમા શતક પર્યન્તનો; (૨) જૂની ગૂજરાતીનો યુગ, ઇ. સ. ના ચૌદમા પંદરમા શતકથી સત્તરમા શતક સુધીનો; અને (૩) ત્યારપછીનો અર્વાચીન ગૂજરાતીનો સમય.[૧૧]

શ્રી કે. કા. શાસ્ત્રી દિ. બ. ધ્રુવે સૂચવેલી સીમાઓને બહુધા સ્વીકારી તેના નીચે પ્રમાણે પેટા વિભાગ પાડે છે.[૧૨] (૧) ગૌર્જર અપભ્રંશ કે પ્રાચીન ગૂજરાતી: પ્રથમ ભૂમિકા (ઈ. સ. ની ૧૧ મી સદી સુધી), દ્વિતીય ભૂમિકા (૧૧ મી થી ૧૪મી સદી પર્યન્ત); (૨) ગુર્જર ભાષા કે મધ્યકાલીન ગૂજરાતી : પ્રથમ ભૂમિકા (શુદ્ધ) (ઇ. સ. ૧૩૫૦–૧૪૨૫), દ્વિતીય ભૂમિકા (મિશ્ર) (ઇ. સ. ૧૪૨૫–૧૫૦૦), તૃતીય ભૂમિકા (શુદ્ધ) (ઇ. સ. ૧૫૦૦–૧૫૭૫), ચતુર્થ ભૂમિકા (ઇ. સ. ૧૫૭૫–૧૬૫૦); અને (૩) અર્વાચીન ગૂજરાતી : પ્રથમ ભૂમિકા (ઈ. સ. ૧૬૫૦–૧૮૨૫), દ્વિતીય ભૂમિકા (અત્યારે ચાલુ છે તે).

આ અભિપ્રાયોમાં ભિન્નતા બહુધા નામકરણ સંબંધે છે. એમને પરસ્પર સરખાવીને અત્યારે પ્રાપ્ય પ્રાચીન ગ્રંથોના ભાષાસ્વરૂપ સાથે મેળવી જોતાં જણાય છે કે ઇ. સ. ના ૧૧ મા શતક સુધી અપભ્રંશ ભાષા પ્રચલિત હતી. ત્યાર પછીના બે એક શતક સુધી અપભ્રંશ અને જૂની ગૂજરાતી વચ્ચેનું અન્તરાલ રૂપ, જેને કેટલાક વિદ્વાનો અંતિમ અપભ્રંશ કહે છે તે, પ્રચારમાં હતું. ચૌદમા શતકથી, કદાચ તેરમા શતકના અંતભાગથી, જૂની ગૂજરાતી કે પ્રાચીન પશ્ચિમ રાજસ્થાની (Old Western Rajasthani) નો ઉદ્ભવ થયો. સત્તરમી સદીના મધ્યથી, અર્થાત્ પ્રેમાનંદના સમયથી ભાષા અર્વાચીન ગૂજરાતી તરફ ઢળતી જાય છે. નીચે આપેલાં ભિન્ન ભિન્ન સમયની ગૂજરાતી ભાષાનાં ઉદાહરણોથી આ યુગવિભાગ સ્પષ્ટ થશે.

---

૧૧ બીજી ગૂજરાતી સા. પ. નો રિપોર્ટ, પ્રમુખનું ભાષણ પૃ. ૪

૧૨ જુઓ કે. કા. શાસ્ત્રી, આપણા કવિઓ ખં. ૧, પૃ. ૧૨–૧૩.

**પ્રાચીન ગૂજરાતી સાહિત્ય**—પ્રાચીન ગૂજરાતી ભાષામાં વિપુલ પ્રમાણમાં સાહિત્ય રચાયું છે, જેમાંનું કેટલુંક તો ભાષાના અલંકાર રૂપ છે. આમાંનું કેટલુંક પ્રસિદ્ધ થયું છે અને બાકીનું જૈન જ્ઞાનભંડારો વગેરેમાં હજી અપ્રસિદ્ધ પડેલું છે. એ જૈન તથા બ્રાહ્મણ ઉભય રૂપનું છે. એનું સવિસ્તર દર્શન કે સમીક્ષા[૧૩] આ ગ્રંથની મર્યાદામાં શકય નથી; અહીં તો માત્ર કેટલીક મહત્ત્વની કૃતિઓનો કવચિત્ એકાદ લક્ષણ સાથે, નિર્દેશ કર્યો છે.[૧૪]

ઇ. સ. ના **તેરમા શતક**માં ગૂજરાતી ભાષા હજી ઘડાતી આવે છે એથી પ્રમાણમાં ઓછું સાહિત્ય એ શતકમાં મળે છે. છતાં શાલિભદ્રસૂરિ (ઇ. સ. ૧૧૮૫) નો વીરરસભરિત ઓજસ્વી 'ભરતેશ્વર બાહુબલિરાસ' [૧૫] અને 'બુદ્ધિરાસ', મહેંદ્રસૂરિ (ઇ. સ. ૧૨૧૦) નું 'જમ્બુસ્વામી ચરિય', વિજયસેન સૂરિનું (ઇ. સ. ૧૨૩૧) ગિરનારના સુંદર વર્ણનથી શોભતું 'રેવંતગિરિ રાસુ', વિનયચંદ્રસૂરિનું (ઇ. સ. ૧૩૦૦) નૈસર્ગિક સૌન્દર્યવાળું, અલંકારવાળું પહેલું જ ગૂજરાતી બારમાસી કાવ્ય 'નેમિનાથ ચતુષ્પદિકા' વગેરે આ શતકની કાવ્યરચનાઓ છે. આ શતકના 'આરાધના' (ઇ. સ. ૧૨૭૪), 'અતિચાર' (ઇ. સ. ૧૨૮૪, આશરે), 'સર્વતીર્થનમસ્કાર સ્તવન' (ઈ. સ. ૧૩૦૨) વગેરે ગદ્યલખાણો ઉપરથી રોજના વ્યવહારમાં બોલાતી ભાષાના સ્વરૂપનો ખ્યાલ આવે છે.

**ચૌદમા શતકની** પ્રસિદ્ધ **કૃતિઓ**માં જિનધરનો 'કચ્છૂલીરાસ' (ઇ. સ. ૧૩૦૭), અંબદેવસૂરિનો સંઘપતિ સમરસિંહનું વર્ણન કરતો

---

૧૩ આને માટે 'प्राचीन गूर्जर काव्यसंग्रह' (ગાયકવાડ ઓ. સિરિઝ નં. ૧૩), प्राचीन गूजरातीगद्यसंदर्भ મુનિ શ્રી જિનવિજયજી સંપાદિત, જૈન ગુર્જર કવિઓ ભા. ૧ ઈ૦ જોવાં જોઇએ.

૧૪ પૂર્વોક્ત ગ્રંથો તથા શ્રી કનૈયાલાલ મુનશીના Gujarat and Its Literature, શ્રી વિજયરાય વૈદ્યના 'ગૂજરાતી સાહિત્યની રૂપરેખા' ઇ૦ ના આધારે. શ્રી વિજયરાયની રૂપરેખાનાં પ્રકરણ ૩–૯ આ સંબંધે સવિશેષ ઉપયોગી છે.

૧૫ અત્યાર સુધીમાં ગૂજરાતીમાં પ્રાપ્ય થતી રચનાઓમાં કાલાનુક્રમે આ સૌથી પહેલી છે. જુઓ આચાર્ય જિનવિજયજી સંપાદિત આવૃત્તિ, ૧૯૪૧.

'સમરારાસુ' (ઇ. સ. ૧૩૧૫), જિનપદ્મસૂરિ રચિત 'સિરિથૂલિભદ્દફાગુ' (ઇ. સ. ૧૩૨૪), રાજશેખર સૂરિનો સુરમ્ય પદાવલિથી મનોહર એવો 'નેમિનાથ ફાગુ', કોઇ અજ્ઞાતનામા કવિએ રચેલો મધ્યકાલીન કવિતાના આભૂષણ સમો 'વસન્તવિલાસ ફાગુ'[૧૬] (ઇ. સ. ૧૩૫૦, આશરે), તરુણપ્રભસૂરિ (ઈ. સ. ૧૩૫૫) નાં સરલ સુબોધ 'સમ્યક્ત્વ' આદિ કથાનકો, ગૂજરાતીનાં પ્રથમ પ્રકૃતિવર્ણનો આપનાર વિજયપ્રભનો 'ગૌતમસ્વામીરાસ' (ઇ. સ. ૧૩૫૬), જૈનેતર પ્રથમ ગૂજરાતી કવિ અસાઇત (ઇ. સ. ૧૩૬૧) ની હાસ્ય અને કરુણની સુંદર પ્રસંગયોજનાવાળી 'હંસાઉલી', સોમસુન્દરસૂરિના (ઇ. સ. ૧૪૦૦) વસન્તવર્ણન વડે સુરમ્ય 'નેમિનાથ નવરસ ફાગ' અને ઉપદેશ તથા યોગશાસ્ત્ર ઉપરના બાલાવબોધ, કુલમંડનસૂરિનું (ઇ. સ. ૧૩૯૪) જૂની ગૂજરાતીદ્વારા સંસ્કૃત વ્યાકરણ સમજાવતું 'મુગ્ધાવબોધ ઔક્તિક,' શ્રીધર વ્યાસનું (ઇ. સ. ૧૩૯૮) પ્રૌઢ અને ઓજસ્વી, અનોખું વીરરસકાવ્ય 'રણમલ્લ છંદ' વગેરેનો સમાવેશ થાય છે.

સાહિત્ય સર્જનની આ પરંપરા **પંદરમા શતક**માં પણ એવીજ અવિચ્છિન્ન ચાલુ રહે છે. આ શતકના 'વાણિદત્તવર' જયશેખરે (આશરે ઇ. સ. ૧૪૦૬) 'પ્રબોધચિન્તામણિ' કે 'ત્રિભુવનદીપકપ્રબંધ'માં સમ્રાટ પરમહંસનો મોહ ઉપરનો વિજય રૂપકગ્રંથી વડે સરલ મનોહર બાનીમાં વર્ણવ્યો છે; ભીમે (ઈ. સ. ૧૪૩૨) પ્રાસાદિક સૌષ્ઠવશોભન કાવ્યબંધમાં 'સદયવત્સ ચરિત્ર' ની કથા આલેખી છે; ભક્તરાજ નરસિંહે એમની પ્રસિદ્ધ કાવ્યરચનાઓ કરી છે (ઇ. સ. ૧૪૧૪-૧૪૮૦); મુસલમાન કવિ અબ્દુર રહેમાને (ઇ. સ. ૧૪૨૦) વિપ્રલંભ શૃંગારનું વર્ણનાત્મક દૂતકાવ્ય 'સંદેશરાસક' રચ્યું છે; માણિક્યચંદ્ર સૂરિએ (ઇ. સ. ૧૪૨૨) મધ્યકાલીન કાદંબરી-વાસવદત્તા સમું પદ્ય સમ મોહક લયવાદી ગદ્યમાં અંતર્યમકખચિત મનોહર રસપ્રપૂર્ણ ગદ્યકાવ્ય 'પૃથ્વીચંદ્ર ચરિત્ર' ગૂંથ્યું છે; સંસ્કૃતના વ્યુત્પન્ન પંડિત ભાલણે (ઇ. સ. ૧૪૫૯-

૧૬ એનો રચનાકાલ અનિશ્ચિત છે. એના ભાષાસ્વરૂપ ઉપરથી એ ૧૪૦૦ની આસપાસનો હોવાની સંભાવના મેં રજૂ કરી છે. એ સંવત ૧૪૫૦ થી ઉત્તરકાલીન નથી એટલું તો ચોક્કસ લાગે છે.

૧૫૧૪ ) એનાં રસભરિત, સંસ્કારી કલાયુક્ત ' કાદંબરી,' 'નળાખ્યાન,' 'દશમસ્કંધ' વગેરે સુંદર કાવ્યો દ્વારા આખ્યાનસ્વરૂપને સુરેખ આકાર આપીને વિકસાવ્યું. પદ્મનાભે ઓજસ્વી શૈલીવાળા ઐતિહાસિક પ્રસંગ અને સમકાલીન જીવનનું તદ્રૂપ આલેખન કરતા અપૂર્વ વીરરસ-કાવ્ય ' કાન્હડદે પ્રબંધ' ( ઇ. સ. ૧૪૫૬ )ની રચના કરી; કર્મણ મંત્રીએ ' સીતાહરણ' ( ઇ. સ. ૧૪૭૦ ) અને મહારાણી મીરાંએ એની સુવિખ્યાત કાવ્યરચનાઓ કરી. 'ઉષાહરણ'કાર વીરસિંહ ( ૧૪૬૪ ), લોકોક્તિબહુલ 'પ્રબોધબત્રીશી'નો રચયિતા અને છપ્પાકાર અખાના પ્રેરણાસ્થાનરૂપ માંડણ બંધારો ( ઈ. સ. ૧૪૮૦ પછી ), અને બોપદેવના ભાગવત ઉપરથી ' હરિલીલાષોડશકલા ' અને સંસ્કૃત ' પ્રબોધ ચંદ્રોદય' એ નાટક ઉપરથી છૂટો કાવ્યાનુવાદ ' પ્રબોધ પ્રકાશ' રચનાર ભીમ ( ઇ. સ. ૧૪૮૫-૯૦ ), ' શ્રી કૃષ્ણલીલા કાવ્ય' રચનાર કાયસ્થ કવિ કેશવદાસ પણ આ શતકમાં આવે છે. મધ્યકાલીન ગૂજરાતી સાહિત્યમાં આ શતક અનોખા તેજે પ્રકાશે છે.

**સોળમા શતક** પછી જૂની ગૂજરાતીનો યુગ પૂરો થઇને અર્વાચીન ગૂજરાતીનો આરંભ થાય છે. આ શતક પૂર્વોત્તર શતકોની સરખામણીમાં ઓછો દીપ્તિમંત છે, તો પણ એમાં ઠીક ઠીક પ્રમાણમાં કાવ્યરચના થઇ છે. આ યુગના બ્રાહ્મણ (જૈનેતર) કવિઓમાં,[૧૭] પુરાણો ગૂજરાતીમાં ઉતારનાર અને 'નળાખ્યાન' 'અભિમન્યુ આખ્યાન' ઇ૦ રચનાએ પ્રેમાનંદનો સાચો પુરોગામી વૈશ્ય કવિ નાકર ( ઈ. સ. ૧૫૧૬-૬૮ ), ગજરાતીમાં રામાયણ ઉતારનાર બ્રાહ્મણપુત્ર ઉદ્ધવ (ઇ. સ. ૧૫૦૦-૧૫૨૦), 'હંસાવતી વિક્રમચરિત્ર'નો રચનાર મધુસૂદન વ્યાસ ( ૧૫૫૦ ), 'નંદબત્રીસી'નો રચનાર નરપતિ ( ૧૫૦૪ ), ' મોસાળું' 'હૂંડી' વગેરે આખ્યાનો તથા પુરાણોનો અનુવાદ કરનાર વિષ્ણુદાસ ( ૧૫૬૮ ) અને વિશ્વનાથ જાની (૧૬૧૧) એ વગેરેનો સમાવેશ થાય છે. વિષ્ણુદાસ અને વિશ્વનાથ જાની એ પ્રેમાનંદના પુરોગામીઓના કાળમાં ગૂજરાતી ભાષા એના અર્વાચીન સ્વરૂપમાં પ્રવેશ કરે છે.

---

૧૭ આ યુગના સંખ્યાબંધ જૈન કવિઓ માટે જુઓ 'જૈન ગૂર્જર કવિઓ' ભા. ૧ પૃ. ૬૮-૨૬૬.

પ્રાચીન ગૂજરાતીમાં આ રીતે રાસ, ફાગુ, કથા, કથાનકો, ચરિત્ર, વિવાહલઉ અને ધૂલ, માતૃકા, ચતુષ્પદિકા વગેરે જૈન સ્વરૂપો, અને આખ્યાન, કથા, બારમાસી, મહિના, પદો, ગરબીઓ ઇત્યાદિ બ્રાહ્મણ સ્વરૂપો વિકાસ પામ્યાં. એ સ્વરૂપોના ઉદ્ગમ અને વિકાસની ચર્ચા અહીં પ્રસ્તુત નથી, એટલે પ્રાચીન ગૂજરાતીના ભાષાસ્વરૂપ તરફ વળીએ.

**જૂની ગૂજરાતી ભાષાનાં ઉદાહરણો**—હવે ક્રમશઃ સૈકાવાર જૂની ગૂજરાતી ભાષાનાં ઉદાહરણો લઇ તેમના ભાષા સ્વરૂપ ઉપર ત્વરિત દૃષ્ટિપાત કરીએ.

પ્રથમ **તેરમા શતકનાં** કાવ્યોમાંથી ઉદાહરણો લઇ એમની ભાષા જોઇએ.

(૧) रिसह जिणेसर पय पणमेवी, सरसति सामिणि
मनि समरेवी; नमवि निरंतर गुरुचलणा ॥
भरह नरिंदह तणुं चरित्तो, जं जुगी वसहांवलय वदीतो;
बार वरिस बिहुं बंधवहं ॥
हुं हिव पभणिसु रासह छंदिहिं, तं जनमनहर
मन आणंदिहिं, भाविहिं भवीयण संभलेउ ॥
—शालिभद्रसूरि , भरतेश्वर बाहुबलिरास १–३

(२) परमेसर तित्थेसरह पयपंकय पणमेवि ।
भणिसु रासु रेवंतगिरे अंबिकादिवि सुमरेवि ॥
गामागरपुरवणगहण सरिसरवरि सुपएसु ।
देवभूमि दिसि पच्छिमह मणहरु सोरठदेसु ॥
जिणु तहिं मंडल मंडणउ मरगयमउडमहंतु ।
निम्मलसामलसिहरभरे रेहइ गिरि रेवंतु ॥
—विजयसेनसूरि, रेवंतगिरिरासु ( इ. स. १२३१ ) १–१–३

(३) सम्यक्त्वप्रतिपत्ति करहु, अरिहंतु देवता सुसाघु गुरु जिनप्रणीत धर्म्मु सम्यक्त्वदंडकु ऊचरहु, सागारप्रत्याखानु ऊचरहु चऊहु

सरणि पइसरहु। ...पंचपरमेष्ठिनमस्कारु स्मरहि, तउ तुम्हि विशेषि स्मरेवउ, अनइ परमेश्वरि तीर्थंकरदेवि इसउ अर्थु भणियउ अच्छइ, अनइ संसार तणउ प्रतिभउ म करिसउ, अनइ रुद्धिनमस्कारु इहलोकि परलोकि संपादियइ ॥

—आराधना ( इ. स. १२७४)

(४) श्रावणि सरवणि कडुयं मेहु गज्जइ विरहिरि झिज्झइ देहु, ।
विज्जु झबक्कइ रक्खसि जेव नेमिहि विणु सहि सहियइ केम ॥

सखी भणइ सामिणि मन झूरि दुज्जणतणा म वंछित पूरि ।
गयउ नेमि तउ विणठउ काइ अछइ अनेरा वरह सयाइ ॥

बोलइ राजल तउ इहु वयणु नत्थी नेमिसमं वररयणु ।
धरइ तेजु गहगण सवि ताव गयणि न उग्गइ दिणयरु जाव ॥

—विनयचन्द्रसूरि, नेमिनाथचतुष्पादिका ( इ. स. १३०० ) २-४

આ શતકની ભાષા અપભ્રંશથી હજી વિભિન્ન થતી સ્થિતિમાં છે, એથી એમાં पणमेवी, नमवि જેવા क्त्वान्त રૂપો, पभणिसु, भणिसु, करिसउ જેવાં ભવિષ્યકાળનાં રૂપો, करहु, स्मरहि જેવાં આજ્ઞાર્થ રૂપો, जं तं જેવાં સાર્વનામિક રૂપો અને ताव જેવાં અવ્યયો, भाविहिं જેવાં તૃતીયા રૂપો, पच्छिमह वरह ઇ૦ માં ષષ્ઠી ( કે કદાચ સ્વાર્થિક ) પ્રત્યય ह, घम्मु, अर्थु, दंडकु ઇ૦ ઉકારાંત પ્રથમા દ્વિતીયા એકવચનનાં રૂપો, सयाइ रयणु विज्जु જેવાં નામો. અને रक्खइ, झिज्झइ, झबक्कइ, दुज्जण, गज्जइ, रेहइ, अच्छइ જેવાં ક્રિયારૂપો અપભ્રંશ ભાષાસ્વરૂપનું સ્મરણ કરાવતાં નજરે પડે છે. છતાં અપભ્રંશથી ભાષા એક ક્રમ આગળ ગઈ છે અને ગૂજરાતીના ઉષઃકાળમાં પ્રવેશી છે એમ એના સંયોગલોપ ( જેમકે विणठउ, अछइ ઇ૦ ), અપભ્રંશ નામિક પ્રત્યયોનો ક્રમશઃથતો જતો લોપ ( શતકના આરંભમાં ષષ્ઠીનો ह અને તૃતીયા બહુવચનો हिं, શતકને અંતે નજરે પડતા નથી ), અને तणउ જેવા ષષ્ઠયર્થ અનુગોનો સવિશેષ પ્રચાર, केम हिव વગેરે ઉત્તરકાલીન રૂપોનો ઉદ્ભવ ઇ૦ જોતાં લાગે

છે. શતકના અંતની ભાષા તો સ્પષ્ટ રીતે આદિમ ગૂજરાતીની સીમામાં પ્રવેશ કરી ચૂકી છે. શતકના આરંભની ભરતેશ્વર બાહુબલિરાસની અને રેવંતગિરિરાસુની ભાષા ગૂજરાતી તરફ પ્રસ્થાન કરતી હોવા છતાં હજી અપભ્રંશની ઘણી સમીપ છે. આથી સદ્. નરસિંહરાવભાઇ જેવા વિદ્વાનોનું એને ઉત્તરકાલીન અપભ્રંશ માનવા તરફ વિશેષ વલણ છે. બહુ ઝિણવટભર્યાં અને બદ્ધ ( watertight ) વર્ગીકરણનો આગ્રહ ન હોય તો એ ભાષાને ઊગમકાલની પ્રાચીન ગૂજરાતી કહેવામાં વાંધો નથી.

હવે ચૌદમા શતકની કૃતિઓનું ભાષાસ્વરૂપ જોઇએ.

(५) अह सोहगसुंदररूपवंतु गुणमणिभंडारो ।
कंचण जिम झलकंतकांति संजमसिरिहारो ॥
थूलिभद्दमुणिराउ जाम महियलि बोहुंतउ ।
नयरराय पाडलियमाहि पहुतउ विहरंतउ ॥
वरिसालइ चउमास माहि साहू गहगहिया ।
लियइ अभिग्गह गुरह पासि नियगुणमहमहिया ॥
अज्जविजयसंभूयसूरि गुरु वय मोकलावइ ।
तसु आएसि मुणिस कोसवेसाघरि आवइ ॥
मंदिरतोरणि आवियउ मुणिवरु पिक्खेवी ।
चमक्किय चित्तिहि दासडिव वेगि जाइ वधावी ।
वेसा अतिहि ऊतावलि य हारिहि लहकंती ॥
आविय मुणिवररायपासि करयल जोडंती ॥
—जिनपद्मसूरि, सिरिथूलिभद्दफागु ( इ. स. १४२४ ) २–४

(६) वसंततणा गुण गहगह्या महमह्या सवि घनसार ।
त्रिभुवनि जयजयकार पिका रव करइं अपार ॥
पदमिनि परिमल बहकइं लहकइं मलय समीर ।
मयणु जिहां परिपंथीय पंथीय धाइं अधीर ॥
मानिनिजनमनक्षोभन शोभन वाउला वांइं ।
निधुवनकेलिक पामीय कामीय अंगि सुहाइं ॥
—वसंतविलास ( फागु ) ( इ. स. १३५० )

(७) जीव धर्म्मिइं संसार तरइ। चैत्रु लोकसिउं वात करइ।

विवेकिउ मोक्षनइं काराणि खपइ। साधु मोक्षनइं काराणि तपु करइ। जेहतउ, हूंतउ, थउ, थकउ इत्यादि बोलिवइं जेह वस्तुनइं परित्याग सूचियइं ते अपादान।

...वृक्षतउ पान पडइ। एहनउ, तणउ, एहरहइं, किहिं इत्यादि बोलिवइ ...स्वामित्वादिक संबंध सूचीयइ। चैत्र तणउं धनु गामि छइ।...चैत्रु ग्रामि वसइ। करी, लेई, देई...तिहां क्त्वा प्रत्यय। शिष्य शास्त्र पढी अर्थ पूछइ।...करिवा, लेवा, देवा...तिहां तुम् प्रत्यय। कुंभकार घडा घडीवा माटी अणइ।...करसणी हल खेडतउ बीज वावइ।...करणहार, लेणहार, देणहार...तिहां तृच् प्रत्यय 'तृ' इसिउ आवइ। धर्म्म करणहार जीव सुख प्रामइ।...मेघि वरिसतइ मोर नाचइं।[18]

—कुलमंडनसूरि 'मुग्धावबोध औक्तिक' (इ. स. १३९४)

(८) सातिरि सहस साहस वैसाहण। गई अरदास पासि सुरताणह।
कणगरु किद्ध सिद्ध सह हिंदू। तू रणमल्ल एक नहबिंदू॥
पण फुरमाण आण सुरताणी। नहि रणमल्ल गणिइ रणताणि।
जिम हिम्मीर वीर सेंभरविइ। तिम कमधज मुंछ मुहि मरवै॥

—श्रीधरव्यास, रणमल्लछंद (इ. स. १३९८)

ચૌદમા શતકની ભાષા હવે સ્પષ્ટ રીતે ગૂજરાતી બની ગઇ છે. બેશક કવચિત્ કવચિત્ અપભ્રંશની અસર નજરે પડે છે (જેમકે पिक्खेवी એ क्त्वान्त રૂપ, તૃતીયાનો हि પ્રત્યય ઇ૦ માં) પણ તે બહુ વિરલ જ. પણ મોટે ભાગે તો ગૂજરાતીનાં ઘણાંખરાં વિશિષ્ટ લક્ષણો ઉદય પામ્યાં છે. જેમકે, सोहग, झलकंत-पहुतउ, वेसा, बहकइं, लहकइं જેવા શબ્દોમાં સંયોગલોપ (simplification); पासि, सिउं, नइं, थउ, थकउ, तणउं, नउ[19] જેવા નવા વિભક્તિદર્શક અનુગો અને પ્રત્યયોનો ઉદ્‌ગમ; करी, लेई, देई જેવાં દીર્ઘ ई કારાંત क्त्वान्त રૂપો, અને करणहार જેવાં ઇચ્છાવાચક કૃદંત રૂપો; मोकलावइ, आवियउ જેવાં સર્વાંશે ગૂજરાતી રૂપનાં આખ્યાતનામાદિક, ઇ૦.

---

१८ આ સતિસપ્તમીનું ઉદાહરણ છે.

१९ આ ઉપરાંત षष्ठयर्थे ते પ્રતાપ પણ મળે છે.

પંદરમા શતકની ભાષાના નમૂના નીચે પ્રમાણે છે.

(૯) हुइ भमइ कामकोदंडखंड कटिबिंब प्रलंबित वेणीदंड ।
उरि हार तारश्रेणी समान तनमंडल अवर न उपमान ॥
नाह कुरंगा रणथलि जल विणु किमु जीवंती ।
नयण सरोवर प्रीतिजल नेहिइं नीर पियंति ॥

—भीम, सदयवत्सचरित्र ( इ. स. १४३२ )

(१०) ते स्त्री गुस्तास्प राजा आगलइ अनइ अपर बीजा मज्दईअस्न आगलि गेई । नमस्कार कीधउ । पछइ उभी रही । तेहे स्त्रीए बोलिउं जु तह्मो मज्दईअस्न ईउ इसुं म करु । जउ अह्मइ सात बहइन अछउं अनइ सातइनउ एउ एकु जि भर्त्तार अछइ । —पारसी पंडित लक्ष्मीधर बहेराम—

अर्दाग्वीरा ( इ. स. १४१५ )

(११) अन्यदा प्रस्तावि राजा पृथ्वीचंद्र अनइ राजा सोमदेव राजसभा एकठा बइठा । किसी ते राजसभा–जीणि सभा पात्र नाचइं, विद्वांस पुस्तक वांचइं, माल मल्लविद्या मांडिवा माचइं, रागज्ञ रायन्हइं रंग रहाविवा राचइं, सुहाबोला शुभ बोली स्वामी कन्हे पसाउ याचइं, कुडा झागडू चिरकाल विवाद करी स्वयमेव पाचइ । इसी सभा, बिहुं नरेश्वरि करि वली वाधी प्रभा । तिसिइ अवसरि, हर्ष प्रसरि । पहुतउ वनपाल, तीणि वीनविउ श्री सोमदेव भूपाल ।

—माणिक्यचन्द्रसूरि, पृथ्वीचन्द्रचरित्र ( इ. स. १४२२ )

(१२) आगइ रुद्रि घणइ कोपानलि दैत्यवंस तइं बाल्या ।
तइं पृथ्वीमांहि पुंण्य वरताव्यां देवलोकि भय टाल्या ॥
तइं बालिउ काम त्रिपुर विध्वंसिउ पवनवेगि जिम तूल ।
पदमनाभ पूछइ सोमईया केथउं करिउं त्रिशूल ॥

—पद्मनाभ, कान्हडदेप्रबन्ध, ( इ. स. १४५६ ) १–१०१–१०२

(१३) बांधी पाज नीरि तिहां निश्चल, साथि हनमत्त भींछ ।
विकटरूप दीसइ वानरा, रौद्र घणा मांहि रींछ ॥ मइं०
मात सीता जाणूं वानर त्रिकूटि गढि चडिया ।
सवालाष सुत, रावणु राणु, कुंभकर्ण रणि पडिया ॥ मइं०

जाणूं लंक विभीषण दीधी, अमर कोडि तिहां मिलिया ।
मंत्री कर्मणचु स्वामि अयोध्या राम सीता लेइ वलिया ॥ मई०

—कर्मणमंत्री, सीताहरण ( इ. स. १४७० )

(१४) भाषानूं कारण नहीं कारण अर्थविशेष ।
सम्यक एह ऊपरि कहूं पिंगल गाथा एक ॥
ये अज्ञानि ऊपजइ विश्व चराचर शूर ।
किरण विषि दीसइ यथा मध्य दिवस जलपूर ॥
येहनूं स्वरूप विचारतां मोह निवर्तइ एह ।
कुसुमतणी माला विषइ यथा भुजंगम देह ॥

—भीम, प्रबोधप्रकाश, ( इ. स. १४८५ )

પંદરમા શતકની ભાષા સવિશેષ ગૂજરાતીપણું ધારણ કરે છે. આટલી થોડી પંક્તિઓમાં પણ જણાઇ આવતા गेई, उभी रही જેવા ભૂતકાલીન કર્તરિ ક્રિયારૂપો, बोलिउं, करिउं, टाल्या, वरताव्या, बइठा જેવાં કર્મણિ ભૂતકાલીનરૂપો, करु જેવું આજ્ઞાર્થ પહેલાપુરુષ એકવચનનું રૂપ, नउ मांहि જેવા પ્રત્યયો कन्हे, आगलई, करि (કરણ વાચક 'थी', 'વડે'ના અર્થનો અનુગ) જેવા અનુગો ગૂજરાતીએ પોતાને પંથે કેટલી પ્રગતિ કરી છે તે સૂચવે છે.

**સોળમા શતક**થી તો આપણે અર્વાચીન ગૂજરાતીના સીમાડા ઉપર આવી પહોંચીએ છીએ. આ શતકનાં થોડાં નીચે આપેલાં ઉદાહરણોથી એનું ભાષાસ્વરૂપ પ્રગટ થશે.

( १५ ) ऋषिइं पूछ्युं पुत्रनिं, येह, एह शुक क्यहां थकी लाव्यो ? कह्युं–वनमांहि दुखी तृषाक्रान्त पड्यो तो दया जाणी लाव्यो । ऋषि त्रिकाल-दर्शी मुज सांहामुं जोईं मुंने कहुं, अविनय कीधांना एह फल । पछि शिष्य-पुत्रादिके ऋषिनिं पूछुं–एहनो स्वांमी शो अविनय छि ? ते ऋषिइं कह्युं एकांत रात्रि विधिपूर्वक कहशुं ।

—सिद्धिचन्द्र, संक्षिप्त गुजराती कादंबरी

(१६) ब्रह्मानी बेटी सरसति गौरवर्ण चालइ गजगति ।
कमल कमंडल वीणा साथि, पुस्तक परठिउ दक्षण हाथि ॥

उरि मोटउ मुक्ताफलहार, पाए नेउर रणझिणकार ।
काने कुंडल वेणिदंड, लीलां मोहिउं येणइ ब्रह्मंड ॥
रतनजडी रूडी राषडी लोचन यशां कमल पांषडी ।
निर्मल नाशा तिलनूं फूल, दंततणउं कुण करशि मूल ॥
राता अधर ते विद्रुमरोल, जांणे जीह अमीनु घोल ।
चंदलडि जितलउ मयंक, कटि झीणउ लाखीणउ लंक ॥

—लावण्यसमय, विमलप्रबंध ( इ. स. १५१२ )

(१७) प्रभातकाल हवो सहुं चाल्या करवा महासंग्राम ।
दुर्योधन पांडव जीत्यानी करी हृदिशूं हाम ॥
त्यारि कर्ण किहि महारी वीद्यानुं सकल कार्ण देषाडूं ।
कि पांडव मुझनि मारि कि हु तेहनि नाश पमाडुं ॥

—विष्णुदास, महाभारत

(१८) प्रथम ते प्रणमी श्रीगणपतिनइं जोडीनइं बि पाणि ।
विधनहरु तम्यो कृपा करीनइं आपु अविचल वाणि ॥
एकदंत ज शोभतु गजवदन शोभइ तेह ।
दुंदल देव दया करी निज बुद्धि आपु एह ॥

—नाकर, महाभारत आरण्यक पर्व

(१९) तेज तन तणी सी कहीइ वात ? शिलाबंध पाखलि गढ सात ।
ते मांहि मोहटो आवास, सात भूमि ऊंचो आकाश ॥
भल्ल कमाड लोहडाना पाटि, भोगलि लोहोढ सि मण सात ।
संपुट तालां भीडां सार, ते कूंची मूकी भंडारि ॥

—मधुसूदन व्यास, हंसावतीविक्रमचरित्र

સોળમા શતકની આ ભાષા તો લગભગ અર્વાચીન ગૂજરાતીમાં સંક્રમણ કરતી જણાય છે. એનાં निं અને ने ( દ્વિતીયા ), थकी જેવા વિભક્તિપ્રત્યયો, ઉભયાન્વયી जेह નો પ્રયોગ, सांहांमु, त्यारि જેવાં અવ્યયો-નો ઉદ્ગમ, પ્રશ્નાર્થક शुं નાં शो જેવાં વિકારી રૂપો; लाव्यो, छि, किहि, कहइशुं, कराशि જેવાં ક્રિયારૂપો સર્વ અર્વાચીન ગૂજરાતીના ઉદયકાલની સાક્ષી પૂરે છે.

આ પછી તો થોડેજ સમયે ગૂજરાતી ભાષાનું અર્વાચીન સ્વરૂપ સ્થિર થાય છે, જે આપણે પ્રેમાનંદ, અખો વગેરે કવિઓમાં જોઇએ છીએ.

ભીમક સુતાનું વદન સુધાકર દેખીને શોભાય,
ચંદ્રમા તો ક્ષીણ પામી આભમાં સંતાય.
સૃષ્ટિ કરતાં બ્રહ્માજીએ ભર્યું તેજનું પાત્ર;
તે તેજનું પ્રજાપતિએ, ઘડ્યું દમયંતીનું ગાત્ર.
તેમાંથી કાંઇ શેષ વાધ્યું, ઘડતાં ખેરો પડિયો,
બ્રહ્માએ એકઠું કરીને, તેનો ચંદ્રમા ઘડિયો.

એ પ્રેમાનંદની કાવ્યપંક્તિઓમાં અને

ભાષાને શું વળગે ભૂર, જે રણમાં જીતે તે શૂર,
સંસ્કૃત બોલે તે શું થયું, કાંઇ પ્રાકૃતમાંથી નાશી ગયું.
બાવનનો સઘળો વિસ્તાર, અખા ત્રેપનમો જાણે પાર.

એ અખાની પંક્તિઓમાં અને અર્વાચીન ગૂજરાતીમાં ભાગ્યેજ ફેર જણાશે. થોડાક અવશિષ્ટ રહેલા જૂના શબ્દપ્રયોગો બાદ કરીએ તો ભાષાનું સ્વરૂપ પ્રાયઃ અર્વાચીન બની ગયું છે એમાં શંકા નથી.

પ્રેમાનંદના કાળની આસપાસથી શરુ થયેલી અર્વાચીન ગૂજરાતી ભાષાનો એક તબક્કો દયારામની ભાષામાં સંપૂર્ણ થાય છે. પછી અંગ્રેજી ભાષાના સંપર્કથી નર્મદના સમયથી નવો તબક્કો શરુ થાય છે જે અદ્યપર્યન્ત ચાલુ છે.

# પ્રકરણ ચૌદમું
## વ્યુત્પત્તિ અને ઉચ્ચાર

**શબ્દોના પ્રકાર : તત્સમ**— હવે અર્વાચીન ગૂજરાતી ભાષામાં જે શબ્દો મળે છે તેમની વ્યુત્પત્તિ (શબ્દનું મૂળ સ્વરૂપ અને તેમાંથી અર્વાચીન રૂપ ઉદ્‌ભવવાની પ્રક્રિયા) તપાસીએ.

અર્વાચીન ગૂજરાતી ભાષામાં, અન્ય અર્વાચીન ભારતીય આર્ય ભાષાઓની માફકજ, વિવિધ સ્વરૂપના શબ્દ મળે છે. એમાંના કેટલાક

તો મૂળ સંસ્કૃતમાંથી જરાયે ફેરફાર વિના સીધાજ ઊતરી આવ્યા છે તો કેટલાકમાં સહેજ માત્ર વિકાર થયો છે. કેટલાક પ્રાકૃત-અપભ્રંશ-જૂની ગૂજરાતી એ સર્વ કક્ષાઓમાં થઇને એમના વિશિષ્ટ ફેરફારો પામીને અર્વાચીન ગૂજરાતીમાં ઊતર્યા છે, તો કેટલાક શબ્દો અન્ય ભાષાઓમાંથી ગૂજરાતીમાંથી રૂઢ થયા છે. આવા બહારના શબ્દોમાંથી મોટા ભાગના શબ્દો ફારસી અરબીમાંથી કે પ્રાકૃત કાલની અનાર્ય ભાષાઓમાંથી, અને થોડાક પોર્ચ્યુગીઝ, અંગ્રેજી વગેરે વિદેશી ભાષાઓ-માંથી, અને મરાઠી કે હિંદી-ઉર્દુ જેવી ઇતરપ્રાન્તીય ભારતીય ભાષાઓમાંથી લેવામાં આવ્યા છે. આ રીતે અર્વાચીન ગૂજરાતી ભાષાનો શબ્દકોશ બંધાયો છે.

આમાંથી સંસ્કૃતમાંથી કાંઇ પણ વિકાર પામ્યા વિના તેના તેજ મૂળ સ્વરૂપે ગૂજરાતીમાં ઊતરેલા શબ્દોને 'તત્સમ' શબ્દો કહે છે. तद् એટલે 'તે મૂલ પ્રકૃતિ, સંસ્કૃત,' તેના सम કે 'સમાન, અભિન્ન,' તે तत्सम કે સંસ્કૃતના સમાન, અભિન્ન રૂપના શબ્દો. કર્ણ, હસ્ત, દંત પક્ષી, નયન, કર્મ, કાર્ય, મિષ્ટ વગેરે તત્સમ શબ્દો છે. એ સંસ્કૃતમાંથી કાંઇજ વિકાર પામ્યા વિના એજ રૂપે ગૂજરાતીમાં આવ્યા છે. એમનું તત્સમ સ્વરૂપ પ્રાકૃતઅપભ્રંશ દ્વારા વિકાર પામીને આવેલા કાન, હાથ, દાંત, પંખી, નેણ, કામ, કાજ, મીઠું વગેરે શબ્દરૂપો સાથે સરખાવવાથી તરત સ્પષ્ટ થશે. પ્રાકૃતઅપભ્રંશમાં તત્સમ શબ્દોનું પ્રમાણ ઓછું છે; અધિકાંશ શબ્દો પ્રાકૃતઅપભ્રંશના વિશિષ્ટ વર્ણવિકાર પામીને પ્રાકૃત સ્વરૂપમાંજ પ્રયોજાય છે.[1] પછીની જૂની ગૂજરાતીની કક્ષામાં લગભગ એજ પરિસ્થિતિ બહુધા ચાલુ રહે છે; માત્ર કેટલાક ફારસી-અરબી શબ્દો અને કવચિત્ સંસ્કૃત તત્સમ શબ્દોની ઊમેરણી થાય છે. સોળમા શતક પછી ભાષામાં ઘણા તત્સમ શબ્દો દાખલ થાય છે અને એમનો પ્રયોગ ઘણો વ્યાપક બને છે. કદાચ સંસ્કૃત પુરાણોને ગૂજરાતીમાં

---

૧. એશક शेषं संस्कृतवत् सिद्धं । उक्तमपि क्वचित्संस्कृतवदेव भवति । (હેમચન્દ્ર ૮-૪-૪૪૮) વગેરે સૂત્રોથી તેમજ બહુલાધિકારથી સંસ્કૃતવત્ પ્રયોગો થઈ શકે. પણ સામાન્ય રીતે પ્રાકૃતઅપભ્રંશમાં વિશિષ્ટ વર્ણવિકાર થવાનું વલણ નજરે પડે છે.

ઉતારવા મથતી મધ્યકાલીન આખ્યાનકવિતાને એ આભારી હોય. એ વલણ છેક અર્વાચીન ગૂજરાતી સુધી ચાલુ રહ્યું છે અને ઓગણીસમા સૈકાના અંતભાગમાં મનઃસુખરામ, ગોવર્ધનરામ આદિ પંડિતોની ભાષામાં એ પરિસીમાએ પહોંચે છે. અર્વાચીન ગૂજરાતીમાં મહાત્મા ગાંધીજીની પ્રેરણાથી ભાષામાં ફરી સરળતા અને તળપદાપણાનો આદર થયો છે, અને ભાષાનું અર્થવ્યક્તિનું સામર્થ્ય વધ્યું છે.

## ફારસીઅરબી પોર્ચ્યુગીઝ ઇ૦ વિદેશીય શબ્દો —

અર્વાચીન ગૂજરાતીમાં સંસ્કૃત ઉપરાંત **અન્ય ભાષાઓમાંથી શબ્દો** આવ્યા છે. તેમને ઊછીના લીધેલા શબ્દો ( loan words ) કહી શકાય. એમાંના કેટલાકમાં મૂળ સ્વરૂપ સચવાયું છે તો કેટલાકમાં ગૂજરાતીના લાક્ષણિક વિકારો થયા છે.

નીચેના જેવા સંખ્યાબંધ ફારસી અરબી શબ્દો ગૂજરાતીમાં પ્રચલિત બની તળ ગૂજરાતી જેવા રૂઢ થઈ ગયા છે. અકારાદિ શબ્દોમાં[1] અક્કલ, અકસીર, અત્તર, અદબ, અફવા, અનામત, અમીર, અરજ, અલાયદું, અસર, અસલ, અહેશાન, વગેરે **અરબી શબ્દો,**[2] અને અજમાવવું, અવાજ, આસમાની, અસ્વાર, અંજીર, અંદર, અંદાજ વગેરે **ફારસી શબ્દો** મળશે.[3] ઊર્દૂ, કનાત, કલગી, કાબુ, કૂમક, ચક, ચકમક,

---

૧. વિશેષ માટે જુઓ ગુજરાતી ફારસી અરબી શબ્દોનો કોશ, ખંડ ૧–૨, અમીરમીયાં હમદૂમિયાં ફારૂકી.

૨. અખત્યાર, ઉમદા, ઇન્સાફ, આબેહુબ, કયાસ, ખબર, ખર્ચ, જકાત, જરૂર, જલસો, જવાબ, ઝવેરાત, તપાસ, તરફ, તાલુકો, તૈયાર, દાયરો, ફજેતો, ફુવારો, બાતલ, મકાન, મકકમ, રદ્દી, લવાજમ, વજુદ, વતન, શરાબ, શરબત, હજૂર, ઇ૦ સંખ્યાબંધ અરબી શબ્દો ગૂજરાતીમાં પ્રચલિત છે.

૩. આબાદ, ખરીદ, ગુમાસ્તો, ગુલાબ, ચુસ્ત, ચાલાકી, છાપવું, જખમ, જમીન, જલદી, તખતી, તલાસ, તંદુરસ્ત, દગો, દસ્તાવેજ, દફતર, દરજી, નાસીપાસ, નેક, પડદો, પ્યાલો, પેચ, ફુદીનો, બક્ષીસ, બાજૂ, મઝૂર, મહેમાન, યાદ, રકાબી, લગામ, વીમો, શરમ, સરહદ, હજાર ઇ૦ અનેક ફારસી શબ્દો ગૂજરાતીમાં રૂઢ થઇ ગયા છે.

ચમચો, જાજમ, તોપ, તોપચી, દારોગો, બચકો, બલૂચી, બેગમ, બેગ, મુગલ, મુચરકો, યાળ વગેરે ગણતર **તુર્કી શબ્દો** પણ ગૂજરાતીમાં પ્રવેશ્યા છે. આફૂસ, અનનાસ, ઇંગ્રેજ, ઇજનેર, કોબી, કાજુ, કપ્તાન, તમાકૂ, બટાટા, મેજ, મોસંબી, વગેરે **શબ્દો પોર્ત્યુગીઝમાંથી** આયાત થયા છે. છેલ્લે **અંગ્રેજીમાંથી** ઑફિસ, અપીલ, કોરટ, ટિકિટ, ડાકટર, પેન્સિલ, બૂટ, બેન્ક, બાટલી, માસ્તર, રસીદ, સ્ટેશન, હોટેલ વગેરે સંખ્યાબંધ શબ્દો ગૂજરાતીમાં ઊતર્યા છે. આ સર્વ વિદેશીય શબ્દોમાંથી ફારસી અરબી શબ્દોનું પ્રમાણ, ગૂજરાતના લાંબા સમય સુધીના મુસ્લિમ અમલને અને સંપર્કને લીધે સ્વાભાવિક રીતે જ ઘણું વધારે છે. અન્ય વિદેશીય શબ્દો ગણતરજ છે.

**તદ્દ્ભવ શબ્દ**—સંસ્કૃતમાંથી પ્રાકૃતઅપભ્રંશ દ્વારા એ ભાષાઓના વિશિષ્ટ વર્ણવિકાર પામીને જે શબ્દો ગૂજરાતીમાં ઊતરી આવ્યા છે તેમને 'તદ્દ્ભવ' કહે છે. તદ્ એટલે પ્રકૃતિ, સંસ્કૃત; તેમાંથી (વર્ણવિકાર પામીને) ઉત્પન્ન થયેલા તે તદ્ભવ. કાન, હાથ, દાંત, પંખી, નેણ, કામ, કાજ, મીઠું વગેરે શબ્દો તદ્દ્ભવ છે, કારણ કે એ સંસ્કૃત कर्ण, हस्त, दन्त, पक्षिन्, नयन, कर्मन्, कार्य, मिष्टकं ઇ૦ શબ્દોમાંથી कण्ण, हत्थ, दंत, पंखि, नअण, कम्म, कज्जु, मिट्ठउं વગેરે પ્રાકૃતઅપભ્રંશ રૂપો દ્વારા ઉત્પન્ન થયા છે. ખરું જોતાં તદ્દ્ભવ શબ્દો સંસ્કૃત સમી વેદકાલીન પાશ્ચાત્ય પ્રાકૃત ભાષા > પાલિ > શૌરસેની > અપભ્રંશ > ઉત્તરકાલીન અપભ્રંશ > જૂની ગૂજરાતી > મધ્યકાલીન ગૂજરાતી એવા સંખ્યાબંધ ક્રમમાંથી પસાર થઇને ગૂજરાતી સ્વરૂપ ધારણ કરે છે. સંસ્કૃત અને ગૂજરાતી વચ્ચેની એ સર્વ સાંકળોને સરલતા અને અનુકૂલતાને ખાતર પ્રાકૃતઅપભ્રંશથી નિર્દિષ્ટ માની લેવાની છે. સંયુક્ત વ્યંજનોનું એકીકરણ, પછી સંયોગલોપ (simplification) અને તેની સાથે બહુધા પૂર્વસ્વરનું દીર્ઘત્વ, મૂર્ધન્ય વર્ણો અને કોમલ અનુસ્વારનો પ્રમાણમાં વ્યાપક પ્રયોગ, उं કારાંત નાન્યતર અને ओ કારાંત નરજાતિનાં નામો, વગેરે તદ્દ્ભવ શબ્દોનાં તરી આવતાં લક્ષણો છે.

બીમ્સ જેવા કેટલાક ભાષાશાસ્ત્રીઓ આ પ્રકારના પ્રાકૃતઅપભ્રંશ

દ્વારા ઊતરી આવેલા શબ્દોને **પ્રાચીન તદ્ભવ** તરીકે ઓળખાવે છે, અને કરમ, કારજ, ધરમ જેવા તત્સમ कर्म, कार्य, धर्म માંથી સ્વરભક્તિ કે વિશ્લેષથી સરળ બનેલા, સર્વાંશે નહીં પણ બહુધા તત્સમ જેવા, શબ્દોને **અર્વાચીન તદ્ભવ** કહે છે. એમને મતે આ શબ્દો પ્રાકૃતઅપભ્રંશ પછીના કાળમાં એટલે મધ્યકાળમાં, સંસ્કૃતમાંથી અર્વાચીન ભાષાઓમાં ઊતર્યા છે. ડૉ. સુનીતિકુમાર ચેટર્જી આ શબ્દોને **અર્ધતત્સમ** (semi-tatsamas)[1] કહે છે.

**દેશ્ય શબ્દો**—ગૂજરાતી ભાષામાં એવા સંખ્યાબંધ તળપદા શબ્દો છે કે જેનું મૂળ સંસ્કૃત પ્રાકૃતમાં કે ફારસીઅરબી જેવી વિદેશી ભાષાઓમાં મળતું નથી. આવા શબ્દોને દેશ્ય કહે છે અને એ ભારતના આર્યેતર વતનીઓની ભાષાઓમાંથી ગૂજરાતીમાં આવ્યાનું વિદ્વાનો માને છે. હેમચન્દ્રાચાર્યે देशीनाममाला માં એમના સમયમાં પ્રચલિત, સંસ્કૃતપ્રાકૃતમાંથી જેમનો ઉદ્ભવ સંભવે નહીં એવા, દેશ્ય શબ્દોનું સંકલન કર્યું છે. ધનપાલની पाइअलच्छीनाममाला માં પણ કેટલાક દેશ્ય શબ્દો સંગૃહીત થયા છે.

હેમચન્દ્રાચાર્ય देशीनाममाला માં નીચેના જેવા સંખ્યાબંધ દેશ્ય શબ્દો અર્થ સાથે નોંધે છે :—

| | |
|---|---|
| | अयालि—દુર્દિન ( દેશી૦ ૧, ૧૩), |
| कायंदी—ઉપહાસ (દે૦ ૨,૨૮), | खुंखुणी—શેરી (દે૦ ૨,૭૬), |
| गंधेल्ली—મધમાંખી ( દે૦ ૨, ૧૦૦), | घग्घर—ઘાઘરો ( દે૦ ૨,૧૦૭) |
| चोज्ज—આશ્ચર્ય ( દે૦ ૩,૧૪) | छइल्ल—છેલ ( દે૦ ૩,૨૪ ) |
| झंडुअ—વૃક્ષની જાત ( દે૦ ૩,૫૩ ) | तिंगिआ—કમલરજ (દે૦ ૫,૧૨) |
| थत्तिअ—વિશ્રામ (દે૦ ૫,૨૬), | दुल्ल—વસ્ત્ર (દે૦ ૫,૪૧), |
| पऊढ—ઘર ( દે૦ ૬,૪૭ ) | भेली—આજ્ઞા, નૌકા, દાસી ઇ. |
| लडह—રમ્ય ( દે૦ ૭, ૧૭ ), ઇ૦ | (દે૦ ૬,૧૧૦) |

હેમચન્દ્રાચાર્યે દેશ્ય તરીકે નોંધેલામાંથી કેટલાક પ્રાકૃતાદિ આર્ય-ભાષાઓમાંથી વ્યુત્પન્ન કરી શકાયા છે, પણ મોટા ભાગના તો ખરેખરા દેશજ શબ્દોજ જણાયા છે. એમનાં અર્વાચીન ભાષાઓમાં થયેલાં રૂપાન્તર શોધવા એ ભાષાઅભ્યાસનો એક રસિક વિષય છે.

---

૧. Indo Aryan & Hindi, p. 91.

અર્વાચીન ગૂજરાતીમાં હેમચન્દ્રાચાર્યે નોંધેલા દેશ્ય શબ્દોમાંથી સંખ્યાબંધ શબ્દો ઊતરી આવ્યા છે, તેમ એમણે નહીં નોંધેલા એવાયે ઘણા શબ્દો મળે છે. અર્વાચીન ગૂજરાતીમાં ઠોબરું, ડુંગરો, વાંકળો, રોડું, ઝાંખરું, ખાબડું, મુક્કો, બકરો, ઓઢવું, ખડકી, ડાળી, પેટ વગેરે અનેક દેશ્ય શબ્દો મળે છે. એ આર્યેતર ભાષાઓમાંથી ગૂજરાતીના અવતરણની ભિન્ન ભિન્ન સ્થિતિએ લેવાયા હશે એમ લાગે છે. એમાંના કેટલાક શબ્દો અનુકરણવ્યાપારથી ( onometopoeia )થી બન્યા છે. તદ્ભવ શબ્દોની અપેક્ષાએ દેસ્ય શબ્દોની વર્ણઘટના ઓછી સુકુમાર, પણ કેટલેક અંશે વધુ બલિષ્ઠ, જણાય છે.

## વ્યુત્પત્તિ

સંસ્કૃતમાંથી (અને કવચિત્ કવચિત્ વિદેશી ભાષાઓ, કે પ્રાચીન દેસ્ય ભાષાઓમાંથી) પ્રાકૃતઅપભ્રંશ દ્વારા (કે કવચિત્ બારોબારજ) ગૂજરાતીમાં ઊતરેલા તદ્ભવ શબ્દોની વ્યુત્પત્તિ સંબંધે વિચાર કરીએ. વ્યુત્પત્તિ એટલે વ્યુત્પન્ન થવું, ઉદ્ભવવું તે. વ્યુત્પત્તિવિચારમાં શબ્દનું આદિ કે મૂળ રૂપ, તેમજ એમાંથી જે વડે રૂપાન્તર થઇને શબ્દનું અંતિમ અર્વાચીન રૂપ સિદ્ધ થાય છે તે વાગ્વ્યાપારની પ્રક્રિયા એ બંનેનો સમાવેશ થાય છે. પ્રથમ થરની પ્રાકૃતોનું સ્વરૂપ આજે ઉપલબ્ધ નથી, એટલે આપણે શબ્દનું આદિમ કે મૂળ રૂપ સંસ્કૃત, જે આદિમ પ્રાકૃતની ખૂબ સમીપ હોવાનો ઘણો સંભવ છે તેમાં શોધીએ છીએ; પછી એ મૂળ રૂપનાં પ્રાકૃત કે અપભ્રંશ રૂપો નોંધીએ છીએ, અને છેવટે જરૂર પડે તો વચ્ચે અવાન્તર રૂપો આપીને અર્વાચીન ગૂજરાતી શબ્દરૂપ દર્શાવીએ છીએ. ખરૂં જોતાં તો વ્યુત્પત્તિમાં પાલિ > શિલાલેખોની પ્રાકૃતો > ઉત્તરકાલીન પ્રાકૃત > અપભ્રંશ > પ્રાચીન પ્રાન્તીય ભાષા ( > અવાન્તર રૂપ*) > અર્વાચીન પ્રાન્તીય ભાષા એમ સર્વ

* દા. ત. નરસિંહરાવ વ્યુત્પત્તિઓ સિદ્ધ કરતાં ઘણાં અવાન્તર રૂપો આપે છે. જેમકે

| સંસ્કૃત | પ્રા. રૂપ | અવાન્તરરૂપો | ગૂજરાતી |
|---|---|---|---|
| श्लक्ष्णकं | लण्हउं | नन्हउं, न्हन्नउं | ન્હાનું |
| कृष्ण : | कण्हु | क्र्हण्णु, क्र्हन्नु | ક્રહાન |

ક્રમો દર્શાવવા જોઇએ. પણ અનુકૂળતાને ખાતર, તેમજ સંસ્કૃત અને પ્રાકૃતઅપભ્રંશનું શબ્દભંડોળ વધુ વિપુલ અને સુલભ હોવાથી આપણે સંસ્કૃત પ્રાકૃતઅપભ્રંશ અને અર્વાચીન ગૂજરાતી એ ત્રણ ક્રમે શબ્દને વ્યુત્પન્ન કરીએ છીએ.

સંસ્કૃતમાંથી પ્રાકૃત અપભ્રંશદ્વારા ગૂજરાતીમાં અવતાર પામતાં જે નિયમાનુસાર શબ્દમાં વર્ણવિકાર ( વર્ણોમાં ફેરફાર કે રૂપાન્તર ) થાય છે તેને ભાષાપંડિતોએ ઉત્સર્ગ એવું નામ આપ્યું છે. ઉત્સર્ગ એટલે નિયમ; અહીં ભાષાના વર્ણસ્વરૂપમાં જેને અનુસરીને ફેરફાર થાય તે વાગ્વ્યાપારના* નિયમો.

હવે આપણે પ્રથમ સામાન્ય ઉત્સર્ગો, પછી સ્વરવિકારના ઉત્સર્ગો, અને છેવટે વ્યંજનવિકાર સંબંધેના ઉત્સર્ગોની ચર્ચા કરીશું.

## સામાન્ય ઉત્સર્ગો

૧. સંયુક્તાક્ષરમાંથી સામાન્ય રીતે પ્રથમ વ્યંજન ઊડી જાય છે. પરંતુ જો म, न, य, ल, व, र, બીજા વ્યંજન તરીકે હોય તો તે મૃદુ હોવાથી ઊડી જાય છે. જેમકે,

| સંસ્કૃત | પ્રાકૃત કે અપભ્રંશ | ગૂજરાતી |
|---|---|---|
| उत्सङ्गः | उच्छंगु | ઉછંગ |
| प्रतिच्छाया | प्रडिच्छाआ | પડછાયો |
| विज्ञप्तिः | विण्णत्ती | વિનંતી |
| सुवर्णकारः | सुण्णारु | સુનાર |

૨. સંયુક્તાક્ષરમાંથી પ્રથમ વ્યંજન ઊડી જાય છે, અને તેને બદલે પૂર્વ સ્વર હ્રસ્વ હોય તો દીર્ઘ થાય છે. જેમકે,

| | | |
|---|---|---|
| व्याघ्रः | वग्घु | વાઘ |

( પૃ. ૨૨૦ ની ચાલુ )

| | | | |
|---|---|---|---|
| उपविशति | उवइसइ | वइसइ, बइसइ | બેસે |
| प्राप्तकं | पत्तउं | पहुत्तउं, पहुतउं, पहोंत्युं | પહોંચ્યું |

આ પદ્ધતિ પ્રમાણે આવશ્યક હોય ત્યાં અવાન્તર રૂપો આપવાં જોઈએ.

* વાણીનો—ભાષાનો વ્યાપાર કે ક્રિયા.

| | | |
|---|---|---|
| ऊर्ध्वकम्+ | उब्भउं | ઊભું |
| कर्म | कम्मु | કામ |
| उच्चकम् | उच्चउं | ઊંચું |
| उष्णकम् | उण्हउं | ઊનું |
| नग्नकः | नग्गउ | નાગો |

૩. સંસ્કૃત કે પ્રાકૃત શબ્દોના તીવ્ર અનુસ્વાર ગૂજરાતીમાં ઘણી વાર કોમલ બને છે અને તેને બદલે પૂર્વસ્વર દીર્ઘ બને છે.*

| | | |
|---|---|---|
| दन्तकः | दंतु | દાંત |
| रंकः | रंकु | રાંક |
| संध्या | संझा | સાંઝ |
| बिंब | बिंबु | બીબું |

૪. કેટલીક વાર ગૂજરાતીમાં શબ્દોમાં કોમલ અનુસ્વાર ઉમેરાય છે અને તેની પૂર્વનો સ્વર દીર્ઘ બને છે.

| | | |
|---|---|---|
| छिद्रकं | छिद्दउं | છીંડું |
| उष्ट्र | उट्ट | ઊંટ |
| मर्कटकम् | मक्कडउं | માંકડું |
| भित्तिः | भित्ती | ભીંત |

૫. કેટલીક વાર ગૂજરાતીમાં અનુસ્વાર લોપાય છે અને તેની પૂર્વનો સ્વર કોઈ વાર દીર્ઘ થાય છે.

| | | |
|---|---|---|
| बिम्बकं | बिंबउ | બીબું |
| प्रत्यंचा | पडंचा | પણછ |
| विंशति | वीसा | વીસ |

૬. અસ્વરિત પ્રથમ શ્રુતિ કે અસ્વરિત અંત્ય વ્યંજન લોપાય છે.

| | | |
|---|---|---|
| अरण्य | अरण्णु ( रण्णु ) | રાન |
| अरघट्ट | अरहट्ट | રહેંટ |

+ અપભ્રંશમાં સ્વાર્થે क પ્રત્યય અત્યંત પ્રચલિત છે.

* આ ઉત્સર્ગો જોડણી માટે ખાસ લક્ષમાં રાખવા યોગ્ય છે.

| | | |
|---|---|---|
| अन्यपक्षकं | अण्णवक्खउं | નોખું |
| कीदृशकं | कइसउं, किसिउं | શું |
| अनुपम | — | અનુપ |
| कंकुमं | कुंकुमु | કંકુ |
| ललाटपट्ट | णिडलवट्टु | નિલવટ |

૭. કેટલીક વાર શબ્દના વર્ણોનો વ્યત્યય ( અદલાબદલી ) થઇ જાય છે.

| | | |
|---|---|---|
| वाराणसी | वाणारसी | બનારસ |
| कलशी | कलसी | કસલી |
| कर्कशा | कक्कसी | કાંસકી |

૮. કેટલીક વાર અલ્પપ્રાણ (વર્ગીય પ્રથમ અને તૃતીય) વ્યંજનને સ્થાને મહાપ્રાણ ( દ્વિતીય અને ચતુર્થ) વ્યંજન થાય છે.

| | | |
|---|---|---|
| पाशः | पासउ | ફાંસો |
| कोण | – | ખૂણો |
| गर्भारकं | गद्दीरउं | ઘેરૂં |
| ग्रीष्म | गिम्हु | ઘીમ |
| निर्वाह | निव्वाहु | નિભાવ |
| विभूति | – | ભભૂતિ |
| सीमन्तकः | सींअन्तउ | સેંથો |
| सकलकं | सगलउं | સઘળું |

## સ્વરવિકારના ઉત્સર્ગો

૯. સંસ્કૃતમાંથી પ્રાકૃતમાં ઉપરના ઘણા શબ્દો સ્વાર્થક क પ્રત્યય લે છે. એ क નો નર જાતિનાં નામોમાં ઓ અને નાન્યતર જાતિનાં નામોમાં ઉં થાય છે. જેમકે,

| | | |
|---|---|---|
| दंतक* | दंतउ | દાંતો |

*क પ્રત્યયથી કેટલીક વાર અર્થ બદલાઇ જાય છે. જેમકે, दन्त–દાંત, दन्तक–દાંત જેવું કાંઇક, દાંતો.

| | | |
|---|---|---|
| दन्तः | दंतु | દાંત |
| कर्णकः* | कण्णउ | કાનો |
| कर्णः | कण्णु | કાન |
| घटकः | घडउ | ઘડો |
| पर्णकं * | पण्णउं | પાનું |
| पर्ण | पण्णु | પાન |
| रक्तकम् | रत्तउं | રાતું |

૧૦. ગૂજરાતીમાં બે સ્વરો સાથે આવે ત્યારે તેમાંનો બીજો લોપાય છે અને પહેલો હ્રસ્વ હોય તો દીર્ઘ બને છે.

| | | |
|---|---|---|
| पानीयं | पाणिअं | પાણી |
| मौक्तिकं | मोत्तिअं | મોતી |
| घृतं | घिअं | ઘી |

૧૧. શબ્દની આદિમાં अइ–अउ એ સ્વરયુગ્મો આવ્યાં હોય તો તેમના अय्–अव् એ ક્રમદ્વારા વિવૃત+ ઍ અને ઑ થાય છે. તેવીજ રીતે શબ્દને અંતે આવેલા अइ–अउ નો અર્ધવિવૃત એ અને ઓ થાય છે.

| | | |
|---|---|---|
| प्रविष्टकः | पइट्ठउ ( पय्ठउ ) | પેઠો |
| उपाविशति | उवइसइ–वइसइ ( बयसइ ) | બેસે |
| नयनं | नयणु | નેણ |
| चतुष्कं | चउक्कं–चव्कु | ચોક |
| गवाक्षं | गवक्खु | ગોખ |
| घटकः | घडउ | ઘડો |
| अस्ति | अच्छइ–छइ | છે |

૧૨. ગૂજરાતીમાં સ્વર પછી इ આવે તો તેનો य થાય છે અને વ્યંજન પછી इ આવે તો તેનો अ થાય છે.

---

+ પહોળા–વેંત, વેર, બેસે, કૉલેજ, કૉણ–વગેરેમાં 'એ' અને 'ઓ' છે તેવા. આની સવિશેષ ચર્ચા આગળ કરી છે.

| | | |
|---|---|---|
| भवति | होई | હોય |
| गच्छाति | जाइ | જાય |
| अक्षि | अक्खी–अक्खि | આંખ |
| कठिणः | कठिणु | કઠણુ |
| विरूपकः | विरूवउ–विरुवउ | વરવો |

૧૩. ગૂજરાતીમાં उ નો अ થાય છે.

| | | |
|---|---|---|
| सुपुत्र | — | સપૂત |
| उज्ज्वलकं | — | અજવાળું |
| मधु | — | મધ |
| गुरुकः | गरुओ | ગરવો |
| मुकुट | — | મુગટ |
| पुट | पुड | પડ |
| खुर | खुरिआ | ખરી |
| विद्युत् | विज्जुआ | વીજ |

૧૪. આથી ઊલટું કોઇક વાર અનંત્ય अ નો इ અને उ થાય છે.

| | | |
|---|---|---|
| जननी | — | જનુની |
| पञ्जरकम् | पंजरउं | પિંજરું |
| अण्डकं | अण्डउं | ઈંડું |

૧૫. ऋ નો अ, इ કે उ થાય છે.

| | | |
|---|---|---|
| मृतकं | मडउं | મડું |
| घृतं | घिअं | ઘી |
| तृषा | तरिसा | તરસ |
| पृष्ठकम् | पुट्ठउं | પૂંઠું |

૧૬. ऐ અને औ નો ए અને ओ થાય છે.

| | | |
|---|---|---|
| गौरी | — | ગોરી |
| यौवनं | जोव्वणं | જોબન |
| वैदिकः | — | વેદીઓ |

૧૭. ગૂજરાતીમાં ઘણી વાર એક સ્વરને બદલે બીજો સ્વર આવે છે.

| | | |
|---|---|---|
| खलः | — | ખોળ (તલનો) |
| समवर्तिनी | समवट्टिइ | સમોવડી |
| — | तल्लोविल्ली | તાલાવેલી |
| उत्पुनाति | उप्पुणइ | ઊપણે |
| मिलति | मिलइ | મળે |
| शिंघति | सिंघइ | સૂંઘે |
| रात्रिपाते | रत्तिवाइ | રતાવઈ |
| उच्चरति | उच्चरइ | ઓચરે |
| उषा | — | ઓખા |
| विरूपकः | विरुवउ | વરવો |
| अशोक (पल्लव) | — | આસોપાલવ |
| तरुणी | — | તારુણી |
| वालुका | — | વેળુ |

૧૮ ગૂજરાતીમાં ઘણીવાર સ્વરોનો વ્યત્યય* થાય છે.

| | | |
|---|---|---|
| मञ्जु | मज्झु | મુજ |
| बिन्दु | – | બુંદ |
| श्मश्रु | मंसु | મૂછ |
| शकुन | – | શુકન |
| परिविष् | परीस | પીરસવું+ |

## વ્યંજનવિકારના ઉત્સર્ગો

૧૯. સંસ્કૃતમાં જે શબ્દો સ્વાર્થ કે લઘુતાવાચક क પ્રત્યય લે છે, તેમના क् નો અપભ્રંશ અને ગૂજરાતીમાં ડો કે લો થઇ જાય છે.

| | | |
|---|---|---|
| रासकः | — | રાસડો |
| अन्धकः | — | આંધળો |

* વ્યત્યય=અદલોબદલો. +જુઓ N. B Divatia, GLL, I 448-9

૨૦. અનાદિ અને અસંયુક્ત क च, ट એ અઘોષ વ્યંજનોના ગૂજરાતીમાં ग ज, ड એ ઘોષ વ્યંજનો થાય છે.

| | | |
|---|---|---|
| मकर | — | મગર |
| उद्वेग | — | ઊબકો |
| रत्नाकर | — | રત્નાગર |
| द्यूतकार | जूअकार | જૂગાર |
| प्रतीति | — | પતીજ |
| त्वचा | — | તજ |
| घटकः | घडउ | ઘડો |
| वट | वड | વડ |

૨૧. અનાદિ અસંયુક્ત क, ग, च, ज, त, द, प, य, व ઘણું-ખરું લોપાય છે.

| | | |
|---|---|---|
| कोकिला | कोइला | કોયલ |
| अंधकार | अंधयार | અંધેર |
| चंपकनगर | चंपयनयर | ચાંપાનેર |
| मृगाङ्क | मयंक | મયંક |
| सहचरी | सहयरी | સહીયર |
| वचन | वअण–वयण | વેણ |
| रजनी | रअणी–रयणी | રેણ |
| जाति | जाइ | જાઈ |
| घृतं | घिअं | ઘી |
| वेदना | वेअणा | વેણ (પ્રસવવેદના) |
| कदली | कयली | કેળ |
| कोपि | कोइ | કોઈ |
| कः पुनः | कउण | કોણ |
| प्रियः | पिउ | પિયુ |
| दिवस | दिअह | દી |

૨૨. સંસ્કૃત શબ્દોના અનાદિ અસંયુક્ત ख-घ અને थ-ध-भ નો ह થાય છે.

| | | |
|---|---|---|
| मेघः | मेहु | મેહ |
| नखरः | नहरु | નહોર |
| बधिरकः | बहिरउ | બહેરો |
| नाथः | नाहो | નાવલિયો |
| विभानकं | विहाणउं | વહાણું |

૨૩. क નો च થાય છે.

| | | |
|---|---|---|
| विक्रिणाति | विक्कइ | વેચે |

૨૪ च અને ज ના क અને ग થાય છે.

| | | |
|---|---|---|
| निश्चितकं | णिच्चिअउं | નક્કી |
| वादितकं | वादिअउं | વાગ્યું |

૨૫. અંત્ય ज નો त થાય છે.

| | | |
|---|---|---|
| हृद्यं | हिज्ज | હેત |
| आश्चर्य | अच्चरिज्जं | અચરત |

૨૬. અનાદિ અસંયુક્ત त નો ध કે ड થાય છે.

| | | |
|---|---|---|
| पीतं | पिद्धउं | પીધું |
| प्रातिच्छाया | पाडिच्छाया | પડછાયો |

૨૭. કેટલીકવાર त નો क થાય છે.

| | | |
|---|---|---|
| भीति | — | બ્હીક |
| सपत्नी | सवत्ता (सवक्की) | શોક્ય |

૨૮ કેટલેક સ્થળે દંત્યના મૂર્ધન્ય વર્ણ થાય છે.

| | | |
|---|---|---|
| पतति | पडइ | પડે |
| संदंशिका | संडसिआ | સાંડસી, સાણસી |
| वृद्धकः | वड्डउ | વડો |
| शिथिलकं | सढिलउं | ઢીલું |
| नयन | नअण | નેણ |

૨૯ ड, र, ल નો ळ થાય છે.

| | | |
|---|---|---|
| षोडश | सोलह | સોળ |
| क्रीडति | कीळइ | ખેલે |
| हरिद्रा | हलिद्दा | હળદર–હળદ |
| कदली | कयली | કેળ |

૩૦ ण નો કેટલીકવાર न થાય છે, અને न નો ક્વચિત્ हँ કે हँ થાય છે.

| | | |
|---|---|---|
| वर्ण | वण्ण | વાન |
| अरण्य | अरण्ण | રાન |
| वानरकः | — | વાંદરો |
| — | ( पान+डुं ) | પાંદડું |
| पञ्चदश | पन्नरह | પંદર |
| अभिज्ञान | अहिण्णाण | એંધાણ |

૩૧. ગૂજરાતીમાં न નો ण અને કોઈ વાર ल થાય છે.

| | | |
|---|---|---|
| वचन | वयण | વેણ |
| कः पुनः | कउण | કોણ |
| नीलम् | — | લીલું |
| निम्बकः | — | લીમડો |

૩૨ અનાદિ અસંયુક્ત प નો व થાય છે.

| | | |
|---|---|---|
| तापः | तावो | તાવ |
| उपलक्षति | उवलक्खइ | ઓળખે |
| श्वापदं | सावजु | સાવજ |

૩૩ म નો व અને અને કેટલીક વાર बँ થાય છે, અને व નો म થાય છે.

| | | |
|---|---|---|
| कर्दमः | कद्दमु | કાદવ |
| आमलकं | आमलउं | આંબલું |
| ताम्रकं | तम्बउं | તાંબું |
| अग्रवर्त्म | अग्गाविच्च | આગમચ |
| सुपर्वकः | — | સપરમો |

૩૪. व નો ब થાય છે.

| | | |
|---|---|---|
| छवि | — | છબી |
| उपविशति | उवइसइ–बइसइ | બેસે |

૩૫. य નો ज થાય છે.

| | | |
|---|---|---|
| यश | — | જશ |
| यौवनं | जोव्वणं | જોબન |

૩૬. ઘણી વાર વર્ણોમાં र ઉમેરાય છે.

| | | |
|---|---|---|
| कोटि | कोडि | કરોડ |
| तुष्टकम् | तुट्ठउं | ત્રૂઠવું |
| शाण | साण | સરાણ |
| भक्ष् | भक्ख | ભરખવું |

૩૭ કેટલીક વાર र નો ड થાય છે, અને ड નો र થાય છે.†

| | | |
|---|---|---|
| अर्ध | — | અડધું |
| हरिताल | — | હડતાલ |
| द्वादशाक्षरी | बारहाक्खरी | બારાખડી |
| अष्टवारिकं | — | અઠવાડિયું |

૩૮. બે મૂર્ધન્ય વર્ણો પાસે આવ્યા હોય તો પહેલો ઊડી જાય છે તેને સ્થાને य શ્રુતિ સંભળાય છે; દોરડું–દોયડું, ખાંડણી–ખાંયણી.

૩૯. य નો ल થાય છે.

| | | |
|---|---|---|
| मिश्रयति | मिस्सलइ | મસળે |
| यष्टि | लट्ठी | લાઠી |

૪૦. ल નો न થાય છે.

| | | |
|---|---|---|
| श्लक्ष्णकं | लण्हउ | નાનું |

૪૧. उ કે ओ પછી अ આવે તો व શ્રુતિ સંભળાય છે.

| | | |
|---|---|---|
| घूकक: | घूअड | ઘૂવડ |

† જુઓ N. B. Divatia. Gujarati Language & Literature, vol I, 459

૪૨ य અને व ના इ અને उ થાય છે.

| | | |
|---|---|---|
| नयण | नइण | નેણ |
| धवलकं | धउलउं | ધોળું |

૪૩ श-ष નો स થઈ જાય છે.

| | | |
|---|---|---|
| वंशः | बंसु | વાંસ |
| विषमकं | विसमउं | વસમું |
| वर्ष | वरिसु | વરસ |

૪૪ ष અને क्ष નો ख કે छ થઈ જાય છે.

| | | |
|---|---|---|
| लक्षणं | लक्खणं | લખ્ખણ |
| विषं | विखं | વિખ |
| क्षार | छार | છારી |
| षट् | छह | ૭ |

૪૫ ष-स નો ह પણ થાય છે.

| | | |
|---|---|---|
| उष्णकं | उण्हउं | ઊનું |
| कृष्णः | कण्हु | કહાન |

૪૬ તાલવ્ય સ્વરના સંપર્કથી स નો श થાય છે.

| | | |
|---|---|---|
| | ( डोसो+ई ) | ડોશી |

૪૭ स નો च અને કોઈ વાર ज નો श થાય છે.

| | | |
|---|---|---|
| लालसा | — | લાલચ |
| काकवाज | — | કાગવાશ |

૪૮ ह આગળ (પ્રગતિ) કે પાછળ (પરાગતિ) ખસે છે, અને કવચિત્ ह નો પ્રક્ષેપ થાય છે.

| | | |
|---|---|---|
| ग्रहणं | गहणु | ઘેન (પ્રગતિ) |
| कफोणि | कहोणी | કુહોણી ( ,, ) |
| क्ष्लक्ष्णकं | लण्हउं | ન્હાનું ( ,, ) |
| अभिज्ञान | अहिण्णाण | એંધાણ(પરાગતિ) |
| कथितकं | कहिदउं | કીધું ( ,, ) |
| प्राप्तकं | पत्तउं | પ્હોંત્યું (પ્રક્ષેપ) |

| | | | |
|---|---|---|---|
| अद्यापि | अज्जवि | હજી | ( ,, ) |
| कान्त | कंतु | કંથ | ( ,, ) |
| | अयालि ( દેશ્ય ) | હેલી | ( ,, ) |

## કેટલાક કઠિન શબ્દોની વ્યુત્પત્તિ*

| સંસ્કૃત | પ્રાકૃત અપભ્રંશ ( અવાન્તર ) | ગૂજરાતી |
|---|---|---|
| अभिनवकं | अव्हिनवउं ( अव्हनवउं ) | અવનવું |
| आश्चर्य | अच्छरिज्ज | અચરજ-ત |
| अनुपानह् | अणुवाणहु | અડવાણો-અડવો |
| अन्यपक्षकं | अन्नवक्खउं | અનોખું |
| अतसी | अलसी | અળસી |
| | अम्मच्छ[1] (=અસંબદ્ધ, દેશ્ય) | અમથું |
| अमृत | अमिय | અમી |
| अन्यतरकं | अन्नयरउं ( अनइरउं ) | અનેરૂં |
| अन्यत् | अण्णइ —अनइ | અને |
| अनुयोग | अणुज्जोअ | અણૂજો |
| अगुरुवर्तिका | अगुरुवत्तिआ | અગરબત્તી |
| अग्राह्यम्[2] | — | અધરૂં |
| अत्यद्भुत | अच्चब्भुय | અચંબો |

---

* અહીં થોડાક લાક્ષણિક શબ્દો લીધા છે. સવિસ્તર વ્યુત્પત્તિચર્ચા માટે નીચેના ગ્રંથો જોવા આવશ્યક છે:—

N. B. Divatia, Gujarati Language and Literature Vol. I
ચતુરભાઇ પુરુષોત્તમદાસ પટેલ-જૂની ગૂજરાતી, રા. બ. કમળાશંકર ત્રિવેદી-બૃહદ્ વ્યાકરણ, વ્રજલાલ શાસ્ત્રી-ઉત્સર્ગમાળા, નવલરામ પંડયા-સરળ વ્યુત્પત્તિપાઠ, ઇ૦.

૧ રા. બ. કમળાશંકર ત્રિવેદી મિથ્યા ઉપરથી આગમ अ લગાડીને સિદ્ધ કરે છે.

૨ ચ. પુ. પટેલ अग्रहणं-अग्गहणउं-अघणउं-अधरुं એમ ण નો र કલ્પીને સાધે છે.

| | | |
|---|---|---|
| | अघूरिअ[1] (=લાંબું નહીં તે; દેશ્ય) | અધૂરાં |
| अभद्रायते[2] | अभड्डयइ | અભડાવું |
| उच्छिष्टकं | उच्छिट्ठउं ( उच्छीठुं उजीठुं ) | અજીઠું, એઠું (જ લોપ ને વ્યત્યયથી) |
| | आमोडो ( દેશ્ય ) | અંબોડો[3] |
| अंमारी (ફારસી) | — | અંબાડી |
| अंधकार | अंधयार ( अंधयर ) | અંધેર |
| आत्मत्वकं | अप्पपउं | આપોપું |
| आत्मना (नः) | अप्पणा (णो) | આફણિયે |
| आत्मानः | अप्पाण | આપણે |
| अद्य | अज्ज | આજ |
| आयुष्यकं | आऊखउं | આવખું |
| आवर्तते[4] | आवट्टइ | આવડવું |
| अलीकं | अलिअं | આળ |
| अद्भुत | अब्भुअ | આભો |
| अक्षि | अक्खि | આંખ |
| आमलकं | आमलउं | આંબળું |
| अनुगम्+ति[5] | अणुगमइ | આંગમે |
| उत्करकः[6] | उक्केरडउ ( કે उक्कुरुड દેશ્ય ) | ઉકરડો |
| | (उक्केल्ल[7]=ઉકેલવું, ખોલવું; દેશ્ય) | ઉકેલવું |

---

૧ પટેલ अध्वनि–अधुणि–अधूरि–અધૂરા એવી રીતે સિદ્ધ કરે છે.

૨ આ બીમ્સે સૂચવેલી વ્યુત્પત્તિ છે.

૩ નરસિંહરાવ अंबोरडो જૂ. ગૂ. માંથી, અને ટર્નર आम्रमाकुटक માંથી સિદ્ધ કરે છે.

૪ ચ. પુ. પટેલ आपतति–आवडइ–આવડે એ પ્રમાણે લે છે.

૫ પટેલ अंगदेइ–अंगमेइ–આંગમે એમ સિદ્ધ કરે છે.

૬ રા. બ. ક. પ્રા. ત્રિવેદી उत्किर् ઉપરથી સાધે છે.

૭ ક. પ્રા. ત્રિવેદી उत्किल् ઉપરથી લે છે.

| | | |
|---|---|---|
| उन्दरु, उन्दुरु[1] | — | ઉંદર |
| उद्गतः | उग्गओ | ઊગ્યો |
| ऊर्ध्वकं | उब्भउं | ઊભું |
| उष्णकं | उण्हउं | ઊનું |
| उत्तिष्ठति | उट्ठेइ | ઊઠે |
| उद्यम | उज्जम | ઊજમ |
| उद्वर्तते | उव्वरेइ[2] | ઊગરવું |
| अभिज्ञान | अहिण्णाण | એંધાણ |
| अङ्घ्रि[3] | — | એડી |
| सधवात्वं[4] | सहवात्तण | એવાતન |
| उल्लंघयति | उल्लंघयइ | ઓળંગે |
| उत्सङ्ग | उच्छंग | ઓછંગ |
| उपलक्षति | उवलक्खइ | ઓળખવું |
| अपरमातृक[5] | — | ઓરમાન |
| उद्गार[6] | — | ઓડકાર |
| अवतारकः | अउआरउ | ઓવારો |
| उपाध्यायः | उवज्झाअ | ઓઝા |
| अवच्छादः | अउच्छाड | ઓછાડ |
| अवस्रावणं | अउसावणु | ઓસામણ |

૧ આ શબ્દ, એના સ્વરૂપ ઉપરથી આર્યેતર ભાષાઓમાંથી સંસ્કૃતમાં લેવામાં આવ્યો લાગે છે.

૨ उव्वरिअ=ઉગરેલું, બચેલું, એ અર્થમાં દેશીનામમાલામાં (૧,૧૩૨)માં દેશ્ય શબ્દ તરીકે પણ આપ્યો છે.

૩ 'એડી'નું વર્ણસ્વરૂપ દેશ્ય જેવું લાગે છે, પણ એનું પ્રતિરૂપ દેશીનામ૦ ઇ૦ માં મળતું નથી. એટલે અત્યારે રા. બ. ત્રિવેદીએ સૂચવેલી ઉપર પ્રમાણે अङ्घ्रिમાંથી વ્યુત્પત્તિ સ્વીકારવાની રહે છે.

૪ પટેલ अविधवात्वं-अविहवात्तणમાંથી સિદ્ધ કરે છે.

૫ જુઓ ક. પ્રા. ત્રિવેદી, બહદ્ વ્યાકરણ.

૬ પટેલ उदर्ककार-उडक्कआर-ઓડકાર એમ વ્યુત્પત્તિ આપે છે.

| | | |
|---|---|---|
| आपात्ति[1] | — | ઑપટી |
| | ओक्किअ[2] (દેશ્ય) | ઑકવું |
| अपसरति | अवसरइ (अउसरइ) | ઓસરે |
| उत्सव | उच्छव | ઑચ્છવ |
| कटुकं | कडुअं | કડવું |
| कटकं | कडउं | કડું |
| कपाट | कवाड | કમાડ |
| कषपट्टिका | कसवट्टिआ | કસોટી |
| कटाहिका | कडाहिआ | કડાઈ |
| कर्णे | कण्णे ( कण्णइ ) | કને |
| कलापः | कलावु ( कलाउ) | કળા (મોરની કળા) |
| कुटुम्बी | कुडुंबी | કણબી |
| कटि (+ગૂ. दोरो) | कडि (+दोरो) (कडदोरो) | કંદોરો |
| कङ्काल | कंगाल | કંગાલ |
| केदारक: | केआरउ ( कयारउ ) | કયારો |
| कुथ्यति | कुहइ | કહોવું |
| | कच्छट्टी ( દેશ્ય ) | કાછડી |
| कृष्णसार | कण्हहारु (कण्हआरु) | કાળિયાર |
| कालेयकं | कालिज्जिउं | કાળજું |
| कलकं | कलउं | કાલું |
| काकवाज: | — | કાગવાશ |
| कर्दमः | कद्दम ( कद्दवुँ ) | કાદવ |
| कर्बुरकं | कब्बुरउं | કાબરું |
| कुशल्य[3] | कुसल्ल ( कासल ) | કાશ–કાસળ |
| | चिक्खल्ल ( દેશ્ય )[4] | કીચડ |

---

૧ આ પટેલનું સૂચન છે. જૂ. ગૂ. ૩૪૦. उपपत्ति ઉપરથી ઓપટી સંભવે?
૨ ક. પ્રા. ત્રિવેદી उद्+गिर्માંથી લેવાનું સૂચવે છે.
૩ જુઓ ચ. પુ. પટેલ, જૂની ગૂજરાતી, ૩૫૫.
૪ ક. પ્રા. ત્રિવેદી સં. चिकिल ઉપરથી સાધે છે.

| | | |
|---|---|---|
| कोमलकं | कुँवलउं (कुंअलउं) | કૂણું-કૂળું |
| किं | कि, कइ[1] | કે |
| कदली | कयली | કેળ |
| केतक | केअय (+સ્વાર્થિક-ડઉ) | કેવડો |
| कः पुनः | कउण | કોણ |
| | कुड्ड, कोड्ड ( દેશ્ય ) | કોડ |
| कपर्दिका | कवड्डिआ (कउडिआ) | કોડી |
| कपित्थ | कविट्ठ ( कवट्ठ ) | કોઠ |
| कवलित | कवलिआ | કોળીઓ |
| कर्पर | खप्पर | ખપ્પર (સ્ત્રી॰ ખોપરી) |
| स्कंध | खंध | ખાંધ |
| कीलक | कीलउ | ખીલો |
| क्षेत्रपुत्र | खेत्तउत्त | ખેડૂત |
| क्रोडकः | कोलउ | ખોળો |
| | खोड ( દેશ્ય )[2] | ખોડ |
| गडुची | गलोई | ગળો |
| गर्गरी | गग्गरी | ગાગર |
| गुर्जरत्रा | गुज्जरत्ता | ગૂજરાત |
| कन्दुकः | गेंदुओ | ગેંદ |
| | गोवर ( દેશ્ય ) | ગોબર |
| | घुत्तिअ (=ગવેષિત; દેશ્ય) | ગોત્યું |
| गवाक्ष | गवक्ख ( गवख ) | ગોખ |
| गोधूमः | गोहूमु ( गोहूंवु ) | ઘઉં |
| जरठकः | जरठउ ( गरढउ ) | ઘરડો |
| घृतं | घिअं | ઘી |

---

૧ નરસિંહરાવ ફારસી કે ગૂજરાતીમાં ઉછીનો લેવાયેલો ગણે છે.

૨ ચ. પુ. પટેલ संक्षोड-खोड-ખોડ એમ સિદ્ધ કરે છે.

| | | |
|---|---|---|
| गृहीतकः | घएलउ | ઘેલો |
| ग्रहणं | घयणु | ઘેન |
| घनतरकं | घणयरउं | ઘણેરૂં |
| चरणिका | चरणिया (चल्लणग दे०) | ચણીયો |
| ( चिपिट ) | चिमिढ[१] | ચવડું |
| चत्वर | चच्चर | ચાચર |
| | चविल्ल[२] | ચાવળું |
| चिह्न | चिण्ह | ચેન |
| चेटक | चेडय (અથવા चेड દેશ્ય) | ચેલો |
| चतुष्क | चउक्क | ચોક |
| | चउरिया ( દેશ્ય ) | ચોરી |
| °त्यक | चउ | ચો (જૂની ગૂજરાતીનો ષષ્ઠી પ્રત્યય ) |
| चतुर्वर्त्मकं | चउवट्टउं | ચૌટું |
| क्षुरी | छुरी | છરી |
| छन्नकं[३] | छण्णउं | છાનું, ( એવડાવેલો–છાનુંમાનું) |
| शुक्ति | सिप्पि | છીપ |
| अस्ति કે आस्ते[४] | अच्छइ ( अछइ, छइ ) | છે |

૧ ચ. પુ. પટેલ जवणं દે. માંથી 'ચવડું' વ્યુત્પન્ન કરે છે.

૨ રા. બ. ક. પ્રા. ત્રિવેદી वाचाल ઉપરથી વ્યત્યયથી સિદ્ધ કરે છે. પણ ઉપર પ્રમાણે પ્રા. चव ( બોલવું ) ઉપરથી શીલાર્થક इल्ल વડે સિદ્ધ કરવું વિશેષ સુગમ છે.

૩ પટેલ प्रच्छन्न ઉપરથી પ્રથમશ્રુતિલોપ વડે સાધે છે.

૪ નરસિંહરાવ अस्ति–अस्सइ–अच्छइ–છે એ રીતે; સર રામકૃષ્ણ ભાંડારકર आस्ते–अच्छइ–છે એમ; પિશલ અને ટેસિટરી ऋच्छति–अच्छइ–છે એ પ્રમાણે; વેબર गच्छति–अच्छइ એ મુજબ; બીમ્સ अक्षते–अच्छइ દ્વારા સિદ્ધ કરે છે. अस्ति ને વરરુચિ, ક્રમદીશ્વર, અને માર્કંડેયનો ટેકો છે; તો आस्ते ને હેમચંદ્રનું સમર્થન છે. બંને લગભગ સમાન રીતે શક્ય છે.

| | | |
|---|---|---|
| | छइल्ल (=વિદગ્ધ; દેશ્ય) + वट्टावय (વર્તન કરનાર) | છેલબટાઉ |
| | छेअ (દેશ્ય) + डउ સ્વાર્થિક | છેડો |
| क्षुधा | छुहा | છો |
| गुच्छकं[1] | गुच्छउं | છોગું |
| एव | जि ( અપભ્રંશ ) | જ |
| यज्ञोपवीत | जण्णोवईय | જનોઈ |
| यद्+वारे | जिवारइ ( जिह्वारइ ) | જ્યારે |
| जन्यका | जण्णआ | જાન |
| जन्या | जण्णा (जान+अण કે अरणी સ્ત્રીલિંગ પ્રત્યયો) | જાંદણ, જાંદરણી |
| जातिफळ | जाईफल | જાયફળ |
| जिह्वा | जिब्भा | જીભ |
| जीर्णकं | जुण्णउं | જૂનું |
| यूथिका | जूइआ | જૂઈ |
| | जुअंजुअं[2] | જૂજવું |
| यौवन | जोव्वण | જોબન |
| यमगृह | जमहर ( जवँहर ) | જોહર |
| जह ( ફા ) | – | ઝેર |
| जीर्णकः | जिण्णउ | ઝીણો[3] (તાવ) |
| क्षीणकः | झीणउ | ઝીણો[3](દાણો) |
| तिलकक | तिलयउं | ટીલું |
| स्थान | ठाण | ઠામ |
| स्थावर[4] | ठावर (ठाअर) | ઠાર |

---

૧ ચ. પુ. પટેલ, જૂ. ગૂ. ભા., ૮૮.

૨ જુઓ નરસિંહરાવ GLL. I, 231.

૩ જુઓ પટેલ, જૂગૂભા, ૩૪૫.

૪ ચ. પુ. પટેલ ણ નો ર થવાનું સ્વીકારીને ठाण માંથી 'ઠાર' સિદ્ધ કરે છે

| | | |
|---|---|---|
| | डाल (દેશ્ય)[1] | ડાળ |
| दक्षिणकः | दाहिणउ | ડાહ્યો |
| तुण्डि[2] | – | ડુંટી |
| शिथिलकं | सढिलउं[3] ( ढीलउं ) | ઢીલું |
| संधिखण्ड | संधिखंड (ढीक्कण) | ઢીંચણ |
| टबाको (પોર્ચુગીઝ)[4] | – | તમાકુ |
| तलस्पर्श | तलप्फंस | તલાંસવું |
| ताम्बूलिक | तंबोलिअ | તંબોળી |
| तंतु (कः) | तंतु (+डउ સ્વાર્થિક) | તાંતણો |
| तीक्ष्णकं | तिक्खउं | તીખું |
| त्रितयानि | – | ત્રેલિયાં |
| स्थित्वा | थिअ | થી |
| स्थितकः | थिअउ | થો ( જૂનો વિકારી પંચમીપ્રત્યય) |
| | थक्किअ (=स्थित्वा) | થકી |
| दह्यते | दज्झइ | દાઝે |
| दंष्ट्रा | दाढा | દાઢ |
| दन्त | दंतु | દાંત |
| दीपवर्तिका | दीवअट्टिआ | દીવેટ |
| दीपशलाका | दीवसलाया | દીવાસળી |
| वृन्तकं | विंटउं | દીંટું |
| देवगृहकं | देवहरउं | દેહરૂં |
| देवकुल | देउल | દેવળ |
| द्विअर्ध | दियड्ढ | દોઢ |
| दुःखवत् | दुहिल्ल | દોહ્યલું |

૧ પટેલ दल –દાળ–ડાળ (જૂગુભા, ૩૬૪) એમ આપે છે.

૨ જુઓ ક. પ્રા. ત્રિવેદી, પૃ૦ આ૦.

૩ ढिल्ल દેશ્ય તરીકે પણ નોંધાયો છે. Pischel GPS, 1900, 150.

૪ જુઓ નરસિંહરાવ GLL I 67.

| | | |
|---|---|---|
| दोधकक: | – | દોહરો |
| धैर्य | धिज्ज | ધીજ (ધીજપતીજ) |
| | णिरिअ (દેશ્ય) | નયું |
| (निस्फटित) | णिप्फाडिअ[1] (=અંકુશરહિત) | નફ્ફટ |
| नापि | णवि | નાવિ |
| नहि तर्हि | – | નહીંતર |
| नटपद्र | नडयद्द | નડિયાદ |
| श्लक्ष्णकं | लण्हउं (नन्हउं) | ન્હાનું |
| | (ગૂ. न्हानुं+म तद्धित) | નાનમ |
| | णक्क (દેશ્ય) | નાક |
| निर्वाह: | णिव्वाह | નિભાવ |
| निशान (ફા) | – | નિશાન |
| निस्वान | निस्साण | નિસાન (ડંકાનિશાન) |
| निश्च्योतति | णिच्चोअइ | નિચોવે |
| ललाटपट्ट | णिलाडवट्ट (णिडलवट) | નિલવટ |
| लेखशाला | लेहसाला (लेसाल–नेसाल) | નિશાળ |
| निभालयति | निहालेइ | નિહાળે |
| नि:स्पृष्ट | णिप्पट्ट (અથવા णिप्पट्ठ દેશ્ય) | નીપટ |
| निवास | णिआस | નેસ |
| स्नेह | णेह, णेहडउ અપ૦ | નેડો |
| नूपुर | नेउर | નેવર, નેઉર |
| तन (क:) | तणउ (अणउ) | (તણો) નો |
| पश्चात्तापक: | पच्छातावउ | પસ્તાવો |
| प्राघूर्णक: | पाहुण्णउ | પરોણો (=મહેમાન) |
| प्रहरणक: | पहरणउ | પરોણો (બળદનો પરોણો) |
| प्रस्तर | पत्थर | પત્થર |
| पर्याण | पल्लाण | પલાણ |
| पुन: | पुण | પણ |

[1] રા. બ. ક. પ્રા. ત્રિવેદી સં. નિરૂપ ઉપરથી લે છે.

| | | |
|---|---|---|
| प्रत्यंचा | पडंचा | પણુછ |
| परिधा | परिहा | પહેરવું |
| परिधापनिका | परिहावणिआ (पहिरावणी) | પહેરામણી |
| परिधानं | परिहाणं (पहिराण) | પહેરણ |
| पाद+धृ | पायधारइ (पाउधारइ) | પધારવું |
| पाषाण | पाहाण (पाहाड) | પહાડ |
| प्रोतकं | प्रोयउं (प्रोयुं) | પરોવ્યું |
| पटह | पडह | પડો |
| प्रतिशब्दकः | पडिसद्दउ | પડછંદો |
| पर्यस्तिका [२] | पल्लत्थिआ | પલાંઠી |
| प्रपा [३] | (परव) | પરબ |
| प्रभवति | पहुत्तइ (पहुचइ) | પહોંચવું (બળમાં) |
| प्राप्तकं | पत्तउं (पहुत्तउं) | પહોંત્યા, પહોંચ્યા (નિયતસ્થાને) |
| पर्यङ्क | पल्लंक | પલંગ |
| प्रतिघोष [४] | पडिघोस (पडिघोह) | પડઘો |
| प्रतिपदा | पडिवआ | પડવે |
| प्रातिवेश्मिक | पडिवेसिअ | પડોશી–પાડોશી |
| प्रसादी | — | પસલી |
| प्रतीति | — | પતીજ |
| प्राणेन | ( प्राणइ ) | પરાણે |
| पार्ष्णि | पाण्हि | પહાની |
| पक्षिन् | पंखि | પંખી |
| प्रावराणिका | पावरणिआ | પામરી |
| पक्षे | पक्खइ | પાખે |

૧ નરસિંહરાવ परं—( पडं )—પણ એ રીતે સિદ્ધ કરે છે.

૨ પટેલ पादयष्टि-पायलट्ठी-પલાંઠી એવી રીતે સાધે છે.

૩ જુઓ પટેલ, જૂગૂભા, ૭૧

૪ રા. બ. ક. પ્રા. ત્રિવેદી प्रतिघात માંથી સિદ્ધ કરે છે.

| | | |
|---|---|---|
| पञ्जरप्रावली[1] | पंजर पाउली | પાંજરાપોળ |
| पार्श्वे | पासइ | પાસે |
| प्रस्थापयति | पट्ठावइ | પાઠવે |
| पर्ण | पण्ण | (પાન+ડું) પાંદડું |
| प्रत्यभिज्ञान | पच्चहियाण | પિછાણ |
| पितृगृह | पिइहर | પિયર |
| परिविष् | परीस | પીરસવું |
| पीतक (कं) | पीअलउं | પીળું |
| पार्श्वे | पास्सइ (पाहइ) | પેં (જૂની ગૂજરાતી-નો પંચમી પ્રત્યય) |
| प्रकार | पयार (पयर) | પૅર |
| बयत (ફારસી)[2] | (बेत=युक्ति) | પેંતરો |
| प्रतिष्ठान | पइट्ठाण | પેઠણ |
| पुस्तक | पोत्थय | પોથું |
| आत्मत्वेन[3] | अप्पत्तें | પોતે |
| पादोन | पाऊण | પોણું |
| पृथुकाः | पुहुआ | પૈંઆ |
| विसंवदितकं[4] | फंसिअउं (આદેશ, सिद्धहेम० ૪,૧૮૨; અસત્ય નીવડેલું) | ફાંસુ |
| पाशकः | पासउ | ફાંસો |
| स्फोटयति | फोडइ | ફોડવું |

૧ ફા. पंजर + સં० प्रतोलिका–पओलिआ–પોળ–એ રીતે પણ લઇ શકાય.

૨ જુઓ ચ. પુ. પટેલ, જૂગુભા, ૮૭.

૩ નરસિંહરાવ आत्मत्वं માંથી સિદ્ધ કરે છે. (GLL I 369); કે. હ. ધ્રુવ स्वतः માંથી; સર રામકૃષ્ણ ભાંડારકર प्रकृति–पउत्ति–દ્વારા, ડા. ટેસીટરી आत्मैवात्मा –अप्पहु अप्प–આપોપુ, પોતઉ એ રીતે, અને ચ. પુ. પટેલ पोट्ट દેશ્ય (= 'પેટ', લક્ષણાએ 'શરીર') માંથી સાધે છે.

૪ ચ. પુ. પટેલ पांसु (ધૂળ)–फांसु–ફાંસુ એવી વ્યુત્પત્તિ યોજે છે.

| | | |
|---|---|---|
| भगिनीपति | बहिणीवइ | બનેવી |
| विघट्[1] | — | બગાડો |
| विकास | — | બગાસું |
| वलयकं | वलयउं | બલૈયું |
| बेचारा ( ફારસી ) | — | બિચારો |
| वर्तयते[2] | वत्तावेइ | બતાવવું |
| वंचति | वच्चइ | બચવું |
| बाजार ( ફારસી ) | — | બજાર |
| वाराणसी | वाणारसी | બનારસ |
| द्वादशाक्षरी | बारहक्खरी | બારાખડી |
| | बप्पुडउ[3](દેશ્ય, सिद्धहेम ४,३८७) | બાપડો |
| व्याकुलक: | वाउलउ | બાવરો |
| द्वारकं | वारडउं (वारणउं) | બારણું |
| भीति | — | બીક |
| | बहुरिया ( દેશ્ય=સંમાર્જની) | બુહારે |
| उपविष्टक: | उवइट्ठउ (बइट्ठउ) | બેઠો |
| भयव्याकुलक: | भयवाउलउ | બેબાકળો |
| भणित्वा | भणिअ | ભણી |
| भ्रातृज[4] | — | ભત્રીજો |
| भक्त (=ओदन) | भत्त | ભાત (દાળ ભાત) |
| भक्ति (प्रकार, रचना) | भत्ति | ભાત (પટોળાની ભાત) |
| भाटकं | भाडउं | ભાડું |
| भारवर्तक | भारवट्टय | ભારોટીયો |
| अभ्यंक्ते | अब्भंगइ (भींजइ) | ભીંજવું |

१ કદાચ આ શબ્દ હિંદી બિઘડના દ્વારા આવ્યો હોય. નરસિંહરાવ GLL I 74.

२ ચ. પુ. પટેલ प्रवृत्त+आव–पवत्ताव=–वत्तावइ બતાવે.

३ પટેલ व्यापृत–वावुडो–બાપડો એવી રીતે સિદ્ધ કરે છે.

४ જુઓ બ૦ આ૦

| | | |
|---|---|---|
| भिन्नकः (विलक्षण; न्यून) | भिण्णउ | ભીનો (વાન) |
| भूयसी [1] | — | ભૂરસી |
| महिषी | महिसी (म्हइशी) | ભેંશ |
| भ्रातृजाया | भाउज्जाइया | ભોજાઇ |
| भूमिगृह | भूमिघर भूहिघरउं અપ૦(भूंइहरउं) | ભોંયરું |
| मृगाङ्क | मयंक | મયંક |
| मथितकारी | महिअआरी | મહીયારી |
| मत्सर | मच्छर | મચ્છર (ઈર્ષા,દ્વેષ) |
| मशक | मसडु (मसरु) | મચ્છર |
| मातृगृह | माइघर, माइहर | મહિયર |
| महार्णवः | महारणवु (महरावणु) | મહેરામણ |
| महामात्र | महामत्त | મહાવત |
| मठ | मठ+उल्ल સ્વાર્થિક | મઢુલી |
| मर्यादिन् કે मर्यादा | मज्जाइल्ल | મલાજો |
| महावरह (અરબી) | — | મહાવરો |
| | मुर + कल પ્રા. | મરકલડું |
| मुकुल | मउल (मउर) | મ્હોર |
| निमित्तकेन | निमित्तइं (मिट्टइ) | માટે |
| मातृष्वसा | माउसिआ | માશી |
| माघवृष्टकं | माहवुट्ठउं | માવઠું |
| मध्ये | मज्झि (माझि, माहि) | માં |
| मक्षिका | मक्खिआ | માંખ |
| मिषति | मिसइ (मिच्चइ) | મીચવું |
| बिन्दु | — | મીંડું |

1 જૂઓ ચ. પુ. પટેલ, જૂગુભા, ૭૦. भूरि ઉપરથી પણ 'ભૂરસી' નીકળવું સંભવે.

| | | |
|---|---|---|
| — | (मीनी + डी) | મીંદડી |
| मदनफल | मयणहल (मइण्हल) | મીંઢળ |
| मज्ञं | मज्झु | મુજ |
| मेंधिका मेंधी | — | મેંદી |
| मौक्तिकं | मोत्तिअं | મોતી |
| मुक्तकं | मोक्कडउं (અથવા मोक्कलउं દેશ્ય) | મોકળું |
| मुकुट | मउड [1] | મોડ |
| | मोच्चिओ [2] | મોચી |
| रात्रिपाते | रत्तिवाइ | રતેવાઈ |
| अवलंबमानदीपकः | अवलंबमाणदीवउ | ઓળામણદીવો, રામણ-દીવો, લામણદીવો. |
| रटित | रडिय | રાડ |
| रक्षा | रक्खा+डी સ્વાર્થિક | રાખડી |
| अरघट्ट | अरहट्ट | રેંટ |
| | रेसि ( તાદર્થ્યવાચક અપભ્રંશ અનુગ ) | રેસિ |
| यष्टि | लट्ठि | લાઠી |
| निम्बकः | लिम्बडउ અપ૦ | લીંબડો |
| रूक्षकं | लुक्खउं | લૂખું |
| विक्षिप्त | विच्छूढ (અથવા विच्छूढ= વિરહિત, વિયુક્ત; દેશ્ય) | વછૂટું |
| ( विमानकं સંભવિત સંસ્કૃત રૂપ ) | विहाणउं ( દેશ્ય ) | વહાણું |
| | विच्चि [3] ( દેશ્ય ) | વચ્ચે |
| वासितान्न [4] | वासियाण्ण | વસાણું |

૧ मउड, मउडी=અંબોડો, એ અર્થના દેશ્ય શબ્દો પણ છે. (દેશી નામ૦ ૬,૧૧૭)

૨ આવા સ્વરૂપના દેશ્ય શબ્દની સંભાવના નરસિંહરાવે કલ્પી છે. GLL I 415 n.

૩ હેમચંદ્ર वर्त्मन् ના આદેશ તરીકે विच्च આપે છે. ( સિ. હે. ૪, ૪૨૧)

૪ રા. બ. ત્રિવેદી वसान्न ( =ચરબીયુક્ત અન્ન ) ઉપરથી સિદ્ધ કરે છે.

| | | |
|---|---|---|
| वत्सरकः | वच्छयरउ | વછેરો |
| विगोपयति | विगोवइ | વગોવે |
| | वंठ ( દેશ્ય ) [1] | વંઠવું |
| विभक्तकं | विहत्तउं ( विहत्तउं ) | વહેંચ્યુ |
| वशविधयेक [2] | वसविहेयउ | વસવૈયા |
| विलोडितकं | विलोडियउं | વલોવ્યું |
| वर्त्मन् | वट्ट | વાટ |
| विकालकं | विआलउं | વાળુ |
| | वद्दल [3] ( દેશ્ય ) | વાદળ |
| वरं | वरिं | વારુ |
| वागुरिक | वागुरिय | વાઘરી |
| वानरकः | वाणरउ | વાંદરો |
| मात्र [4] | मेत्त | વાંત |
| वाचाट [5] | वायाड | વાયલ |
| विज्ञप्ति | विण्णत्ति | વિનંતિ |
| विहीनकः | विहीणउ, विहूणउ | વિહોણો |
| व्यक्ति | — | વિગત |
| वृश्चिक | विंछिअ | વીંછી |
| विद्धकं | विद्धउं | વીંધ્યું |
| व्यजनकः | विज्जणउ | વીંઝણો |
| विकलकं | विअलउं | વીલું |
| वचन | वयण | વેણ |
| वितस्ति | विहत्थी | વ્હેંત |

૧ ચ. પુ. પટેલ विनष्ट-विणट्ठ-વંઠ એ પ્રમાણે લે છે. જૂગુભા, ૧૯૭.
૨ જૂગુભા, ૮૩.
૩ રા. બ ત્રિવેદી वारिद માંથી વ્યત્યયથી લે છે.
૪ જૂગુભા, ૩૪૯.
૫ રા. બ. ત્રિવેદી वातुल માંથી લે છે.

| | | |
|---|---|---|
| वैवाहिकः | वेवाहिअ | વેવાઈ |
| व्यवहार | ववहार (विवहार, विव्हार) | વેપાર |
| सीख [1] (ફારસી) | — | શીખ (શીખ આપવી) |
| शीतलकं | सीयलउं | શીળું |
| कीदृशकं | कइसउं (सउं) | શું (પ્રશ્નાર્થ) |
| समं | सिउं (स्युं) | શું (=સાથે) |
| सपत्नी | सवक्की | શોક્ય |
| स्वप्नकं | सुमिणउं | સમણું, સોણું |
| संबुध्यते | संबुज्झइ (समुज्झइ) | સમજવું |
| सहचरी [2] | सहयरी | સહિયર |
| सुपर्वकः | सुपर्वउ | સપરમો |
| सांवत्सरिका | संवच्छरिआ | સમચરી |
| सदृक्षकं | सरिक्खउं | સરીખું |
| सदृशकं | सरिसउं | સરીસું |
| सहेलं | सहेलउं | સહેલું |
| ( सपादकः ? ) | — | સવાકો |
| संलग्न | सलग्ग | સળંગ |
| श्लेष्म | — | સળેખમ |
| सलावण्या | सलोणी(सि. हे. ४,४२०) | સલૂણી |
| सीदति [3] | सडइ | સડવું |
| सापत्नकं | सावक्कउं | સાવકું |
| संज्ञा | संणा | સાન |
| संध्या | संझा | સાંજ |
| | साहुलिआ (दे३५) | સાહેલી |
| सागर | सायर | સાયર |

૧ જૂગુભા, ૩૫૯.

૨ પટેલ (જૂગુભા, ૧૨૩) सखीजन–सहियणी– સહિયરી ઉપરથી વ્યુત્પન્ન કરે છે.

૩ રા. બ. ક. પ્રા. ત્રિવેદી शद् ( નાશ પામવું ) ઉપરથી લે છે.

| | | |
|---|---|---|
| सावधान | — | સાવધ |
| श्वापद | सावय ( सावज ) | સાવજ |
| | सामइअउं (=प्रतीक्षितकं) | સામૈયું |
| स्वागत | साइय | સાંઈ |
| (शिङ्घति) | सुंघइ ( દેશ્ય ) | સુંઘવું |
| शुध्यते (२५९ જુઓ) | सुज्झइ | સૂઝે |
| शुष्कं | सुक्कउं | સૂકું |
| शून्यकं | सुण्णउं | સૂનું |
| शय्या | सेज्जा | સેજ |
| सीमन्तकः | सीमंतउ ( सींअंतउ ) | સેંથો |
| सूचिका | सूईया | સોય |
| समर्पयति | समप्पइ (सवँप्पइ) | સોંપવું |
| शोभते | सोहइ | સોહે |
| सौरभ | सोरभ ( सोडब्ह ) | સોઢમ |
| हरीतकी | हरडई | હરડે |
| अद्यापि | अज्जवि, अज्जुवि | હજી |
| हरिद्रा | हलिद्दा | હળદર |
| अधुना | अहुणा ( हउणा ) | હમણાં |
| लघुकं | लहुउं ( हलुउं ) | હળવું |
| अस्थि | अट्ठि (અથવા हड्ड દેશ્ય ) | હાડ |
| भांडकः | हांडउ | હાંડો |
| भवति (વ. કૃ. સપ્તમી એક૦) | होंतइ | હુંતઈ(જૂ. ગૂ.=થતે) |
| हद्यं | हिज्ज ( हेज ) | હેત–હેજ |
| | अयालि ( દેશ્ય ) | હેલી |
| हृदयकं | हिअयउं | હૈયું |
| ,, | हिअडउं | હૈડું |

## ઉચ્ચાર

અત્યાર સુધી આપણે શબ્દોની વ્યુત્પત્તિની ચર્ચા કરી. સંસ્કૃતમાંથી પ્રાકૃતઅપભ્રંશદ્વારા ગૂજરાતીમાં ઊતરતાં શબ્દોમાં કેટલાક ફેરફાર–વર્ણવિકાર થાય છે. વાગ્વ્યાપારના જે નિયમો અનુસાર આ વર્ણવિકારો થાય છે તે નિયમો–ઉત્સર્ગોનું આપણે સવિસ્તર વિવેચન કર્યું.

હવે આપણે ગૂજરાતીમાં કેટલાક વર્ણોના લાક્ષણિક ઉચ્ચારો થાય છે તેની ચર્ચા કરીએ. દરેક બોલાતી ભાષામાં લેખન અને ઉચ્ચારણ વચ્ચે કેટલોક ભેદ રહે જ છે. સંસ્કૃતમાં घृत, ऋषि, ऋत જેવા શબ્દોના ऋ વિવિધ રીતે ( रि, रे, रु ૪૦ ) ઉચ્ચારાતા. પ્રાકૃતોમાં અનાદિ અસંયુક્ત कगचज ૪૦ લોપાતાં અવશિષ્ટ રહેલો अ મૃદુ य જેવો ઉચ્ચારાતો. જેમકે, वचन > वअण > वयण; रजनी > रअणी > रयणी. અંગ્રેજીમાં know, through જેવા ઘણા શબ્દોમાં કેટલાક વર્ણો અનુચ્ચરિત જ રહે છે. હિંદીમાં गँवाया, भँवरा, पेड़, જેવા શબ્દોમાં અનુસ્વાર અને મૂર્ધન્ય વર્ણોનો વિલક્ષણ ઉચ્ચાર થાય છે. તેવી જ રીતે ગૂજરાતીમાં કેટલાક વર્ણોના વિલક્ષણ ઉચ્ચાર થાય છે. એ ઉચ્ચારોનું સ્વરૂપ તથા તેમના નિયમોની હવે સવિસ્તર ચર્ચા કરીએ.

**વિવૃત ઍ અને ઑ**—કેટલાક શબ્દોમાં આદિ કે અંત્ય ઍ અને ઑનો ઉચ્ચાર વિવૃત અર્થાત્ પહોળો થાય છે. જેમકે, મોં, બૅઠો, પૅસે, છૅ, ગૉર, કૉયલ, વગેરે. લખાણમાં ગૂજરાતી શબ્દોમાં આ પ્રમાણે અવળી માત્રા દર્શાવવાની જરૂર નથી. પરભાષાના શબ્દોના પહોળા ઉચ્ચાર દર્શાવવાને માટે અવળી માત્રા મુકાય છે. અહીં વક્તવ્ય સ્પષ્ટ સમજાય એ કારણથી ગૂજરાતીમાં શબ્દોમાં અવળી માત્રા વાપરી છે. આ શબ્દોમાં ઍ અને ઑ પહોળા છે અને તેમનો ઉચ્ચાર સંવૃત કે સાંકડા એ અને ઓ થી ભિન્ન છે એ ખાસ ધ્યાનમાં રાખવાનું છે. મોં અને મોર, બૅઠો અને બેટ, છૅ અને છેહ, ગૉર અને ગોરી—આ શબ્દોમાંના એ અને ઓ સ્વરો સરખાવવાથી સાંકડા અને પહોળા ઉચ્ચારો વચ્ચેનો તફાવત સમજાશે.

કેટલાક વિવૃત ઍ અને ઑ ના સાંકડા ઉચ્ચાર કરે છે. જેમકે

'કેમ છો'? એને બદલે 'કૅમ છો'? એમ કહેશે. આ ભૂલની પાછળ એવી ભ્રામક માન્યતા રહેલી છે કે સાંકડા ઉચ્ચારો વધારે સંસ્કારી ગણાય. પરંતુ આ ભ્રમ છે. વિવૃત ઉચ્ચારો એ ગૂજરાતી ભાષાનું એક ખાસ લક્ષણ છે અને તે ભાષામાં રહેલું બળ, સામર્થ્ય દર્શાવે છે. માટે વિવૃત ઍ, ઑના ઉચ્ચારો પહોળા જ કરવા જોઇએ.

**ઔરસ્ય અને કંઠ્ય હ્**—હ્ સાધારણ રીતે કંઠસ્થાનીય છે; પરંતુ તે અનુનાસિક કે અન્તઃસ્થ સાથે જોડાયેલો હોય ત્યારે તેનો ઉચ્ચાર ઔરસ્ય (ઉરસ્–છાતીમાંથી નીકળતો હોય તેવો–જરા આછો, મૃદુ) થાય છે. જેમકે આહ્વાન, આહ્નિક, બ્રાહ્મણ, ઇત્યાદિમાં.

પ્રાકૃતદ્વારા રૂપાન્તર પામેલા કેટલાક તદ્ભવ શબ્દોમાં ઔરસ્ય જેવો પણ તેથી ઘણો આછો હ્ સંભળાય છે. જેમકે, અમે, તમે, જ્યારે, ત્યારે આવું, જેવું વગેરેમાં અતિ આછો હ્કાર સંભળાય છે. તેને **હ-શ્રુતિ** કહે છે. ઘણી વાર તો એ કયા વ્યંજનમાં ભળેલો છે તે શોધી કાઢવું મુશ્કેલ થઇ પડે છે. લખાણમાં હ-શ્રુતિ બતાવવાનો રિવાજ નથી.

**ય-શ્રુતિ**—કેટલાક શબ્દોના ઉચ્ચારમાં–ય-કાર સંભળાય છે. જેમકે, આંખ, લાવ, દોરડું, ખાંડણી, ચાળણી, એ શબ્દોના ઉચ્ચાર આંખ્ય, લાવ્ય, દોયડું, ખાંયણી, ચાયણી એવા થાય છે. આ ય-કારને ભાષાશાસ્ત્રમાં **ય-શ્રુતિ** કહે છે.[1] આ ય-કાર લખાણમાં દર્શાવવાની જરૂર નથી, પરંતુ તેનો ઉચ્ચાર અશિષ્ટ નથી પણ ભાષાશાસ્ત્રને સુસંગત છે એટલું ધ્યાન રાખવું આવશ્યક છે.

## કોમલ અને તીવ્ર અનુસ્વાર—

(૧) **તત્સમ શબ્દોમાં** અનુસ્વાર હમેશાં **તીવ્ર** હોય છે, અને તે પછીના વ્યંજનના સ્વરૂપ અનુસાર ત્રણ રીતે ઉચ્ચારાય છે.

---

૧. ખરું જોતાં આમાં મધ્યસ્થ ર્, ડ્, ળ્ ઊડી જાય છે અને તેનો 'અ' અવશેષ રહે છે. તેમાં अवर्णे यश्रुतिः એ સૂત્ર અનુસાર આછો ય-કાર સંભળાય છે. એ ય-કાર યમુના, કાયમ કે વિલય જેવો સ્પષ્ટ ય નથી, પણ આછો મૃદુ ય-ધ્વનિ છે તેથી તેને ય-શ્રુતિ કહે છે.

વર્ગીય વ્યંજનની પૂર્વે તે વ્યંજનના અનુનાસિક જેવો બોલાય છે. દા. ત. અંક (ઉચ્ચાર અઙ્ક); અંજન (અઞ્જન).

ય્, વ્ અને લ્‌ની પૂર્વે અનુસ્વાર મ્ જેવો કે યઁ, વઁ અને લઁ જેવો ઉચ્ચારાય છે. જેમકે સંયોગ (સઁય્યોગ), સંવેદન (સઁવ્વેદન), સંલગ્ન (સઁલ્લગ્ન).

શ્, સ્, ર્, હ્ ની પૂર્વે અનુસ્વારનો ઉચ્ચાર મ્ જેવો થાય છે. સંશુદ્ધ (સમ્+શુદ્ધ), સંસિદ્ધિ (સમ્+સિદ્ધિ), સંરક્ષિત (સમ્+રક્ષિત), સંહિતા (સમ્+હિતા).

(૨) **તદ્ભવ શબ્દોમાં** હ્રસ્વ સ્વર પછી અનુસ્વાર આવે તો તેનો ઉચ્ચાર તીવ્ર થાય છે. જેમકે, ઝુંડ, દિંગ, તંગ.

(૩) **તદ્ભવ શબ્દોમાં** દીર્ઘ સ્વર પછી અનુસ્વાર આવે તો તેનો ઉચ્ચાર **કોમલ** થાય છે. એ ઉચ્ચાર જાણે એ સ્વર જ નાસિકાસ્થાનમાંથી બોલાતો હોય એવો થાય છે. દા. ત. રાંક, પીંછી, ઊંઘવું, ખેંચવું, સોંપવું.

(૪) **તદ્ભવ શબ્દોના** અંતિમ સ્વર ઉપરનો અનુસ્વાર કોમલતર હોય છે. જેમકે, અહિં, દહિં, નહિં, ઇ૦. અનુસ્વારના ઉચ્ચારભેદો દર્શાવવાની કોઈ સંજ્ઞા ગૂજરાતીમાં નથી. હિંદીમાં गँाव, गँवार, भँवरा, એમ કોમલ અનુસ્વાર દર્શાવાય છે. ગૂજરાતીમાં લખાણમાં એ પ્રમાણે દર્શાવવાનો રિવાજ નથી. પરંતુ ઉચ્ચારમાં આ ભેદો અવશ્ય દર્શાવવા જોઇએ.

**ચ્, છ્, જ્, ઝ્, ના પ્રાકૃત કે અર્ધતાલવ્ય ઉચ્ચારો—** તદ્ભવ શબ્દોના ચ્, છ્, જ્, ઝ્, ની પૂર્વે ઇ કે એ જેવા તાલવ્ય સ્વર કે ય્ ન હોય તો ગૂજરાતના મધ્ય અને ઉત્તર ભાગોમાં અને કાઠિયાવાડમાં સામાન્ય જનતા તેમનો અર્ધ તાલવ્ય કે દંત્ય તાલવ્ય, અર્થાત્ દંત્ય અને તાલવ્યના મિશ્રણ જેવો ઉચ્ચાર કરે છે. ચ્ અને છ્‌નો ઉચ્ચાર ત્ અને સ્‌ના મિશ્રણ જેવો, અને જ્ અને ઝ્ નો ઉચ્ચાર કાંઇક જ્ અને સ્ કે હ્ ના મિશ્રણ જેવો સંભળાય છે. જેમકે ચારો, છાનું, જાડુ, જૂઠું, ઝાડ, ઝાંઝર, ઇત્યાદિમાં.

આ ઉચ્ચારો પ્રાકૃતમાંથી આવ્યા છે એટલું નોંધવું બસ છે. મરાઠીમાં તદ્‌ભવ શબ્દોમાં આ પ્રાકૃત ઉચ્ચારો જ મોટે ભાગે થાય છે. પણ ગૂજરાતીમાં શુદ્ધ સંસ્કારી ભાષામાં શુદ્ધ તાલવ્ય ઉચ્ચારો જ થાય છે અને તે જ યોગ્ય છે. ગૂજરાતીમાં સંસ્કારી ભાષામાં આ અર્ધ-તાલવ્ય ઉચ્ચારો થતા નથી એ લક્ષમાં રાખવું ઘટે છે.

**મૂર્ધન્યતર ડ્, ઢ્**—શબ્દના આદિમાં આવેલા ડ્, ઢ્, ના ઉચ્ચારો મૂર્ધન્ય હોય છે. જેમકે, ડગલો, ઢબુ. શબ્દની વચ્ચે કે અંતે આવેલા ડ્, ઢ્ ના ઉચ્ચારો આથી કેટલેક અંશે જુદા થાય છે. જેમકે, ઝાડ, પડતર, ચઢાઈ (ઉચ્ચાર–ચડાઈ) વગેરે. આ ઉચ્ચારો મૂર્ધન્યતર કહેવાય છે. આ અનાદિ ડ, ઢ ના મૂર્ધન્યતર ઉચ્ચારો શિષ્ટ અને શાસ્ત્રીય છે, તેમને બદલે કેટલાક મૂર્ધન્ય ઉચ્ચારો કરે છે તે ભૂલભરેલુ છે એ ખાસ ધ્યાનમાં રાખવું જોઇએ.

## ગૂજરાતીમાં સ્વરભાર કે પ્રયત્નતત્ત્વ (Accent)

વૈદિક સંસ્કૃતમાં આરોહાવરોહાત્મક સ્વરભાર (pitch accent) હતો. પરંતુ એ સંસ્કૃતમાં કે પ્રાકૃતમાં ઊતર્યો જણાતો નથી. છતાં સામાન્ય લોકોની બોલીને સૂક્ષ્મતાથી અવલોકતાં કે અપભ્રંશ–ગૂજરાતીના કેટલાક વાગ્વ્યાપારોનું મૂળ તપાસતાં અર્વાચીન ગૂજરાતીમાં સ્વરભારનું તત્ત્વ સૂક્ષ્મ રીતે પ્રવર્તે છે જ એની પ્રતીતિ થાય છે. બીમ્સ અને નરસિંહરાવે દર્શાવ્યું છે કે અપભ્રંશ कान्तस्य अत उं स्यमोः । (કકારાંત નામોના પ્રથમા એકવચન નપુંસકલિંગમાં क લોપાઇને બાકી રહેલા અ નો ઉં થાય છે) એ ઉત્સર્ગાનુસાર શબ્દોના મૂળ સ્વરૂપમાં જ્યાં સ્વાર્થિક क ઉમેરાય છે, ત્યાં અંત્યવર્ણ સ્વરભારયુક્ત હોવાથી એને ઘસારામાંથી ઉગારી લેવો એજ મુખ્ય કારણ હોય છે. ઉ. ત. घोट એ ઉત્તરકાલીન સંસ્કૃત શબ્દમાં દ્વિતીય વર્ણ પ્રબળ હોવાથી સ્વરભાર કે પ્રયત્નયુક્ત છે. પ્રાકૃતઅપભ્રંશ દ્વારા ગૂજરાતીમાં ઊતરતાં ट મૃદુ બની, એનો ड થઇ, એ પણ ક્રમશઃ લોપાઇ જાય એવી સ્થિતિ ન આવે એ માટે ભાષા અજ્ઞાત રીતે પણ સહજ જ क ઉમેરે છે. એટલે અપભ્રંશમાં એનું સ્વરૂપ घोटकः – घोडउ – घोडो એમ થતાં અંત્યવર્ણ

અને એના ઉપરનો સ્વરભાર છેવટ સુધી જળવાઇ રહે છે. આમ અપભ્રંશમાં જ્યાં उ - उं આવે છે, જેને સંસ્કૃત क માંથી હેમચંદ્રે વ્યુત્પન્ન કર્યા છે, ત્યાં અંત્યવર્ણ પ્રયત્નયુક્ત છે એમ સૂચવાય છે.

ગૂજરાતી ભાષામાં સ્વરભારનું દ્વિવિધ સ્વરૂપ નજરે પડે છે: શબ્દમાં અમુક વર્ણ કે વર્ણો ઉપર સ્વરભાર, અને વાકયમાં અન્વયાનુસાર અમુક શબ્દ ઉપરનો શબ્દભાર. શબ્દમાં સ્વરભાર, શબ્દ જો બે કે ત્રણ વર્ણનો હોય તો સામાન્ય રીતે આદિ વર્ણ ઉપર આવે છે. જેમકે ઘર, કામ, મેજ, કપડું, કબાટ,* બજાર, ઇ૦. ત્રણથી વધારે વર્ણના શબ્દોમાં એક પ્રથમવર્ણ ઉપર, અને બીજો, જરા ગૌણ રૂપનો, વચ્ચેના કોઇ ગુરુ કે પ્રબળ વર્ણ ઉપર, એમ બે વાર સ્વરભાર આવે છે. ઉ. ત. બિલકુલ, ઘરબાર, કુટુંબકબીલો ખવરાવવું, હિંમતબાજ ઇ૦ ગૂજરાતીમાં સ્વરભારનાં નિશ્ચિત સ્થાનો હજુ આપણે મુકરર કરી શકયા નથી. બોલાતી ભાષાના વધારે સંશોધનથી કદાચ એના પ્રવર્તનના વધારે નિયમો જાણવામાં આવે એ સંભવિત છે. પણ સ્વરભારનું અસ્તિત્વ છેજ એમાં તો શંકા નથી જ. ગૂજરાતીમાં સંખ્યાબંધ શબ્દોના અંત્ય વર્ણનો 'અ' શાન્ત કે ત્વરિતોચ્ચાર્ય હોય છે (જેમકે રમત્, શાક્, ગામ્, સુંદર્ ઇ૦), તેનું કારણ એ સ્થાને સ્વરભાર પડતો નથી તેજ છે.

ગૂજરાતી સ્વરભારના દ્વિતીય સ્વરૂપમાં વાકયાન્વયમાં અમુક શબ્દો ભારયુક્ત ઉચ્ચારાય છે. ત્યાં ઉચ્ચારભાર અમુક શબ્દ ઉપર પડવાનું કારણ એ શબ્દનું વાકયાન્વયમાં મહત્ત્વનું સ્થાન એ છે. એ શબ્દ એ સ્થાનેથી ખસે, અથવા એજ શબ્દ અન્ય વાકયમાં બીજા સંદર્ભમાં આવે, ત્યારે એના ઉપરના શબ્દભારમાં ફેરફાર થાય છે. સ્વરભારના આ સ્વરૂપ ઉપર કવિ ન્હાનાલાલે એમની ડોલનશૈલીની માંડણી

---

* આવા શબ્દોમાં પ્રથમ દર્શને બીજો, ગુરુવર્ણ ભારે જણાય છે; પરંતુ એમના ઉચ્ચાર સૂક્ષ્મતાથી અવલોકતાં જણાશે કે બીજા ગુરુવર્ણનો ઉચ્ચાર પ્રલંબ છે, પણ સ્વરભાર તો પ્રથમ વર્ણ ઉપરજ પડે છે.

કરી છે. બેશક ગૂજરાતી કવિતામાં આ પ્રકારનો સ્વરભાર કેટલે અંશે ઉપયોગમાં આવી શકે એ જુદો પ્રશ્ન છે. અહીં તો માત્ર આ પ્રકારના શબ્દભારનું સ્વરૂપ નોંધવું એટલું જ પ્રસ્તુત છે.

આ ઉપરાંત એક અન્ય પ્રકારનો આરોહઅવરોહાત્મક સ્વરભાર (pitch accent) કાઠિયાવાડની, અને વિશેષે કરીને હાલાર બાજુની, બોલીમાં મળી આવે છે. એમાં ગૂજરાતીના સહજ સ્વરભાર ઉપરાંત એક પ્રકારનો લયાત્મક શબ્દભાર પણ જણાય છે, જે વૈદિક ભાષા અને વૈદિક યુગની કથ્ય ભાષાઓનું સ્મરણ કરાવે છે.

---

## ખંડ ૪ થો
## કાવ્યવિવેચન

## પ્રકરણ પંદરમું
### પ્રાસ્તાવિકઃ કાવ્યપ્રયોજન અને કાવ્યહેતુ

**કાવ્યપ્રયોજન**—જગતની સમસ્ત પ્રવૃત્તિ પાછળ કાંઈ ને કાંઈ પ્રયોજન હોય છેજ. પ્રયોજન વિના જડબુદ્ધિ મનુષ્ય પણ કશી પ્રવૃત્તિ કરતો નથી. સંસ્કૃત કાવ્યલંકારગ્રંથો કાવ્યનિર્માણનાં નીચે પ્રમાણે પ્રયોજનો ગણાવે છે.

ભરત (ઇ. સ. નો આરંભ) લોકને વિનોદ આપવો અને દુઃખાર્ત અને શોકાર્તને આશ્વાસન આપવું એને નાટયનો ઉદ્દેશ માને છે.[1] ભામહના મત પ્રમાણે (ઇ. સ. ૫૦૦–૬૦૦) 'ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચતુર્વર્ગ અને કલાઓમાં વિચક્ષણતા, પ્રીતિ (આનંદ) અને કીર્તિની પ્રાપ્તિ એ સુકાવ્યનું ફલ છે'.[2] દણ્ડિનને (છઠ્ઠી સદી) મતે લોકયાત્રાપ્રવર્તન અને યશ એ કાવ્યનાં પ્રયોજનો છે.[3] વામન (આશરે ઇ. સ. ૮૦૦) પ્રીતિ અને કીર્તિ એ બેને કાવ્યના હેતુ ગણે છે.[4]

१ वेदविद्येतिहासानामर्थानां परिकल्पनम् ।
विनोदकरणं लोके नाट्यमेतद् भविष्यति ॥ भरत नाट्यशास्त्र १, ८६.
दुःखार्तानां समर्थानां शोकार्तानां तपस्विनाम् ॥
विश्रान्तिजननं काले नाट्यमेतन्मया कृतम् ॥–भ. ना. १, ८०.

२ धर्मार्थकाममोक्षेषु वैचक्षण्यं कलासु च ।
प्रीतिं करोति कीर्तिं च साधुकाव्यनिषेवणम् ॥–भामह काव्यालङ्कार १,२

३ दण्डिन्, काव्यादर्श १–३, ५.

४ काव्यं सद्दृष्टादृष्टार्थं प्रीतिकीर्तिहेतुत्वात्। वामन, काव्यालङ्कारसूत्र १,५.

રુદ્રટ (ઇ. સ. ૮૦૦–૮૫૦) યશ, ધર્મ, અર્થ, અનર્થશાન્તિ (अनर्थोपशम) અને અસાધારણ આનંદ (शम् असमम्) ને કાવ્યનાં પ્રયોજન તરીકે ગણાવે છે.[૫] અભિનવગુપ્ત (૧૦૦૦ ઇ. સ. આશરે) આનંદનેજ કાવ્યનું સર્વોપરિ પ્રયોજન માને છે.[૬] ભોજ (૧૦૦૦–૧૦૫૦ ઇ. સ.) આમાં યશનો ઉમેરો કરીને કીર્તિ અને પ્રીતિને કાવ્યના પ્રધાન ઉદ્દેશ ગણે છે.[૭] વાગ્દેવતાવતાર મમ્મટ એમના પ્રૌઢ ગ્રંથ કાવ્યપ્રકાશમાં કાવ્યનાં પ્રયોજનોમાં યશ, અર્થપ્રાપ્તિ, વ્યવહાર-જ્ઞાન, અનર્થશાન્તિ, તાત્કાલિક પરમ આનંદ, અને કાન્તાની માફક ઉપદેશ એટલાં ગણાવે છે.[૮] હેમચન્દ્ર (ઈ. સ. ૧૦૮૮–૧૧૭૨), વાગ્ભટ (ઈ. સ. ૧૨ મી સદી, પૂર્વાર્ધ), વિદ્યાધર (ઇ. સ. ૧૩૦૦ આશરે) બહુધા મમ્મટને અનુસરીને કાવ્યપ્રયોજન આપે છે.[૯] વિશ્વનાથ (ઇ. સ. ૧૩૫૦) ધર્માર્થકામમોક્ષાદિ ચતુર્વર્ગની પ્રાપ્તિનેજ કાવ્યનું

---

५ रुद्रट, काव्यालङ्कार, १, ४–८

६ 'तथापि प्रीतिरेव प्रधानं...प्राधान्येन आनन्द एवोक्तः–'अभिनवगुप्त, लोचन ( ध्वन्यालोकटीका )–पृ. १२.

७ 'काव्यं...कवि : कुर्वन् कीर्तिं प्रीतिं च विन्दति'। भोज, सरस्वती–कण्ठाभरण १, २. સરખાવો ભામહ અને વામનની વ્યાખ્યાઓ—પાદટીપ ૨,૪.

८ काव्यप्रकाश, १, २.

९ 'काव्यमानन्दाय यशसे कान्तातुल्यतयोपदेशाय च'—हेमचन्द्र, काव्यानुशासन १

विश्वोल्लङ्घनजाङ्घिकों वितनुते कीर्तिं विधत्ते श्रियं
हेलाधिक्कृतयक्षराजविभवां चिन्ताकरं हन्त्यघम् ।
दुग्धे स्वादुतरान् रसान् वितरति स्फारं कलाकौशलं
काव्यं निर्वृतिमावहत्यपि परिस्पन्दापहं चेतसः ॥–विद्याधर,एकावली १,९.

'काव्यं प्रमोदाय अनर्थपरिहाराय व्यवहारज्ञानाय त्रिवर्गफललाभाय कान्तातुल्योपदेशाय कीर्तये च' वाग्भटालङ्कार १

પ્રયોજન ગણે છે.[૧૦]

આ પ્રમાણે ભરતથી માંડીને વિશ્વનાથ પર્યન્તના આલંકારિકો કાવ્યનાં પ્રયોજન ગણાવે છે. આમાં ચતુર્વર્ગ (ધર્માર્થકામમોક્ષ) ની પ્રાપ્તિનો સમાવેશ સાંપ્રદાયિક જ ગણવાનો છે. પ્રાચીન ભારતમાં જીવનસમસ્તનો ઉદ્દેશ ચતુર્વર્ગની સાધના હતો, અને વિદ્યાઓમાં ધર્મ-શાસ્ત્રાદિક ધર્માચરણનું જ્ઞાન આપતાં, કૌટિલીયઅર્થશાસ્ત્રાદિક અર્થ-સંગ્રહ ઉપદેશતાં, વાત્સ્યાયનસૂત્રો કામનું જ્ઞાન આપતાં, અને વેદાન્તાદિગ્રંથો મોક્ષમાર્ગનો ઉપદેશ કરતા. મહાભારત જેવા ગ્રંથોમાં આ સર્વ પ્રકારનું જ્ઞાન મળતું. આથી કાવ્યગ્રંથોમાંથી પણ ચતુર્વર્ગની પ્રાપ્તિ થાય એવી અપેક્ષા રહેતી. આ રીતે કાવ્યપ્રયોજન તરીકે ચતુર્વર્ગની પ્રાપ્તિ સમજી શકાય, અથવા એને સાંપ્રદાયિક પરંપરાનું પરિણામ ગણી શકાય.

પણ ભરત અને ભામહથી માંડીને વિદ્યાધર વિશ્વનાથ સુધીના મોટા ભાગના આલંકારિકો આનંદ અને યશને કાવ્યનાં પ્રધાન પ્રયોજન ગણે છે, અને તે યોગ્ય જ છે. આમાંથી મમ્મટાચાર્યની પ્રયોજનચર્ચા, પુરોગામીઓનાં મહત્ત્વનાં સર્વ પ્રયોજનોનો સમાવેશ થવાથી, સૌથી વધુ વ્યાપક સ્વરૂપની છે. એથી એમની ચર્ચાને વિસ્તારથી, ઉદાહરણાદિક આપીને સમજવાનો પ્રયત્ન કરીએ.

મમ્મટ 'કાવ્યપ્રકાશ'ને આરંભે જ (કા. પ્ર. ૧, ૨) કાવ્યનાં પ્રયોજનો આવી રીતે વર્ણવે છે :

काव्यं यशसेऽर्थकृते व्यवहारविदे शिवेतरक्षतये ।
सद्यः परनिर्वृतये, कान्तासंमिततयोपदेशयुजे ॥

---

૧૦ 'चतुर्वर्गफलप्राप्तिः सुखादल्पधियामपि '–विश्वनाथ, साहित्य-दर्पण १, २

અર્થાત્ યશ, અર્થપ્રાપ્તિ, વ્યવહારજ્ઞાન, અનિષ્ટનિવારણ, તત્કાલ પરમ આનંદ, અને કાન્તાની માફક ઉપદેશ એવાં ષડ્‌વિધ પ્રયોજનો માટે કાવ્યની રચના છે. આમાંથી કેટલાંક યશ, અર્થપ્રાપ્તિ, અનિષ્ટ-નિવારણ જેવાં ફલ કવિને જ પ્રાપ્ત થાય છે, તો બાકીનાં વ્યવહાર-જ્ઞાન, પરમ આનંદ અને ઉપદેશ કવિનાં કાવ્યો વાંચનાર સહૃદય કે ભાવકને મળે છે. આ પ્રયોજનો સરખાં મહત્વનાં નથી, કે ચઢતાઊતરતા કોઈ ક્રમ પ્રમાણે ગોઠવેલાં નથી.

કવિ કે લેખક તરીકેની કીર્તિની એષણા સર્વ સાહિત્યકારોને હોય છે. અને કવિતાદ્વારા કીર્તિ પ્રાપ્ત થયાના દાખલા ઓછા મળતા નથી. કાલિદાસાદિક કવિઓને પોતાની લોકોત્તર કૃતિઓ વડે અમર યશ મળ્યો હતો એ મમ્મટનું વિધાન[૧૧] સાચું છે. ગૂજરાતનો મધ્યકાલીન ઇતિહાસ જોઇએ તો એ સમયના સંખ્યાબંધ રાજાઓ અને રાજપુરુષો વિષે નજીવીજ માહિતી ઉપલબ્ધ થાય છે, જ્યારે માઘ, સોમેશ્વર, હેમચન્દ્ર, નરસિંહ, મીરાં, ભાલણ, પદ્મનાભ, પ્રેમાનંદ જેવા કવિઓ એમના અક્ષરદેહે ચિરંજીવ છે. પરંતુ યશની ઇચ્છાથી પ્રેરાઇને આ કવિઓએ કાવ્યરચના કરી હતી, કે એમની કાવ્યરચનાના સહજ, અનુષંગી પરિણામ રૂપે એમને કીર્તિ વરી હતી એ એક પ્રશ્ન છે. એટલે યશ એ મહત્ત્વનું છતાં પ્રવર્તક કારણ ગણાય નહીં.

અર્થપ્રાપ્તિ એ મમ્મટે દર્શાવેલું કાવ્યપ્રવૃત્તિનું બીજું પ્રયોજન છે. મમ્મટ કહે છે કે ધાવક ( કે પાઠસુધારા પ્રમાણે 'બાણ' ) વગેરે કવિઓને હર્ષાદિ રાજાઓની પાસેથી અનગળ ધન પ્રાપ્ત થયું હતું[૧૨] તેમ કવિતાથી ધનની પણ પ્રાપ્તિ થાય છે.

ઇતિહાસમાં અનેક કવિઓને રાજાઓનો આશ્રય મળ્યો છે, અને તેમની પાસેથી ધનપ્રાપ્તિ થઇ છે. કાલિદાસને વિક્રમાદિત્યનો, ભવભૂતિને કનોજના યશોવર્માનો ( ૭૫૩ ઇ. સ. ) વિક્રમાંકદેવચરિતના રચનાર

---

૧૧ ' कालिदासादीनामिव यशः '–का. प्र. १

૧૨ 'श्रीहर्षादेर्धावकादीनां ( સુધારેલો પાઠ बाणादीनां ) इव धनम्' –का. प्र. १

બિલ્હણને કલ્યાણીપતિ વિક્રમાદિત્ય છટ્ઠાનો (ઇ. સ. ૧૦૭૬), નવસાહસાંક-ચરિતના પ્રણેતા પદ્મગુપ્ત કે પરિમલને નવસાહસાંકનો, દ્વયાશ્રયના રચયિતા હેમચન્દ્રાચાર્યને જયસિંહદેવ અને કુમારપાલનો, કીર્તિકૌમુદીકાર સોમેશ્વરને મંત્રીશ્વર વસ્તુપાલનો, આશ્રય હતો. ગૂજરાતી સાહિત્યમાં પદ્મનાભને અખેરાજનો, પ્રેમાનંદને નંદરબારના રાજાનો, શામળને રખીદાસનો આશ્રય હતો. આજે પશ્ચિમના દેશોમાં સાહિત્યકારોને આમજનતાનો આશ્રય હોય છે. વાંચનાર સહૃદય જનતા સાહિત્યકારોના ગ્રંથોને લક્ષાવધિ સંખ્યામાં ખરીદે છે, એથી સાહિત્યકાર સુખી એકનિષ્ઠ સાહિત્યજીવન ગાળી શકે છે. ઇંગ્લાંડમાં એચ. જી. વેલ્સ કે મારી કૉરેલી જેવા ગ્રંથકારોને એમના ગ્રંથોના વેચાણમાંથી અનગળ પૈસો પ્રાપ્ત થયો છે. પણ સર્વ પ્રથમ કોટિના કવિઓ અને સાહિત્યકારોને એમના સર્જનમાંથી હંમેશાં અર્થપ્રાપ્તિ થઈ જ હોય એવું બન્યું નથી, તેમ કેટલાક મહાકવિ અને સમર્થ સાહિત્યકારોએ (જેમકે વાલ્મીકિ, વ્યાસ, ભાસ, મિલ્ટન, ડાન્ટે, ગેટે, નરસિંહ, મીરાં, સુરદાસ, તુલસી, મોરોપંત, જ્ઞાનેશ્વર, વિદ્યાપતિ, ચંડીદાસ ઇત્યાદિએ) અર્થપ્રાપ્તિની ખેવના પણ કરી નથી. લક્ષ્મીની પ્રેરણાથી અમર વાણી પ્રગટયાના દાખલા મળ્યા નથી. એટલે અર્થપ્રાપ્તિને પણ કવિતાનું અવશ્યંભાવિ નહીં એવું ગૌણ ફલ જ ગણવું જોઈએ.

મમ્મટે ગણાવેલું ત્રીજું પ્રયોજન તે કવિતાદ્વારા સહૃદયોને સુલભ થતું વ્યવહારજ્ઞાન એ છે. સામાન્યજનોને રાજસભાના આચારવિવેકનું જ્ઞાન નથી હોતું. તે રાજકુલથી સુપરિચિત કવિઓનાં કાવ્યોદ્વારા મળે છે.[૧૩] એ ઉપરાંત મહાભારત જેવા મહાકાવ્યમાંથી રાજનીતિ, ધર્મ ઇ૦ અનેકવિષયો, શાકુન્તલ, વિક્રમોર્વશીય, મેઘદૂત ઇ૦ માંથી શૃંગાર, અમરુમાંથી વિવિધ પ્રણયસ્વરૂપો, કૌટિલ્ય, મુદ્રારાક્ષસ ઇ૦માંથી રાજનીતિ અને રાજ્યપ્રપંચ, મહાવીરચરિત વેણીસંહાર વગેરેમાંથી વીરરસ —એમ કાવ્યસાહિત્યમાંથી નિરનિરાળા ભાવો અને અનુભવોનો સહૃદયને પરિચય થાય છે. સરસ્વતીચંદ્રમાંથી સુકુમાર સંસ્કારી પ્રણય, અભિજાત

---

૧૩ 'राजादिगतोचिताचारपरिज्ञानम्'—का. प्र. १

રાજત્વભાવના, રવીન્દ્રનાથની કૃતિઓમાંથી દ્રવતી સૌન્દર્યસંવેદનની કવિતા, શરદ્ચંદ્રમાં પ્રગટ થતું સમૃદ્ધ ભારતીય જીવન અને વિશેષત: નારીજીવનનું આન્તર સૌન્દર્ય, શેક્સપિયરમાં લાધતું વૈવિધ્યપૂર્ણ અત્યંત સુસમૃદ્ધ માનવજીવનનું રૌદ્રમધુર દર્શન, મિલ્ટનની ગગનગામિની ભવ્યતા—એમ ભાવકને પોતાના પ્રત્યક્ષ જીવનમાં અશક્ય એવા અનેક ભાવો, અનુભવો અને માનવસ્વભાવચિત્રો સાહિત્યમાંથી મળે છે. આથીજ મેથ્યુ આર્નોલ્ડ કહે છે કે કવિતા એ જીવન ઉપરનું એક સજીવ ભાષ્ય છે, જે જીવનના રહસ્યને પ્રગટ કરે છે.[૧૪] આમ જીવનરહસ્યનું દર્શન એ સાહિત્ય અને કવિતાનું ઉત્તમોત્તમ ફલ છે.

અનિષ્ટનિવારણ (शिवेतरक्षति) ને મમ્મટ કવિતાના ચોથા પ્રયોજન તરીકે ગણાવે છે. મમ્મટ કહે છે કે મયૂરાદિ કવિઓને જેમ સૂર્ય વગેરે દેવતાઓના સ્તવનથી અનિષ્ટનું નિવારણ થઇ આરોગ્યની પ્રાપ્તિ થઈ હતી[૧૫] તેમ કવિતારચનાથી અનિષ્ટનું શમન થાય છે. સંસ્કૃત સાહિત્યની પરંપરા પ્રમાણે મયૂરના કોઢ 'સૂર્યશતક' રચવાથી મટયા હતા, બાણનાં છિન્ન અંગો 'ચણ્ડીશતક'ની રચનાથી પૂર્વવત્ સારાં થઈ ગયાં હતાં, 'ગંગાલહરી'ના બાવન શ્લોકના સ્તવનથી જગન્નાથ અને એમની મુસ્લિમ પ્રિયતમાને ગંગાએ બાવન પગથિયાં ઉપર ચડી પાવન કર્યાં હતાં, 'ગીતગોવિંદ'ના ગાનથી જયદેવની મૃતપત્ની પદ્માવતી ભગવત્કૃપાથી ફરી સજીવન થઇ હતી. 'સપ્તશતી' આદિ કેટલાંક સ્તવનો અને સ્તોત્રોથી પાઠકનું પણ અનિષ્ટ દૂર થાય છે એમ મનાય છે. આ અનિષ્ટનિવારણરૂપ પ્રયોજન 'સૂર્યશતક' કે 'ચણ્ડીશતક' જેવાં ગણતર કાવ્યોનું પ્રવર્તક કારણ હશે, પણ સાહિત્યનું સામાન્ય પ્રેરક પ્રયોજન એ ન ગણાય.

મમ્મટે ગણાવેલું પાંચમું પ્રયોજન 'તાત્કાલિક પરમ આનંદ' એ સર્વ પ્રયોજનોમાં શિરોમણિ છે.[૧૬] કાવ્યના રસાસ્વાદમાંથી ઉદ્ભવતો

14 'Poetry is the criticism of life.'

૧૫ 'आदित्यादेर्मयूरादीनामिवानर्थनिवारणम्' का. प्र. १

१६ 'सकलप्रयोजनमौलिभूतं समनन्तरमेव रसास्वादनसमुद्भूतं विगलितवेद्यान्तरमानन्दम्'—का. प्र. १

અન્ય જ્ઞાનમાત્રને ગાળી નાંખતો, તિરોહિત કરતો પરમ આનંદ એ કાવ્યનું સર્વોત્તમ ફલ છે. 'સાહિત્યદર્પણ'કાર વિશ્વનાથ એને 'બ્રહ્માસ્વાદસહોદર'[૧૭] કહે છે, એવો તો એ આનંદ અદ્ભુત અને અનિર્વચનીય છે. આ આનંદ વાચકને થાય છે તેટલો કવિને પણ થયેલો હોય છે. કવિ પોતાના અપૂર્વ આનંદમય સંવેદનથી પુલકિત બની, વાચકોને એમાં સહભાગી કરવાની સહજ ઉત્કંઠાથી કાવ્ય સરજે છે. અહીં કાવ્યના પ્રયોજન તરીકે વર્ણવેલો રસાનંદ સહૃદયનેજ બહુધા અનુલક્ષે છે.

કાન્તાની માફક ઉપદેશ આપવો એ કાવ્યનું અંતિમ પ્રયોજન છે. આના ઉપર વિવેચન કરતાં મમ્મટ કહે છે કે વેદાદિ શાસ્ત્રો શબ્દ-પ્રધાન હોઇ પ્રભુ (રાજા કે માલીક)ની માફક આજ્ઞા કરે છે,[૧૮] જેનું કોઇ પણ જાતની શંકા કે પ્રશ્ન વિના પાલન કરવાનું રહે છે. 'અગ્નિમાં હોમ કરવો,' એવી વેદની શ્રુતિ હોય, તો એના લાભાલાભ કે યોગ્યાયોગ્યતાનો વિચાર કર્યા વિના એ પ્રમાણે બરાબર અક્ષરશઃ આચરણ કરવુંજ જોઇએ. એમ ન કરવામાં આવે તો અનેક અનિષ્ટો આવી પડે. પુરાણઇતિહાસાદિ ગ્રંથો અર્થપ્રધાન હોઇ મિત્રની માફક સવિસ્તર વિવેચન વડે અમુક આચરણની યોગ્યાયોગ્યતા દર્શાવી યોગ્ય માર્ગનો બોધ કરે છે. [૧૯] પણ કવિતા તો આ સર્વથી વિલક્ષણ રીતે, શબ્દ અને અર્થ બંનેને ગૌણ બનાવીને, એ બંનેથી વિલક્ષણ અને અપૂર્વ એવા વ્યંજનાવ્યાપારથી રસ નિષ્પન્ન કરીને, રસાનુભવથી ચિત્તને

---

૧૭ 'वेद्यान्तरस्पर्शशून्यो ब्रह्मास्वादसहोदरः'–साहित्यदर्पण ३, २.

૧૮ 'प्रभुसंमितशब्दप्रधानवेदादिशास्त्रेभ्यः–का. प्र. १
'शब्दप्रधानं वेदाख्यं प्रभुसंमितमुच्यते ।
ईषत्पाठान्यथापाठे प्रत्यवायस्य दर्शनात् ।'–विद्याधर,
एकावली १, ४

१९ 'सुहृत्संमितार्थतात्पर्यवत्पुराणादीतिहासेभ्यः'–का. प्र. १
इतिहासादिकं शास्त्रं मित्रसंमितमुच्यते ।
अस्यार्थवादरूपत्वात् कथ्यतेऽर्थप्रधानता ।'–एकावली १, ५.

આનંદમગ્ન કરી દઇને પરોક્ષ રીતે ઉપદેશનું સૂચન માત્ર કરે છે, જેમ કાન્તા પ્રિયતમના ચિત્તને સ્નેહથી જીતી લઇને પોતાને ઇષ્ટ વસ્તુ આછામધુરા સૂચનમાત્રથી લીલાપૂર્વક કરાવી લે તેમ.[२०] રામાયણ જેવા સુંદર કાવ્યમાંથી, સ્પષ્ટ રીતે ક્યાંયે ન કહેવાયાં છતાં, રામ અને સીતાના ભવ્ય અને પ્રશસ્ય, અને રાવણના ગર્હણીય આલેખનથીજ સહૃદય વાચકના મનમાં એવો બોધ સ્ફુરી રહે છે કે રામના જેવું આચરણ કરવું, રાવણ જેવું નહીં, એમાં કાવ્યનું લાક્ષણિક ઉપદેશ-સામર્થ્ય રહેલું છે. શબ્દપ્રધાન શાસ્ત્રો કે અર્થપ્રધાન ઇતિહાસાદિગ્રંથો કરતાં કાવ્યની શક્તિ આ કારણથી અનેકગણી વિશેષ છે. આવાજ કારણને અંગે ગોવર્ધનરામ જેવા મહાપંડિતે નિબંધો નહીં રચતાં નવલકથારૂપે સાહિત્યરૂપમાં પોતાનું ચિંતન ગ્રથિત કરવું યોગ્ય ગણ્યું. 'Uncle Tom's Cabin' જેવી નવલદ્વારા ગુલામગીરીનાં અનિષ્ટો પ્રગટ થયાં અને છેવટે એ નાબુદ થઈ એ સાહિત્યની આ વિશિષ્ટ શક્તિનેજ આભારી છે. એટલું સમર્થ પ્રચારકાર્ય અનેક લેખો કે ભાષણોથી ભાગ્યે થયું હોત.

બેશક સર્વ કાવ્યોમાં પરોક્ષ બોધ હોવો જોઇએ એવું મમ્મટનું વક્તવ્ય નથી અને ન જ હોઇ શકે, કારણકે મમ્મટની સમક્ષ જ 'મેઘદૂત' 'ઋતુસંહાર' વગેરે અનેક કાવ્યો એવાં પડેલાં હતાં કે જેમાં ઝીણવટથી શોધતાં પણ ઉપદેશ ન જડે. આથીજ એ સદ્યઃપ્રાપ્ય પરમ આનંદને જ સર્વ પ્રયોજનોમાં અગ્રસ્થાન આપે છે. ઉપદેશ ન હોય તો ચાલે પણ આનંદપ્રદતા, સરસતા, જે કાવ્યનો પ્રાણ છે એ તો અવશ્ય હોવીજ જોઇએ.

આવો કાવ્યનાં પ્રયોજન વિષે મમ્મટ અને અન્ય અલંકારિકોનો

---

२० 'शब्दार्थयोर्गुणभावेन रसाङ्गभूतव्यापारप्रवणतया विलक्षणं यत्काव्यं, लोकोत्तरवर्णनानिपुणकविकर्म, तत् कान्तेव सरसतापादनेनाभिमुखीकृत्य, रामादिवद्वर्तितव्यं न रावणादिवदित्युपदेशं सहृदयस्य करोति'—का. प्र. १

ध्वनिप्रधानं काव्यं तु कान्तासंमितमीरितम् ।

शब्दार्थौ गुणतां नीत्वा व्यञ्जनप्रवणं यतः ॥—विद्याधर, एकावली १, २

મત છે. આજે એ મત સર્વાંશે સ્વીકારાય એમ નથી. કાવ્યરચનાથી અનિષ્ટનિવારણ થાય એવું માનનાર કોઇ વિરલજ નીકળે. તેમ અર્થપ્રાપ્તિ એ પણ કાવ્યરચનાનું આકસ્મિક અને આનુષંગિક ફલ જ ગણાય. કાવ્ય દ્વારા સહૃદયને વ્યવહારજ્ઞાન મળે, એના પોતાના જીવનમાં અશક્ય એવા અપૂર્વ અનુભવો એને પ્રાપ્ત થાય એ ખરૂં, છતાં એ કારણ પ્રગટ રીતે કવિના મનમાં કાવ્યરચનાકાળે પ્રેરકબળરૂપે પ્રવર્તતું હોય એમ જણાતું નથી. ઉપદેશની દૃષ્ટિ કાવ્યરચનામાં ઘણીવાર હોય છે, જેમ અદ્યતન ગૂજરાતી કાવ્યસાહિત્યમાં સમાજવાદનો પ્રગટ કે પરોક્ષ પ્રચાર ઘણીવાર ઉદ્દિષ્ટ હોય છે તેમ; પણ એવાં ઉપદેશાત્મક કાવ્યો ભાગ્યેજ ઉત્કૃષ્ટ કોટિનાં બને છે. સમગ્ર કૃતિમાંથી અમુક રૂપનો ઉપદેશ ધ્વનિત થાય એ કવિને અનિષ્ટ નજ હોય, પણએને ધ્યેયરૂપે રાખીને કાવ્યરચના કરવા જતાં કવિતા વણસે છે એ ચોક્કસ. કવિતા એ સ્વયંભૂ કલા છે, અમુક નિશ્ચિત ઉદ્દેશનાં કે અન્ય પ્રકારનાં બંધનોમાં એ વિકસતી નથી. કીર્તિ પણ એવી ચપળ, અસ્થિર વસ્તુ છે–શોધનારને ન જડે, અને નિઃસ્પૃહને આવી મળે–કે એને પણ કાવ્યપ્રયોજન તરીકે સ્થાન આપી ન શકાય. હવે બાકી રહે છે અન્ય સર્વ જ્ઞાનને ગાળી નાંખતો, બ્રહ્માસ્વાદસહોદર એવો, અપૂર્વ કાવ્યાનંદ. આલંકારિકોના અભિપ્રાય પ્રમાણે એમાં કવિ–સર્જક અને સહૃદય ભાવક બંને સહભાગી થાય છે. સહૃદય ભાવક કે વાચકને કાવ્યમાંથી નિરતિશય આનંદની પ્રાપ્તિ થાય છે એમાં શંકા નથી. પણ કાવ્યના સર્જકને કાવ્યરચનાકાળે એવા આનંદનો અનુભવ થાય છે એમ કહેવું વધારે પડતું છે. કાવ્યનિર્માણનાં બળો સંબંધે પાશ્ચાત્ય વિવેચનશાસ્ત્રે ખૂબ ચિંતન કર્યું છે. એ ઉપરથી જણાય છે કે જગતમાં કોઇ અપૂર્વ એવું જીવનરહસ્ય કવિના ચિત્તતંત્રને રણઝણાવી મૂકે, અને કવિ પોતાના વિશિષ્ટ રચનાકૌશલથી પોતાના મનનાં એ અપૂર્વ સ્પંદનોને યોગ્ય આકાર અર્પે, એ રીતે કાવ્યસાહિત્યનું નિર્માણ થાય છે. અર્થાત્ આત્માભિવ્યક્તિ (self-expression) નો વ્યાપાર એ કાવ્યનિર્માણનું પ્રવર્તક કારણ છે, આબાલવૃદ્ધ સહુને ભિન્ન ભિન્ન

રીતે પોતાની વિશિષ્ટતા અભિવ્યકત કરવાનું ગમે છે અને એમાં એમને આનંદ આવે છે. કવિ પોતે અતિ તીવ્રપણે અનુભવેલાં જીવનનાં રહસ્યોને કાવ્યોચિત આકાર અર્પીને એક પ્રકારની કૃતાર્થતા, પરિતોષ અનુભવે છે, જે સાહિત્યસર્જનનું સાચું અને સૌથી મહત્ત્વનું પ્રેરક બળ છે. બાળક જેમ લાકડાના ભિન્ન ભિન્ન કકડાઓના સમૂહમાંથી ઘર જેવી વિશિષ્ટ આકૃતિઓ બનાવીને, એ રીતે પોતાના મનની કલ્પના પ્રત્યક્ષ મૂર્ત આકારમાં ઊતરવાથી આનંદ પામે છે એજ પ્રકારે કવિ જીવનનાં રહસ્યો, જે આછી તેજછાયા રૂપે પોતાના મનમાં સ્ફુરી રહે છે તેમને યોગ્ય, સુંદર, વિશિષ્ટ આકાર ધારણ કરાવીને પુલકિત બને છે.[21] આમ કવિને કાવ્યનિર્માણમાં આનંદ જરૂર થાય છે, પણ એ સર્જનનો વિશિષ્ટ રૂપનો આનંદ છે, જે ભાવકના આનંદથી વિલક્ષણ પ્રકારનો છે.

**કાવ્યહેતુ**—કવિની જે મનઃસંપત્તિમાંથી કવિતા પ્રગટે છે તેને આલંકારિકો કાવ્યનું કારણ કે હેતુ કહે છે. કાવ્યહેતુ પરત્વે આલંકારિકોમાં ખાસ મતભેદ નથી. કવિની પ્રતિભા એ સર્વ આલંકારિકોને મતે કવિતાના ઉદ્ભવનું મુખ્ય કારણ છે. વ્યુત્પત્તિ, કાવ્યજ્ઞની સહાયથી કાવ્યનું સતત પરિશીલન વગેરે સહાયક કારણોથી કવિની ઈશ્વરદત્ત પ્રતિભા કે કાવ્યશક્તિ સંસ્કાર પામીને ખીલે છે.

દંડિ નૈસર્ગિક પ્રતિભા, વિશુદ્ધ વ્યુત્પત્તિ, અને સતત કાવ્યપ્રવૃત્તિને કાવ્યના હેતુ ગણે છે.[22] ભામહ કવિપ્રતિભા, કાવ્યવિદ્‌ની ઉપાસના, અને અન્ય કાવ્યસાહિત્યનું અવલોકન એ ત્રણને કાવ્યનાં કારણો કહે છે.[23]

---

**૨૧ સરખાવો: શેક્સપિયર** Gives them a local habitation and a name

૨૨ 'नैसर्गिकी च प्रतिभा श्रुतं च बहु निर्मलम् ।
अमन्दश्चाभियोगोस्याः कारणं काव्यसंपदः ॥'

दण्डिन्, काव्यादर्श १, १०३

२३ 'काव्यं तु जायते जातु कस्यचित्प्रतिभावतः ।
शब्दाभिधेयं विज्ञाय कृत्वा तद्विदुपासनाम् ।
विलोक्यान्यनिबन्धांश्च कार्यः काव्यक्रियादरः ॥'

भामह, काव्यालङ्कार १-५, १०

રુદ્રટ દંડિને જ અનુસરે છે;[૨૪] તો રાજશેખર એમાં સ્વાસ્થ્ય, ભક્તિ, વિદ્વત્કથા, સ્મૃતિની દૃઢતા અને અનિર્વેદ (કંટાળવું નહીં તે) ઉમેરે છે.[૨૫] મમ્મટ દંડિ અને ભામહે દર્શાવેલા કાવ્યહેતુઓનો સમન્વય કરી પ્રતિભારૂપ કાવ્યશક્તિ લોકવ્યવહાર અને શાસ્ત્રકાવ્યાદિકમાં નૈપુણ્ય, અને કાવ્યજ્ઞની સૂચનાનુસાર કાવ્યપ્રવૃત્તિ એ ત્રણને કાવ્યોત્પત્તિનું પ્રભવ સ્થાન ગણે છે. હેમચન્દ્ર પ્રતિભાને મુખ્ય અને પાંડિત્ય અને કાવ્યપ્રવૃત્તિને સહાયક કારણો ગણે છે.[૨૬] આ જ મત અક્ષરશઃ વાગ્ભટનો છે.[૨૭] વિદ્યાધર મમ્મટને અનુસરે છે,[૨૮] તો જગન્નાથ કેવલ કવિપ્રતિભાને કાવ્યનું કારણ ગણે છે.[૨૯]

હવે મમ્મટના વિધાનને અનુલક્ષીને કાવ્યહેતુની સવિસ્તર ચર્ચા કરીએ. મમ્મટ નીચે પ્રમાણે કાવ્યહેતુ વર્ણવે છે :

> शक्तिर्निपुणता लोकशास्त्रकाव्याद्यवेक्षणात् ।
> काव्यज्ञशिक्षयाभ्यास इति हेतुस्तदुद्भवे ॥ का. प्र. १, ३

---

२४ 'त्रितयमिदं व्याप्रियते शक्तिर्व्युत्पत्तिरभ्यासः ।'

रुद्रट, काव्यालङ्कार १, १४

२५ 'स्वास्थ्यं प्रतिभाभ्यासो भक्तिर्विद्वत्कथा बहुश्रुतता ।
स्मृतिदार्ढ्यमनिर्वेदश्च मातरोऽष्टौ कवित्वस्य ॥ '

राजशेखर, काव्यमीमांसा, पृ. ४९

२६ 'प्रतिभा अस्य हेतुः ।...व्युत्पत्त्यभ्यासाभ्यां संस्कार्या ।

हेमचन्द्र, काव्यानुशासन, पृ. ४–५

२७ 'व्युत्पत्त्यभ्याससंस्कृता प्रतिभा अस्य हेतुः '

वाग्भटालङ्कार १, ३.

२८ 'प्रतिभा बहुशास्त्रदर्शिता बहुधा काव्यविदां च शिक्षया ।
मुहुरभ्यसनं मनीषिभिः कथितं कारणमस्य संभवे ॥

–विद्याधर, एकावली १, १२

२९ 'तस्य च कारणं कविगता केवला प्रतिभा '

—जगन्नाथ, रसगङ्गाधर, पृ. ८

નૈસર્ગિક કાવ્યશક્તિ કે કવિપ્રતિભા એ કાવ્યનું સૌથી મહત્ત્વનું અને મૂલભૂત કારણ છે. મમ્મટ એને કવિત્વબીજ રૂપ, પૂર્વસંસ્કારથી પ્રાપ્ત થયેલી, વિશિષ્ટ શક્તિ તરીકે ઓળખાવે છે.[૩૦] કવિતાની ઇશ્વરદત્ત શક્તિજ ન હોય તો કવિતા પ્રગટતીજ નથી, અને જો કદાચ કાંઈ રચના થાય તો એ હાસ્યાસ્પદ સ્વરૂપની નીવડે છે. આમ મમ્મટને મતે પ્રતિભા તો કાવ્યપ્રવૃત્તિનું જીવન છે. પ્રતિભાનું આ વર્ણન મમ્મટે વામનના 'કાવ્યાલઙ્કારસૂત્ર' ને અનુસરીને આપ્યું છે. ભટ્ટ તૌત નવનવોન્મેષશાલિની, અર્થાત્ નવનવા અનુભવો ગ્રથિત કરતી નવીનવી રચનાઓમાં કુશલ એવી પ્રજ્ઞાને પ્રતિભા કહે છે.[૩૧] અભિનવ-ગુપ્ત અપૂર્વ વસ્તુનું સર્જન કરનારી અને વર્ણનીય વિષયને નવીન રીતે આલેખનારી શક્તિને પ્રતિભા કહે છે.[૩૨] રુદ્રટને મતે વર્ણ્ય વિષયનું અનેક સ્વરૂપે દર્શન, અને એને અનુરૂપ વાણીનું સહજ સ્ફુરણ એ પ્રતિભાનું સ્વરૂપ છે.[૩૩] આચાર્ય હેમચંદ્ર ભટ્ટ તૌતે આપેલી પ્રતિભાની વ્યાખ્યા 'કાવ્યાનુશાસન'માં ઉતારે છે.[૩૪] વિદ્યાધર પ્રતિભાની વ્યુત્પત્તિમાંથી શબ્દાર્થ, ગુણ અને અલંકાર જેનાથી સૂઝે છે ('પ્રતિભાન' થાય છે) એ પ્રતિભા એવું લક્ષણ આપે

---

૩૦ 'शक्तिः कवित्वबीजरूपः संस्कारविशेषः, यां विना काव्यं न प्रसरेत् प्रसृतं वा उपहसनीयं स्यात्।' का. प्र. १

३१ 'प्रज्ञा नवनवोन्मेषशालिनी प्रतिभा मता।'
क्षेमेन्द्र औचित्यविचारचर्चा, अवतरण

३२ 'अपूर्ववस्तुनिर्माणक्षमा प्रज्ञा प्रतिभा। शक्तिः प्रतिभानं वर्णनीयवस्तुविषयनूतनोल्लेखशालित्वम्।'
अभिनवगुप्त, लोचन पृ. २८. १३७

३३ 'मनसि सदा सुसमाधिनि विस्फुरणमनेकधाभिधेयस्य।
अक्लिष्टानि पदानि च विभान्ति यस्यामसौ शक्तिः॥'
रुद्रट, काव्यालङ्कार १, १५

३४ काव्यानुशासन पृ. २

છે.[૩૫] જગન્નાથ કાવ્યરચનામાં અનુકૂળ શબ્દાર્થની સહજ સ્ફુરણાને પ્રતિભા કહે છે.[૩૬] આમ આલંકારિકો સામાન્ય રીતે વર્ણનકૌશલને પ્રતિભાનું મહત્વનું લક્ષણ ગણે છે. બેશક રુદ્રટ જેવા કોઇક સંવેદનની, જીવનદર્શનની અપૂર્વતા અને વૈવિધ્યનું એટલું જ મહત્વ આંકે છે, અને અભિનવગુપ્ત જેવા આકારસૌષ્ઠવ અર્પવાની વિશિષ્ટ શક્તિનેજ પ્રતિભાનું નામ આપવા ઇચ્છે છે. ખરું જોતાં જીવનરહસ્યનું દર્શન અને એનું આકાર શોભન મનોહર વાણીમાં પ્રકટીકરણ બંને પ્રતિભાનાં સમાન રીતે મહત્ત્વનાં લક્ષણો છે. નૈસર્ગિક પ્રતિભાથી કાવ્ય રચાય એ ખરું, પણ એમાં વિશિષ્ટ સંસ્કાર અને ચારુતા તો વ્યુત્પત્તિ કે પાંડિત્યથીજ આવી શકે, જેમ ખાણમાંથી નીકળેલા નવા હીરાને કુશળ કારીગરને હાથે પહેલ પડે ત્યારે એનું તેજ ઓર દીપી નીકળે છે તેમ. માટે મમ્મટ પ્રતિભાને સહાયક કારણ તરીકે સ્થાવરજંગમ જગતનું સૂક્ષ્મ અવલોકન કરવાની શક્તિ, અને છંદ વ્યાકરણ કોશ કલા વગેરે શાસ્ત્રો, અને મહાકાવ્ય ઇતિહાસ દર્શનાદિમાં વિશિષ્ટ પ્રવીણતા ગણાવે છે.[૩૭] સૂક્ષ્મ અવલોકનશકિતથી કવિને પોતાની રચના માટે પુષ્કળ સાહિત્ય (matter) પ્રાપ્ત થાય છે. વ્યાકરણના અભ્યાસથી ભાષા અનશુદ્ધ લખી શકાય. શબ્દકોશ ઉપરનું પ્રભુત્વ શૈલીમાં વૈવિધ્ય આણે. છંદથી પદ્યરચના વિશુદ્ધ બને. અન્ય

---

૩૫ 'शब्दार्थगुणालङ्कारा: प्रतिभान्ति अनया इति प्रतिभा ।'
—विद्याधर, एकावली, पृ. ११

૩૬ 'सा च काव्यघटनानुकूलशब्दार्थोपस्थितिः ।'
—जगन्नाथ, रसगंगाधर, पृ. ८

૩૭ 'लोकस्य स्थावरजङ्गमात्मकलोकवृत्तस्य, शास्त्राणां छन्दोव्याकरणाभिधानकोशकलाचतुर्वर्गतुरगखड्गादिलक्षणग्रन्थानां, काव्यानां च महाकविनिबन्धानां, आदिग्रहणादितिहासादीनां च विमर्शनाद् व्युत्पत्तिः ।'
—का. प्र. १

વાગ્ભટ મમ્મટને અનુસરતી વ્યાખ્યા આપે છે, તો હેમચન્દ્ર ટૂંકામાં 'લોકશાસ્ત્ર અને કાવ્યની નિપુણતાને વ્યુત્પત્તિ' કહે છે (लोकशास्त्रकाव्येषु निपुणता व्युत्पत्तिः)

કલાઓ અને શાસ્ત્રોનું જ્ઞાન નાટકમહાકાવ્યની રચનામાં પદે પદે ઉપયોગી થાય, અને સમગ્ર રચના પાંડિત્યની પરિમલે મહેકી રહે છે. પ્રસિદ્ધ મહાકાવ્યોના પરિશીલનથી પોતાની રચનાને આકારસૌષ્ઠવ આપવાની કુશળતા પ્રાપ્ત થાય.

મમ્મટ અને મમ્મટને અનુસરીને એમના પરવર્તી હેમચન્દ્ર, વાગ્ભટ, વિદ્યાધર વગેરે આલંકારિકો કાવ્યવિદ્ કવિ–વિવેચકની નજર નીચે એની સલાહ પ્રમાણે સતત કાવ્યપ્રવૃત્તિ કરવી એને કાવ્યોત્પત્તિના કારણ તરીકે ઓળખાવે છે.[૩૮] જેમ અધ્યાત્મજ્ઞાન ગમે તેવા અધિકારીને પણ ગ્રંથ કરતાં ગુરુમુખે શ્રવણ કરવાથી સહજ સિદ્ધ થાય છે તેમ કાવ્યવિદ્‌ની નજર નીચે એની સૂચનાનુસાર કાવ્ય-પ્રવૃત્તિ કરવાથી ત્વરિત સફળતા મળે છે. અર્વાચીન ગૂજરાતી સાહિત્યના આરંભકાળે નવલરામ આ પ્રમાણે પ્રસંગોપાત્ત કવિઓ અને સાહિત્ય-કારોને ઇષ્ટ દિશાસૂચન કરતા. અન્ય કવિઓની કૃતિઓ પણ કવિઓ અને વિદ્વાનોની સલાહસૂચનાથી ઉત્કૃષ્ટ બન્યાના ઘણા દાખલા મળે છે.[૩૯]

આ પ્રમાણે ત્રણે–પ્રતિભા, વ્યુત્પત્તિ, અને કાવ્યજ્ઞની સૂચનાનુસાર કાવ્યપ્રવૃત્તિ–છૂટાંછૂટાં નહીં, પણ એકત્ર થઈને કવિતાનિર્માણમાં કારણરૂપ બને છે.[૪૦] આમ મમ્મટ આ ત્રણેને સમસ્તરૂપે કાવ્યહેતુ ગણે છે, છતાં શક્તિ કે પ્રતિભા ઉપર એ સવિશેષ ભાર મૂકે છે, અને એનેજ કાવ્યની જનની ગણે છે. સાહજિક પ્રતિભા વ્યુત્પત્તિ અને કાવ્ય-પ્રવૃત્તિથી સંસ્કારવતી બની સવિશેષ શોભે છે. દંડિન્ પ્રતિભાને પ્રવર્તક કારણ ગણે છે, છતાં ઇશ્વરદત્ત પ્રતિભા ન હોય તો પણ

૩૮ 'काव्यं कर्तुं विचारयितुं च ये जानन्ति तदुपदेशेन करणे योजने च पौनःपुन्येन प्रवृत्तिः' --का. प्र. १

૩૯ નરસિંહરાવનું 'ઉત્તરા–અભિમન્યુ' એ સુંદર ખંડકાવ્ય કાન્તની સૂચનાથી મૂળની છેવટની કેટલીક પંક્તિઓ છોડી દેવાથી સવિશેષ સુંદર બન્યું એ જાણીતી વાત છે.

४० 'इति त्रयः समुदिताः, न तु व्यस्ताः, तस्य काव्यस्योद्भवे निर्माणे समुल्लासे च हेतुः, न तु हेतवः।' –का. प्र. १

વ્યુત્પત્તિ અને સતત કાવ્યપ્રવૃત્તિથી કાંઇક કવિતાસિદ્ધિ મળે એવો એનો અભિપ્રાય છે.[૪૧] એકંદરે સર્વ આલંકારિકો પ્રતિભાને જ કાવ્ય-રચનાનું સૌથી મહત્ત્વનું પ્રવર્તક કારણ ગણે છે.

પાશ્ચાત્ય વિવેચનનો પણ કાવ્યહેતુ સંબંધે બહુધા આવોજ અભિપ્રાય છે. કવિનું અતિ સુકુમાર વિલક્ષણ ચિત્તતંત્ર કેટલીક ઘટનાઓ, જેની અસામાન્યતા પ્રાકૃત જનની નજરે તો ભાગ્યે ચડે, તેનાથી પ્રસ્પંદિત થઇ ઊઠે છે. એ ઘટનાનું જીવાતુભૂત રહસ્ય એની કાન્તદૃષ્ટિને સહજોપલબ્ધિથી આપોઆપ જણાઇ જાય છે. એના ઉપર સર્જકનું સમસ્ત મન કેન્દ્રિત થતાં એ રહસ્ય એના મનમાં ઘૂંટાઈને અનુકૂલ સાહિત્યાકારમાં વિશિષ્ટ સૌન્દર્યમયી વાણીમાં પ્રગટ થાય છે. આમ પાશ્ચાત્ય વિવેચને દર્શાવેલી કાવ્યસર્જનની પ્રક્રિયામાં રુદ્રટે દર્શાવેલી વિષયસ્ફુરણાની શકિત, અભિનવગુપ્તે સૂચવેલી વિષયને આકારસૌષ્ઠવ અર્પવાની શકિત, અને આલંકારિકો સામાન્ય રીતે જેને પ્રતિભાનું નામ આપે છે એ વિશિષ્ટ વર્ણનસામર્થ્ય અને શૈલી-કૌશલ એ સર્વનો સમાવેશ થાય છે. જીવનનું દર્શન, જીવનરહસ્યનું સ્ફુરણ એ એનું એક અંગ છે, અને એનું ઉચિત આકારમાં, યોગ્ય શબ્દા-વલીમાં પ્રકટીકરણ એ બીજું અંગ છે. બંને એકજ સર્જનપ્રક્રિયાનાં બે પાસાં છે.

---

૪૧ 'न विद्यते यद्यपि पूर्ववासनागुणानुबन्धि प्रतिभानमद्भुतम् ।
श्रुतेन यत्नेन च वागुपासिता ध्रुवं करोत्येव कमप्यनुग्रहम् ॥
—काव्यादर्श १–१०४

# પ્રકરણ સોળમું

## કાવ્યલક્ષણ અને કાવ્યપ્રકાર

**કાવ્યલક્ષણ**—સંસ્કૃત આલંકારિકોએ કાવ્યનું સ્વરૂપ દર્શાવતી ભિન્ન ભિન્ન પ્રકારની કાવ્યવ્યાખ્યાઓ આપી છે. કેટલાકે શબ્દ અને અર્થ બંનેને સમાન મહત્ત્વ આપ્યું છે; કેટલાક શબ્દને વધારે મહત્ત્વનો ગણે છે, તો કેટલાક વ્યંગ્યાર્થ કે રસને પ્રાધાન્ય આપે છે. ભામહ સાથે આવેલા શબ્દ અને અર્થને કાવ્ય કહે છે.[1] દણ્ડિન્ સુંદર રીતે ઇષ્ટ અર્થ રજૂ કરતી પદાવલીને કાવ્ય કહે છે.[2] વામનને મતે ગુણાલંકારશોભન શબ્દાર્થ એ કાવ્ય છે, અને વિશિષ્ટ પદરચનાની રીતિ એ એનો આત્મા છે.[3] અનેક અર્થ વ્યકત કરવાના સામર્થ્યવાળા શબ્દ અને તેના અર્થ બંને મળીને કાવ્ય બને છે એવો રુદ્રટનો અભિપ્રાય છે.[4] ધ્વન્યાલોકકાર આનંદવર્ધન ધ્વનિને કાવ્યનો આત્મા કહે છે.[5] દોષરહિત, ગુણયુકત, અલંકારયુકત સુંદર અર્થવાળી પદાવલી તે કાવ્ય અને રસ તે તેનો આત્મા એવું અગ્નિપુરાણનું વિધાન છે.[6]

---

१ 'शब्दार्थौ सहितौ काव्यम्' –भामह, काव्यालङ्कार १, १६

२ 'तैः शरीरं च काव्यानामलङ्काराश्च दर्शिताः ।
शरीरं तावदिष्टार्थव्यवच्छिन्ना पदावली ॥'
–दण्डिन्, काव्यादर्श १, १०

३ 'काव्यशब्दोऽयं गुणालङ्कारसंस्कृतयोः शब्दार्थयोर्वर्तते ।'
वामन, का. सू. १,१,१
'रीतिरात्मा काव्यस्य । विशिष्टा पदरचना रीतिः । विशेषो गुणात्मा ।' वामन, १, २, ६

४ 'ननु शब्दार्थौ काव्यं शब्दस्तत्रार्थवाननेकविधः ।
–रुद्रट, काव्यालङ्कार २–१

५ 'काव्यस्यात्मा ध्वनिरिति'...। आनन्दवर्धन, ध्वन्यालोक १, १

६ 'इष्टार्थव्यवच्छिन्ना पदावली। काव्यं स्फुरदलंकारं गुणवद् दोषवर्जितम्।
—अग्निपुराण, ३३६, ६–७

રાજશેખર શબ્દાર્થને અને રસને કાવ્યનો આત્મા ગણાવે છે.[૭] કુન્તક વક્રોક્તિવાળા શબ્દાર્થને કાવ્યનું જીવિત કહે છે.[૮] ભોજ નિર્દોષ, ગુણયુક્ત, અલંકારભૂષિત રસયુકત તે કાવ્ય એવું લક્ષણ આપે છે.[૯] મમ્મટ દોષવર્જિત, સગુણ, કવચિત્ અલંકારરહિત શબ્દ અને અર્થને કાવ્ય કહે છે.[૧૦] હેમચન્દ્ર, વિદ્યાનાથ, વાગ્ભટ પ્રાયશ: મમ્મટને અનુસરે છે. વિદ્યાધર શબ્દાર્થને શરીર અને ધ્વનિને કાવ્યનો આત્મા કહે છે.[૧૧] વિશ્વનાથને મતે રસાત્મક વાકય તે કાવ્ય છે, જેનો દોષોથી અપકર્ષ, અને ગુણાલંકારરીતિ વગેરેથી ઉત્કર્ષ થાય છે.[૧૨] જગન્નાથ રમણીય અર્થ દર્શાવનાર શબ્દને કાવ્ય તરીકે ઓળખાવે છે.[૧૩]

કાવ્યલક્ષણની આ સર્વ વ્યાખ્યાઓમાં એક પ્રકારનો **સુરેખ વિકાસક્રમ** નજરે પડે છે. કાવ્યશાસ્ત્રના આરંભકાળે આલંકારિકોની દૃષ્ટિ સહજજ કાવ્યના બાહ્ય દેહ–શબ્દ અને અર્થ તરફજ વળે છે. કાવ્યમાંથી આનંદ મળે છે એટલું તો સિદ્ધજ હતું. એ શેમાંથી-

---

૭ 'शब्दार्थौ ते शरीरम् ।...रस आत्मा ।', राजशेखर–काव्यमीमांसा

૮ 'शब्दार्थौ सहितौ, वक्रकविव्यापारशालिनि । बन्धे व्यवस्थितौ काव्यम्... ।' कुन्तक, वक्रोक्तिजीवित

૯ 'निर्दोषं गुणवत्काव्यमलंकारैरलंकृतम् । रसान्वितम् ।

–भोज, सरस्वतीकण्ठाभरण १, २

१० 'तददोषौ शब्दार्थौ सगुणावनलंकृती पुनः क्वापि ।'

–मम्मट, का. प्र. १, ४

११ 'शब्दार्थौ वपुरस्य तस्य विबुधैरात्माभ्यधायि ध्वनिः'

–विद्याधर, एकावली १, १३

१२ 'वाक्यं रसात्मकं काव्यं दोषास्तत्रापकर्षकाः ।
उत्कर्षहेतवः प्रोक्ता गुणालङ्काररीतयः ।'

–विश्वनाथ, सा. द. १, ३

१३ 'रमणीयार्थप्रतिपादकः शब्दः काव्यम् । रमणीयता च लोकोत्तराह्लाद जनकज्ञानगोचरता ।'

–जगन्नाथ, र. गं. पृ. ४

કાવ્યના કયા અંગમાંથી મળે છે એનો વિચાર કરતાં કાવ્યના બાહ્ય સૌન્દર્ય તરફ એમની દૃષ્ટિ વળી, અને શબ્દ અને અર્થના અલંકાર એ જ કાવ્યતત્ત્વ એમ એમને સમજાયું. એમને રસ વિષે માહિતી હતી, પરંતુ કાવ્યમાં એના સ્થાન વિષે વિચાર કર્યો નહોતો. તેથી એમણે रसवत् અલંકારની કલ્પના કરી રસનો પણ અલંકારમાં સમાવેશ કરી દીધો. દંડી તો ગુણનો પણ અલંકાર તરીકે નિર્દેશ કરે છે. (૨, ૧, ૩) બેશક આ આરંભના આલંકારિકોમાંથી કોઇએ સ્પષ્ટ રીતે અલંકારને કાવ્યનો આત્મા કહ્યો નથી, પણ એમની સમગ્ર કાવ્યચર્ચાનું સૌથી મહત્ત્વનું અંગ અલંકાર જ હતું અને એમાંજ એ પરિસમાપ્ત થતી હતી. અલંકારનું આ મહત્ત્વ છેક મમ્મટના સમય સુધી રહ્યું લાગે છે, કારણ કે મમ્મટે કાવ્ય સ્ફુટ અલંકાર વિનાનું (अनलङ्कृति) પણ સંભવી શકે એમ કાંઇક સંકોચપૂર્વક વિધાન કર્યું છે.

અલંકારમાંજ કાવ્યનું સૌન્દર્ય રહેલું છે એમ આ આલંકારિકોને લાગ્યું હતું, પણ અલંકારનું લાક્ષણિક તત્ત્વ તો કુન્તલ કે કુન્તકે દર્શાવ્યું, અને અલંકારની પાછળ સામાન્ય તત્ત્વરૂપે રહેલી વક્રોક્તિ કે 'વિદગ્ધ લોકોની બોલવાની પદ્ધતિ'ને કાવ્યનું જીવિત કહ્યું. ભામહ અતિશયોક્તિને જ વક્રોક્તિ તરીકે ઓળખાવે છે, જેને દંડી અનુસરે છે. મમ્મટ જેવા પરવર્તી આલંકારિકો પણ અતિશયોક્તિને ઇતર અલંકારોનું પ્રાણભૂત તત્વ ગણે છે.

પણ વક્રોક્તિ કે અતિશયોક્તિ પણ અંતે તો કાવ્યનું બહિરંગ છે; કાવ્યનું અંતરંગ અને કાવ્યનો આત્મા શોધવાનું તો બાકી જ રહે છે. વામનનો રીતિસંપ્રદાય કાવ્યના અંતરંગમાં પ્રવેશવાનો પ્રયત્ન કરે છે. વામન કહે છે કે રીતિ એ કાવ્યનો આત્મા છે, અને વિશિષ્ટ પદરચનાથી એ સધાય છે. રીતિ ત્રણ પ્રકારની છેઃ વૈદર્ભી, ગૌડી અને પાંચાલી. એ રીતિઓ પ્રસાદ, માધુર્ય, સૌકુમાર્ય, ઓજસ્, કાન્તિ વગેરે ગુણોના ભિન્ન ભિન્ન રૂપના આવિર્ભાવથી કે મિશ્રણથી સિદ્ધ થાય છે. જેમકે ઓજસ્ અને કાન્તિ ગુણથી ગૌડી, અને માધુર્ય સૌકુમાર્યથી પાંચાલી બને છે.

આ રીતે રીતિસંપ્રદાય કાવ્યના અંતરંગ ગુણુ સુધી પહોંચે છે, પણ એ ગુણોના ધર્મીરૂપ રસ છે એનો એને સ્પષ્ટ ખ્યાલ નથી.

આનંદવર્ધનનો ધ્વનિસંપ્રદાય આથી પણ આગળ વધીને કાવ્યના અંતસ્તલ સુધી પહોંચવા મથે છે. ધ્વન્યાલોકકારને મતે શબ્દના જે બે વિશિષ્ટ અર્થ, વાચ્યાર્થ કે મુખ્યાર્થ અને વ્યંગ્યાર્થ કે પ્રતીયમાન (સૂચવાતો) અર્થ, સહૃદયને પ્રતીત થાય છે તેમાંથી વ્યંગ્યાર્થમાંથી કાવ્યના બહિરંગરૂપ શબ્દાર્થથી નિરાળું સ્વતંત્ર એવું જે સૌન્દર્ય જણાય છે એ કાવ્યનો આત્મા છે. આ વ્યંગ્યાર્થને આનંદવર્ધન ધ્વનિ કહે છે. જે કાવ્યમાં ધ્વનિ નથી તે ઉત્તમ કાવ્ય નથી, પણ માત્ર ચિત્ર-કાવ્ય છે. ધ્વન્યાલોકકાર ધ્વનિના વસ્તુધ્વનિ, અલંકારધ્વનિ અને રસધ્વનિ, એવા ત્રણ પ્રકાર ગણાવે છે. સમગ્ર કાવ્યમાંથી કોઈ વસ્તુ કે હકીકત સૂચવાય એ વસ્તુધ્વનિ; અને કાવ્યમાંથી સૂચવાતી કલ્પના સ્પષ્ટ રીતે કહેવામાં આવે તો અલંકાર બને એ અલંકારધ્વનિ. રસધ્વનિમાં સમગ્ર વર્ણનમાંથી મનની એક સ્થિતિ કે ભાવ સહસા સ્ફુરી રહે છે. ધ્વન્યાલોકકારને રસની સાથે સંબંધ વિનાની કાવ્યરચના અભિપ્રેત નથી.[૧૪] ધ્વનિસંપ્રદાયની વિરુદ્ધ પણ એમ કહી શકાય કે ધ્વનિ એ એક પદ્ધતિ છે, જેનાથી કાવ્યમાં સૌન્દર્ય આવે છે, પણ જાતે એ તત્ત્વ નથી. રસ એજ કાવ્યના આત્મારૂપ તત્ત્વ છે. બેશક રસની યથાવત્ નિષ્પત્તિ અમુક રચનાવિસ્તારની અપેક્ષા રાખે છે, જે ન્હાનાં મુક્તકો જેવી રચનાઓમાં શક્ય નથી. આવી સુંદર રચનાઓમાં રસનાં ઉદ્ભાવક અંગોમાંથી કેટલાંક હાજર હોય છે. રસનેજ જો કાવ્યનો આત્મા ગણવામાં આવે તો આવાં સુંદર લઘુ કાવ્યરૂપોને કવિતાના ક્ષેત્રમાંથી બાતલ કરવાં પડે. આથી ધ્વન્યાલોકકાર રસને વ્યંજનાનું પરિણામ ગણી, વ્યંજનાવ્યાપાર કે ધ્વનિને કાવ્યનું પ્રાણભૂત તત્ત્વ કહે છે.

વિશ્વનાથ રસને કાવ્યનો આત્મા કહે છે, અને એ કાવ્યનું સર્વોત્તમ સ્વરૂપલક્ષણ છે, શબ્દાર્થ અને અલંકાર એ કાવ્યના બહિ-

---

૧૪. परिपाकवतां कवीनां रसादितात्पर्यविरहे व्यापारः एव न शोभते'- ध्वन्यालोक, पृ. २२१

રંગ છે; રીતિ એ કાવ્યનું અંતરંગ છે, પણ રસ એજ કાવ્યનું જીવિત છે. ધ્વનિને કાવ્યનો આત્મા ગણતાં અતિવ્યાપ્તિદોષ થાય, કારણ કે વસ્તુધ્વનિ કે અલંકાર ધ્વનિથી શ્રેષ્ઠ કાવ્યત્વ સિદ્ધ થતું નથી. અન્ય કળાઓની સૌન્દર્યસમીક્ષા રસના સિદ્ધાન્તને પુષ્ટિ આપે છે.

આપણે ઉપર જોઇ ગયા કે સામાન્ય રીતે **મમ્મટની વ્યાખ્યા** આલંકારિકોમાં બહુમાન્ય થઇ છે. એનું ખરું કારણ તો મમ્મટની સમન્વય શકિત અને ઉત્તરકાલમાં મમ્મટની અપૂર્વ પ્રતિષ્ઠા એ છે. મમ્મટની વ્યાખ્યાનો વિશ્વનાથે સબળ પ્રતિવાદ કર્યો છે. એ દર્શાવે છે કે દોષરહિત એ લક્ષણથી કિંચિત્‌દોષવાળાં પણ ઉત્તમ ધ્વનિકાવ્યોને કાવ્યવર્ગમાંથી બાતલ રાખવાં પડે, અને કાવ્યક્ષેત્ર અતિ મર્યાદિત બની જાય. 'અદોષ' ને 'અલ્પદોષવાળા' એ અર્થમાં ઘટાવવા પણ યુકત નથી, કારણ કે તો 'નિર્દોષ' કાવ્યોને બાતલ કરવાં પડે. 'સગુણ' વિશેષણ પણ શબ્દાર્થને ઘટતું નથી, કારણ કે એમના જ કહેવા પ્રમાણે ગુણ એ રસના ધર્મ છે. તેમ 'સગુણ' વિશેષણથી રસ સૂચવાય છે એમ કહેવું પણ બરાબર નથી, જેમ 'જનયુકત પ્રદેશ' ને બદલે 'શૌર્યવંત પ્રદેશ' કહેવાતું નથી તેમ. ગુણોથી કાવ્યનો ઉત્કર્ષ થાય છે, પણ એ કાવ્યના સ્વરૂપઘટક તત્વ નથી. કાવ્યનું શરીર શબ્દાર્થ, આત્મા રસ, માનવસ્વભાવમાં શૌર્યાદિને સ્થાને કાવ્યગુણો, દેહવૈરુપ્ય[૧૫] સમાન કાવ્યદોષો, અવયવભંગિને સ્થાને રીતિ, અને દેહના આભૂષણને સ્થાને અલંકાર મનાયા છે. આજ પ્રમાણે અલંકાર પણ માત્ર કાવ્યના ઉત્કર્ષ વિધાયક છે, કાવ્યના સ્વરૂપઘટક નથી. આ પ્રમાણે વિશ્વનાથ (સાહિત્યદર્પણ ૧, ૨) મમ્મટના કાવ્યલક્ષણની સચોટ ટીકા કરે છે. જગન્નાથે (રસગંગાધર પૃ. ૫–૭) પણ મમ્મટની વ્યાખ્યા ઉદ્‌ધૃત કરીને એનો પ્રતિવાદ કર્યો છે. મમ્મટની વ્યાખ્યા પુરોગામી આલંકારિકોનાં લક્ષણોના સમન્વયને કારણે પ્રતિષ્ઠા પામી છે એ ખરું, પણ વ્યાખ્યા તરીકે એમાં વિશ્વનાથે દર્શાવ્યું છે તેમ કેટલીક અપૂર્ણતા છે. એમાં આપેલાં કાવ્યલક્ષણોમાં સૌથી મહત્વનું તત્ત્વ જે રસ તેનો તો

૧૫ શરીરની ખોડ, કાણાપણું, લંગડાપણું, ઇ૦

મુદ્દલ ઉલ્લેખ જ નથી, ગુણ જે વસ્તુતઃ રસના ધર્મ છે તેમને શબ્દાર્થના ધર્મ તરીકે દર્શાવ્યા છે, દોષરહિતતા અને કવચિત અલંકારરહિતતા એ અભાવાત્મક લક્ષણો અનાવશ્યક છે. બેશક મમ્મટની વ્યાખ્યા વ્યવહારુ છે. એ શબ્દઘટના, અર્થશક્તિ, કાવ્યદોષ અને અલંકાર એ કાવ્યશાસ્ત્રના મહત્વના વિષયો તરફ સહસૈવ કવિયશઃપ્રાર્થીનું ધ્યાન ખેંચે છે. કાવ્યના લક્ષણવિધાનમાં રસનો ઉલ્લેખ કરે તો આરંભમાંજ એનું વિવેચન કરવું પડે એ કારણથી કદાચ મમ્મટે, એના પુરોગામી રાજશેખર અને ભોજે આપેલું હોવા છતાં રસનું લક્ષણ પડતું મૂકયું હોય એ સંભવિત છે, પણ એથી વિશ્વનાથ વગેરે આલંકારિકોએ દર્શાવ્યું છે તેમ મમ્મટનું કાવ્યલક્ષણ અપૂર્ણ અને ક્ષતિયુક્ત બન્યું છે. મમ્મટે ગુણને બદલે રસનો નિર્દેશ કર્યો હોત (तददोषौ शब्दार्थौ सरसौ...) તો એની વ્યાખ્યા વ્યાપક અને વિશુદ્ધ બનત એમાં શંકા નથી. છે એ સ્વરૂપમાં सगुणौ એ વિશેષણથી ધર્મી રસ સૂચવાય છે એમ માનીએ તો મમ્મટની વ્યાખ્યાની વિશ્વનાથની વ્યાખ્યા સાથે એકવાક્યતા બતાવી શકાય. પણ એવો 'ગુણ' શબ્દનો અતિદેશ વિશ્વનાથે જ ઉદાહરણ આપીને દર્શાવ્યું છે તેમ અનુચિત અને અશકય છે.

હવે થોડીક અંગ્રેજી સાહિત્યની વ્યાખ્યાઓ સરખામણી માટે લઇએ. એમાં પણ કેટલીક કવિતાના બહિરંગ ઉપર ભાર મૂકે છે, કેટલીક ભાવને કાવ્યના આત્મા તરીકે વર્ણવે છે, તો કેટલીક વિચાર કે કલ્પનાને કાવ્યનો પ્રાણ માને છે. કોલરિજ ઉત્તમ શબ્દોની ઉત્તમ રચનાને કાવ્ય કહે છે.[૧૬] મેથ્યુ આર્નોલ્ડના મત અનુસાર માનવવાણીનું પરમ આલ્હાદક અને સંપૂર્ણ સ્વરૂપ તે કવિતા. કવિતા જીવનનું કલાનિયમાનુસાર વિવેચન છે.[૧૭] વર્ડ્ઝવર્થને મતે ઉત્કટ લાગણીનો

16 'Best words in the best order.'—Coleridge

17 'The most delightful and perfect form of utterance that human words can reach.' 'It is the criticism of life under the conditions fixed for such a criticism by the laws of poetic truth and poetic beauty'–Matthew Arnold.

સહજ ઉદ્રેક એ કાવ્ય.[18] મિલ ઊર્મિપ્રાણિત વિચારો અને શબ્દોને કાવ્ય કહે છે.[19] રસિક કલ્પનાદ્વારા ઉત્કૃષ્ટ ભાવનાઓ માટે ઉપસ્થિત થતી ઉત્તમ ભૂમિકા તે કાવ્ય એવી વ્યાખ્યા આપે છે.[20] કાર્લાઇલ સંગીતમય વિચારને કાવ્ય કહે છે.[21] શેલીને મતે કાવ્ય એ કલ્પનાની અભિવ્યક્તિ છે.[22] હેઝલિટ કવિતાને લાગણી અને કલ્પનાની વાણી તરીકે ઓળખાવે છે.[23] પ્રો. કોર્ટહોપ પદ્યાત્મક વાણીમાં કલ્પનાપ્રાણિત વિચાર અને ઊર્મિના પ્રકટીકરણથી આહ્લાદ આપવાની કલા તે કાવ્ય એવી વ્યાખ્યા બાંધે છે.[24]

આમ કેટલાક કોલરિજ જેવા વિવેચકો રીતિકારોની માફક કવિતાના બાહ્ય સૌન્દર્યને કાવ્ય કહે છે, તો વર્ડ્ઝવર્થ જેવા અન્ય વિવેચકો ઊર્મિના સહજોદ્રેકને કાવ્ય કહે છે. સામાન્ય રીતે વિવેચકો ઊર્મિ અને કલ્પના બંનેને કવિતાનાં અંતરંગ પ્રાણભૂત તત્ત્વ માને છે, અને એ મત વાસ્તવિક છે. કવિતા કલ્પનાવ્યાપારવડે માનવ ઊર્મિઓને સુંદર કલાત્મક આકાર આપે છે. બહુધા એ પદ્યરૂપમાં પ્રગટ થાય છે, છતાં પદ્યરૂપ એનું અનિવાર્ય લક્ષણ નથી.

---

18 'Spontaneous overflow of powerful feelings'-Wordsworth

19 'What is poetry but the thought and words in which emotion spontaneously embodies itself?'—Mill

20 'The suggestion, by the imagination, of noble grounds for the noble emotions.—Ruskin

21 'Poetry, we will call Musical Thought.'—Carlyle

22 'Poetry, in a general sense, may be defined as the expresion of the imagination.'—Shelley

23 'It is the language of the imagination and the passions.' —Hazlitt

24 'The act of producing pleasure by the just expression of imaginative thought and feeling in metrical language. —Courthope

ગૂજરાતી વિવેચનસાહિત્યમાં **સર રમણભાઇ નીલકંઠ** જેવા વિવેચકોએ **કાવ્યસ્વરૂપ વિષે** વિસ્તારથી વિચાર કર્યો છે.[૨૫] સર રમણભાઇ વર્ડ્ઝવર્થનું 'કવિતા તે મનની શાન્તિના સમયમાં સંભારેલો ચિત્તક્ષોભ છે' એ લક્ષણ માન્ય રાખે છે. કલ્પનાને એ કવિતાનું સહાયક કારણ ગણે છે; અંતઃક્ષોભ એજ કવિતાનું મૂળ પ્રવર્તક કારણ છે. અંતઃક્ષોભથી ઊગતી કવિતા કલ્પનાથી આકાર ધારણ કરે છે. અર્થાત્ અંતઃક્ષોભથી પ્રગટતો મનોભાવ કલ્પનાજનિત બનાવો અને પાત્રોદ્વારા સાકાર બને છે. સાચો અંતઃક્ષોભ ક્ષણિક હોય છે તેથી અંતર્ભાવપ્રેરિત કાવ્યો ઘણાં લાંબાં નથી હોતાં, અને કોઈવાર લાંબાં થઇ જાય છે ત્યારે અંદર અકવિત્વનો અંશ આવી જાય છે. આમ શુદ્ધ પ્રેરણામય કાવ્યો ઘણાં ટૂંકાં હોય છે. લાંબાં કાવ્યોમાં પ્રેરણાનો ભાગ ઘણો થોડો હોય છે અને કલ્પનાનો ભાગ પ્રધાન હોય છે. ખરી કવિતા શુદ્ધ અંતર્ભાવ-પ્રેરિત હોય તેજ, કલ્પનામય કવિતા સાધનભૂત અને ઊતરતી પંક્તિની છે. આમ રમણભાઇ વર્ણનાત્મક કાવ્ય કે મહાકાવ્ય કરતાં લિરિક, જેને તેઓ રાગધ્વનિકાવ્ય કહે છે તેને વધારે મહત્ત્વનું, સૌથી વિશુદ્ધ કાવ્ય-તત્ત્વવાળું, ગણે છે. એમના અભિપ્રાય પ્રમાણે કથાત્મક સાહિત્યમાં ભાવ વસ્તુ સાથે ભળીને પાણીમાં પ્રસરી ગયેલા રંગની માફક વિસ્તરીને કેવળ ફિક્કો બની ગયેલો હોવાથી કથાનું સ્થાન કવિતાથી ઊતરતું છે, સર્વાનુભવરસિક ( objective ) કાવ્યો ( જેવાં કે વર્ણનાત્મક કાવ્ય, મહાકાવ્ય–epics ઇ૦ ) જો કે વધુ લોકપ્રિય હોય છતાં એમનું સ્થાન સ્વાનુભવરસિક (subjective) કાવ્યો કરતાં નીચે છે. સર્વાનુભવરસિક કાવ્યમાં સૃષ્ટિરચના, જનપ્રસંગ અને જનસ્વભાવ એ ત્રણે એકઠાં થાય છે, જ્યારે સ્વાનુભવરસિકમાં પૂરેપૂરૂં શુદ્ધ કવિત્વ વિલસી રહે છે. સ્વાનુભવરસિક કવિ એ કવિઓનો કવિ છે, સર્વાનુભવરસિક કવિ એ લોકોનો સામાન્ય જનસમાજનો કવિ છે. આ રીતે રમણભાઇ નરસિંહ-રાવની 'કુસુમમાળા'ની ઊર્મિકવિતાને સર્વોત્તમ કવિતા ગણે છે.

રમણભાઇના અભિપ્રાયપ્રમાણે કવિતામાં કલ્પના અને વિચારનું

---

૨૫ જુઓ 'કવિતા અને સાહિત્ય' વો. ૧—'કવિતા' પૃ. ૧—૬૧.

મહત્ત્વ ગૌણ છે, તેમજ રચનાકૌશલને નહિવત્ સ્થાન મળેલું છે. એમના અભિપ્રાયને અનુસરતાં આપણે કાન્ત અને ન્હાનાલાલ કરતાં કલાપીની કવિતાને વધારે સુંદર અને કલાપૂર્ણ ગણવી પડે. કાવ્યસ્વરૂપની એમની પરીક્ષાની આ અપૂર્ણતાનું કારણ કદાચ એમના સમયમાં દલપતરામની સભારંજની, ઠાવકી, અલંકારપ્રવીણ કવિતાનો અતિરેક એ હોઇ શકે. દલપતરામની ચતુરાઇભરી પણ બહુધા ભાવહીન કવિતાને પડછે નરસિંહરાવની વર્ડ્ઝવર્થને અનુસરતી ઊર્મિભરી, સુંદર ઊર્મિકવિત એમને ખરેખર ગમી ગઈ અને અદ્‌ભુત ભાસી. એમની એ સહજ પસંદગીએ પછી વિશ્વનાથાદિ આલંકારિકોમાંથી ટેકો શોધી કાઢયો.

નવીન કવિતાની મોહિનીનો જુવાળ ઓસરતાં હવે કાવ્યસ્વરૂપ વિષે આપણી દૃષ્ટિ વધારે શુદ્ધ બની છે. **શ્રી. બ. ક. ઠાકોરે** વિસ્તારથી એમના 'લિરિક'માં દર્શાવ્યું છે તેમ ઊર્મિ કરતાં વિચાર અને કલ્પનાનું, રચનાકૌશલનું મહત્ત્વ વધારે છે એમ હવે આપણે સ્વીકારીએ છીએ. બેશક કવિતા ઊર્મિવત્, ઊર્મિવાળી તો હોવીજ જોઇએ, એ વિના એ સહૃદયના ચિત્તને સ્પર્શે નહીં, પણ ઊર્મિ કરતાં વિચાર અને કલ્પના, જેનાથી નવનવોન્મેષવાળા સુંદર વિચારો મનોરમ આકારમાં મૂર્ત થાય, તેમનું મહત્ત્વ કાવ્યમાં નિ:શંક વધારે છે. વિચારપ્રધાન કવિતા પણ સભારંજની કવિતાની માફક કેવળ ચાતુર્યનિષ્ઠ (clever) બની જાય એ એનું ભયસ્થાન છે, જે ઊર્મિતત્ત્વના ઉચિત યોગથી નિવારી શકાય.

આપણી આ અર્વાચીન કાવ્યભાવના અર્વાચીન અંગ્રેજી વિવેચનાને અનુસરે છે. **અંગ્રેજી વિવેચના** અનુસાર કવિતાની ઉત્પત્તિ આ પ્રકારે છે. કવિનું ચિત્તતંત્ર કોઇક પ્રત્યક્ષ કે પરોક્ષ અનુભવથી આકર્ષાય અને રણઝણી ઊઠે. એ અનુભવ એના મનને પરવશ બનાવીને એને સર્વથા વ્યાપ્ત કરી દે અને એને અનુરૂપ આકારમાં વ્યક્ત કરવાને સતત પ્રેર્યાં કરે. આવા સતત યોગથી કાવ્યનું પુદ્‌ગલ બંધાય, અને એ વિશિષ્ટ સુરેખ આકાર ઉત્ક્રાન્ત કરે. એની સહૃદયને એજ રૂપે સમગ્ર અનુભવ પ્રત્યક્ષ થાય એવે વાણીદેહે અભિવ્યક્તિ તે કવિતા. આ વિચારસરણીમાં કાવ્યના ઉપાદાન તરીકે ભાવના જેટલુંજ વિચાર કે

કલ્પનાને પણ સ્થાન છે. એમાં સમગ્ર અનુભવને સુંદર આકાર અર્પનાર રચનાકૌશલ્ય, જે કલ્પનાશક્તિનું એક સ્વરૂપ છે, તેનું મહત્ત્વ સૌથી વધારે છે. અર્વાચીન વિવેચના આમ કાવ્યના ઉપાદાન કરતાં કાવ્યને વિશિષ્ટ સાહિત્યાકાર અર્પનાર રચનાશક્તિને વિશેષ મહત્ત્વ આપે છે. આ દૃષ્ટિએ મહાકાવ્ય કે નાટક સહજ જ ઊર્મિકાવ્ય કરતાં વધારે મહત્ત્વનાં, સામર્થ્યશાલી સાહિત્યસ્વરૂપો ઠરે છે.

## કાવ્યના પ્રકાર

શબ્દના અર્થ ત્રણ પ્રકારના છે: વાચ્યાર્થ, લક્ષ્યાર્થ અને વ્યંગ્યાર્થ. મમ્મટાચાર્યે આનંદવર્ધનને અનુસરીને વ્યંગ્યાર્થ જેમાં પ્રધાન હોય એવા **ધ્વનિકાવ્યને** ઉત્તમ ગણ્યું છે; વ્યંગ્યાર્થ હોય, પણ વાચ્યાર્થથી વધારે ચમત્કારી ન હોય એવા કાવ્યને **ગુણીભૂત-વ્યંગ્ય** કાવ્ય કહ્યું છે; અને વ્યંગ્યરહિત કે અસ્ફુટવ્યંગ્ય કાવ્યને **ચિત્રકાવ્ય** નું નામ આપ્યું છે. ગુણીભૂતવ્યંગ્ય કાવ્ય તરીકે મધ્યમ કોટિનું ગણાય, અને ચિત્રકાવ્યને તો છેક નિકૃષ્ટ કોટિનું ગણ્યું છે. ચિત્રકાવ્યના બે પ્રકાર છે: ઝડઝમકમાંજ જેની સુંદરતા સમાપ્ત થાય છે તે શબ્દચિત્ર, અને વાચ્યચિત્ર કે અર્થચિત્ર, જેમાં કેવળ અલંકારની જ શોભા હોય છે.

જગન્નાથ આમાં સુધારો કરીને સર્વોત્કૃષ્ટ એવું ધ્વનિકાવ્ય, ઉત્તમ કોટિનું એવું ગુણીભૂત વ્યંગ્ય કાવ્ય, મધ્યમ કોટિનું એવું અર્થચિત્ર, અને અધમ પ્રકારનું કે શબ્દચિત્ર એવા ચાર કાવ્યપ્રકાર વર્ણવે છે.

ધ્વનિકાવ્યના ધ્વન્યાલોકકારે વસ્તુધ્વનિ, અલંકારધ્વનિ અને રસધ્વનિ એવા ત્રણ પ્રકાર દર્શાવ્યા છે, જેનો આગળ નિર્દેશ કરી ગયા છીએ.

ધ્વનિના મમ્મટ બે વિભાગ પાડે છે: અવિવક્ષિતવાચ્ય કે લક્ષણામૂલધ્વનિ અને વિવક્ષિતાન્યપર વાચ્ય કે અભિધામૂલધ્વનિ. પ્રથમમાં વાચ્યાર્થ નિરુપયોગી છે તેથી લક્ષણાદ્વારા પ્રયોજનરૂપ વ્યંગ્યાર્થ લેવાય છે; બીજામાં વાચ્યાર્થ બંધ બેઠા પછીથી વધારે ચમત્કારી એવો વ્યંગ્યાર્થ સ્ફુરે છે. અવિવક્ષિતવાચ્યના બે પેટા પ્રકાર પડે છે: અર્થાન્તર સંક્રમિત, જેમાં વાચ્યાર્થ બંધ બેસે પણ તે ઉપયોગી ન હોવાથી તેને

વ્યંજનાવ્યાપાર બીજા અર્થમાં લઇ જાય; અને અત્યન્તતિરસ્કૃતવાચ્ય, જેમાં વાચ્યાર્થ કોઇ પ્રકારે ઘટે નહીં. આ પેટા પ્રકારોમાંથી પ્રત્યેકના પદ ઉપર અવલંબતા હોય તો પદપ્રકાશ્ય, અને વાક્ય ઉપર અવલંબતા હોય તો વાક્યપ્રકાશ્ય, એમ બે ઉપપ્રકારો પડે છે.

## પ્રકરણ સત્તરમું
## રસવિચાર

રસ એ કાવ્યનો આત્મા છે એ કાવ્યલક્ષણની સમીક્ષા કરતાં આપણે આગળ જોયું. એ રસનું સ્વરૂપ શું, શી રીતે કયી માનસિક પ્રક્રિયાઓથી એનો આસ્વાદ થાય છે એનો હવે વિચાર કરવાનો છે.

ભરતાદિ આલંકારિકોએ **સ્થાયીભાવ**માંથી રસની નિષ્પત્તિ કહી છે.[1] જે ભાવના સંસ્કાર સહૃદયનાં ચિત્તમાં સ્થાયી ચિરકાલ રહે છે તેને સ્થાયીભાવ કહે છે. આ સ્થાયી ભાવો રતિ (પ્રેમ), હાસ, શોક, ક્રોધ, ઉત્સાહ, ભય, જુગુપ્સા (સૂગ), વિસ્મય અને ઘણા આલંકારિકોને મતે નિર્વેદ (કંટાળો) એટલા સ્થાયીભાવ છે.[2] સ્થાયીભાવ અન્ય વિરુદ્ધ કે અનુકૂલ ભાવથી વિચ્છેદ કે તિરોધાન પામતો નથી, પણ ઊલટો અન્ય ભાવોને પોતાના રૂપ બનાવી પોતાનામાં સમાવી દે

---

૧ '...स्थायिनो भाव रिसत्वमाप्नुवान्त.' भरत, ना. शा. पृ. २८९
'विभावानुभावव्यभिचारिपरिवृतः स्थायी भावो रसनाम लभते'
—भरत, ना. शा. पृ. ३५०
'......स्थायी भावो रसः स्मृतः'—भरत, ना. शा. पृं. १२१
'व्यक्तः स तैर्विभावाद्यैः स्थायी भावो रसः स्मृतः'—मम्मट, का. प्र. ४,२८
'विभावानुभावेन व्यक्तः संचारिणा तथा।
रसतामेति इत्यादिः
स्थायिभावः सचेतसाम्।' विश्वनाथ, सा. द. ३, १

૨ 'रतिर्हासश्चशोकश्च क्रोधोत्साहौ भयं तथा।' જુઓ सा. द. ३, १७५
जुगुप्सा विस्मयश्चेति स्थायिभावाः प्रकीर्तिताः। भरत, ना. शा. पृ. २६९,

છે.[3] અર્વાચીન માનસશાસ્ત્રની દૃષ્ટિએ પણ સ્થાયી ભાવનું સ્વરૂપલક્ષણ અસંગત નથી, કારણ કે મહત્વની પ્રેરણાઓ કે તજ્જન્ય લાગણીઓ જ સ્થાયી ભાવમાં સમાવિષ્ટ થઇ છે. સ્થાયીભાવો ચિરકાલીન અને પ્રધાન સ્વરૂપના મનોભાવો છે.

આ સ્થાયીભાવ કે વાસના અથવા સંસ્કારરૂપે સહૃદયના હૃદયમાં રહેલી સુષુપ્ત લાગણીઓ રસનું સ્વરૂપ શી રીતે પામે છે? ભરત કહે છે કે વિભાવ, અનુભાવ અને વ્યભિચારિભાવથી પરિવૃત થયેલા સ્થાયીભાવને રસ કહે છે. મમ્મટ અને વિશ્વનાથને મતે વિભાવાદિથી વ્યક્ત થયેલો સ્થાયીભાવ તે રસ.[4] વિભાવાદિને સમજાવતાં મમ્મટ કહે છે કે વ્યવહારમાં રતિ વગેરે ભાવોના જે કારણ, કાર્ય અને સહકારી હોય છે તેમને કાવ્યમાં અનુક્રમે વિભાવ, અનુભાવ, અને વ્યભિચારી ભાવ કહે છે.[5] વિભાવાદિનું સ્વરૂપ હવે ક્રમશઃ જોઇએ.

સ્થાયીભાવ જેનાથી ઉદ્ભવ પામે છે. તેને **વિભાવ** કહે છે. ભરત કહે છે કે 'વિશેષરૂપે જાણવું તે વિભાવ', અને પછી તેના પર્યાય તરીકે કારણ કે હેતુ જણાવે છે.[6] અર્થાત્ સ્થાયીભાવનું જ્ઞાન જે કારણથી થાય છે તે સ્થાયી ભાવના વિભાવ કહેવાય એવું ભરતનું તાત્પર્ય છે.[7] વિભાવના બે પ્રકાર છે: જેને અવલંબીને સ્થાયી ભાવ પ્રગટ થાય છે, અર્થાત્ જે પાત્રોના ચિત્તંત્રમાં સ્થાયીભાવની સ્ફુરણા થતી

---

૩ 'विरुद्धैरविरुद्धैर्वा भावैर्विच्छिद्यते न यः ।
आत्मभावं नयत्यन्यान् स स्थायी लवणाकरः ॥'—दशरूपक ४, ३४.
अविरुद्धा विरुद्धा वा यं तिरोधातुमक्षमाः ।
आस्वादाङ्कुरकन्दोऽसौ भावः स्थायीति संमतः ॥ साहित्यदर्पण ३, १७४

૪ જુઓ પાદટીપ ૧. भरत, ना. शा. पृ. ३५०; का. प्र. ४, २८; सा. द. ३७१

૫ 'कारणान्यथ कार्याणि सहकारीणि यानि च ।
रत्यादेः स्थायिनो लोके तानि चेन्नाट्यकाव्ययोः
विभावा अनुभावाश्च कथ्यन्ते व्यभिचारिणः ॥ का. प्र. ४, २७–२८

६ 'विभावो नाम विज्ञानार्थः'—ना. शा.

સહૃદયને જણાય છે તે **આલંબન વિભાવ;** અને જાગૃત થયેલો સ્થાયીભાવ જે કારણોથી ઉદ્દીપ્ત થાય છે તે **ઉદ્દીપન વિભાવ**[૮] આમાં આવલંબન વિભાવ વધારે મહત્ત્વનો લાગે છે એ ખરું, પણ આલંબન વિભાવમાં બીજાંકુર રૂપે સ્ફુરેલો સ્થાયી ઉદ્દીપનવિભાવથી જ વૃદ્ધિ પામી પ્રફુલ્લ બને છે. વળી ઉદ્દીપનવિભાવ કવિને વર્ણનાદિક માટે પુષ્કળ અવકાશ આપે છે. શૃંગારમાં સ્ત્રીપુરુષ ( નાયકનાયિકા ) એ આલંબનવિભાવ અને વસંત, કૌમુદી, એકાન્ત સ્થળ, કોકિલકૂજન, દક્ષિણાનિલ, ઉદ્યાન, જલક્રીડા વગેરે ઉદ્દીપનવિભાવ છે. હાસમાં વિચિત્ર પુરુષાદિ આલંબનવિભાવ અને એના વિકૃત વેષ, વાણી અને કાર્ય એ ઉદ્દીપન વિભાવ છે, [૯] કરુણમાં ઇષ્ટનાશ અને અનિષ્ટાપ્તિ (અનિષ્ટની પ્રાપ્તિ ) એ આલંબન, અને ગત જનના ગુણાદિકનું સ્મરણ વગેરે ઉદ્દીપન વિભાવ છે. [૧૦]

આલંબન ઉદ્દીપન વિભાવથી સ્થાયીભાવ ઉત્પન્ન થયા પછી જે બાહ્ય કટાક્ષભ્રૂભંગાદિ શારીરિક ચેષ્ટાઓથી એ અભિવ્યક્ત થાય છે કે સૂચવાય છે તેને **અનુભાવ** કહે છે.[૧૧] સ્થાયીભાવના એ કાર્ય કે

---

૭ સરખાવો મમ્મટનું વિધાન ( का. प्र. ४–२७, २८ ), ઉપર પાદટીપ ૫. कारणानि...रत्यादेः ...विभावाः ; અને 'विशेषेण भावयन्त्युत्पादयन्ति ये रसांस्ते विभावाः ।' रसतरङ्गिणी २.

૮ 'रत्युद्बोधका लोके विभावाः काव्यनाट्ययोः ।
आलम्बनोद्दीपनाख्यौ तस्य भेदावुभौ स्मृतौ ।
आलम्बनो नायकादिस्तदालम्ब्य रसोद्गमात् ।' सा. द. ३, २९
उद्दीपनविभावास्ते रसमुद्दीपयन्ति ये ॥ सा. द. ३, १३१.

९ 'विकृताकृतिवाग्वेषैरात्मनोत्थाः परस्य वा हासः स्यात् ।
Da śarūpa ( IV, 82 ), ed, G. C. O. Haas, p. 143

१० 'इष्टनाशादनिष्टाप्तेः शोकात्मा करुणो ।' —Idid IV, 86, p. 145

११ ' अनुभावो विकारस्तु भावसंसूचनात्मकः । दशरूपक, ४
'...बाह्यर्भावं प्रकाशयन् । लोके यः कार्यरूपः सोऽनुभावः काव्यनाट्ययोः॥'
सा. द. ३–१३२, १३३

પરિણામરૂપ ચેષ્ટાઓથી સહૃદય કે સામાજિકને સ્થાયી ભાવની પ્રતીતિ કે અનુભવ થાય છે માટે એમને અનુભાવ કહેવામાં આવે છે. ઉદાહરણ તરીકે નાયક અને નાયિકા વચ્ચે પ્રેમ ( રતિ ) ઉત્પન્ન થયો છે તેની સામાજિકને કે સહૃદયને પ્રતીતિ કટાક્ષ, રોમાંચ, પરસ્પરાવલોકન, વસ્ત્ર-સંયમન, કંપ વગેરે ચેષ્ટાઓથી થાય છે. આથી આ ચેષ્ટાઓ એ શૃંગારના અનુભાવ ગણાય છે. તેવીજ રીતે દૃષ્ટિવિકાસ, મુખરાગ, ઇ૦ હાસ્યના, અને નિઃશ્વાસ, અશ્રુપાત, આક્રંદ, દૈવને ઉપાલંભ એ કરુણના અનુભાવ છે.

અનુભાવમાં નીચેના આઠ **સાત્ત્વિકભાવનો** સમાવેશ થાય છેઃ સ્તંભ ( સ્તબ્ધ થઇ જવું તે ), સ્વેદ, રોમાંચ, સ્વરભંગ ( ગદ્‌ગદ અવાજ ), કંપ, વિવર્ણતા ( મ્હોં ઉપર ફીકાશ આવી જવી તે ), અશ્રુ અને પ્રલય ( મૂર્છા )[૧૨]. સત્ત્વમાંથી એમની ઉત્પત્તિ હોવાથી એ સાત્ત્વિક ભાવ કહેવાય છે. 'દશરૂપક' અને સાહિત્યદર્પણ અનુસાર 'સત્ત્વ'નો અર્થ 'સમભાવી હૃદય' એવો છે. એવા અત્યન્ત સમભાવી અન્તઃકરણમાં ઉત્પન્ન થતા ભાવો તે સાત્ત્વિક ભાવો. 'રસતરંગિણી' પ્રમાણે 'સત્ત્વ એટલે માનવશરીર, અને એમાં ઉત્પન્ન થયેલા શારીરભાવ તે સાત્ત્વિક ભાવ.' [૧૩] સ્થાયી ( અને આગળ ચર્ચીશું તે વ્યભિચારી ) ભાવ મનના વિકાર છે, ત્યારે સાત્ત્વિક ભાવ શરીરના વિકાર છે.

---

૧૨ 'उक्ताः स्त्रीणामलङ्कारा अङ्गजाश्च स्वभावजाः ॥
तद्रूपा सात्त्विका भावास्तथा चेष्टाः परा अपि ।
विकाराः सत्त्वसम्भूताः सात्त्विकाः परिकीर्तिताः ॥
सत्त्वमात्रोद्भवत्वात्ते भिन्ना अप्यनुभावतः ।
स्तम्भः स्वेदोऽथ रोमाञ्चः स्वरभङ्गोऽथ वेपथुः ॥
वैवर्ण्यमश्रु प्रलय इत्यष्टौ सात्त्विकाः स्मृताः ।—सा. द. ३, १३३–१३६,
વળી જુઓ। दशरूपक ४, ४–६

१३ 'सत्त्वं जीवशरीरं तस्य धर्माः सात्त्विकाः ।
इत्थं च शारीरभावाः स्तम्भादयः सात्त्विकाभावा इत्याभिधीयन्ते ॥'
—रसतरंगिणी, ४.

કેટલાક ક્ષણિક ગૌણ ભાવો ઘણા સ્થાયી ભાવમાં સામાન્ય હોઇ સ્થાયીભાવને પ્રગટ કરે છે અને પોષે છે તેમને **વ્યભિચારી ભાવ કે સંચારીભાવ** કહે છે. એ સ્થાયીભાવના પટમાં તરંગની માફક ઉદ્‌ભવીને વિલીન થઇ જાય છે.[૧૪] એ સ્થાયીની સાથે અલ્પ કાલ રહી ચાલ્યા જાય છે. તેથી એને સંચારીભાવ કે વ્યભિચારી ભાવ કહે છે.

વ્યભિચારી ભાવ તેત્રીસ છે : નિર્વેદ, ગ્લાનિ, શંકા, અસૂયા, મદ, શ્રમ, આલસ્ય, દૈન્ય, ચિન્તા, મોહ, સ્મૃતિ, ધૃતિ, વ્રીડા, ચપલતા, હર્ષ, આવેગ, જડતા, ગર્વ, વિષાદ, ઔત્સુક્ય, નિદ્રા, અપસ્માર (સ્મૃતિભ્રંશ), સ્વપ્ન, ઉજાગરો, અમર્ષ, અવહિત્થ (હર્ષાદિનું ગોપન), ઉગ્રતા, મતિ, વ્યાધિ, ઉન્માદ, મરણ, ત્રાસ, વિતર્ક[૧૫]. આમાંથી નિર્વેદ એ વસ્તુતઃ વ્યભિચારી ભાવ હોવા છતાં મમ્મટ અને વિશ્વનાથ એને શાન્તરસના સ્થાયીભાવ તરીકે સ્વીકારે છે.[૧૬]

ભરત નિર્વેદને સ્થાયીભાવ ગણતા નથી, અને તેથી **આઠજ રસ** (શાન્ત સિવાયના) માન્ય રાખે છે,[૧૭] ધનંજય પણ ભરતને અનુસરીને આઠ જ રસ માન્ય રાખે છે, અને શાન્તને, કાવ્યમાં (મહાભારતાદિ) નિર્વાહ્ય, પણ નાટકમાં પ્રતિકૂલ માને છે. મમ્મટ, વિશ્વનાથ, જગન્નાથ, શાન્તનો સ્વીકાર કરે છે. પરવર્તી આલંકારિકો ભક્તિ અને વાત્સલ્ય રસ ઉમેરે છે.

વિવિધ ભાવોમાં સ્થાયીભાવ સૌથી મહત્ત્વનો અને ચિરસ્થાયી છે. વિભાવથી ઉદ્‌ભવેલો, ચેષ્ટાદિ અનુભાવથી પ્રતીતિયોગ્ય બનેલો,

---

૧૪ 'विशेषादाभिमुख्येन चरन्तो व्यभिचारिणः ।
स्थायिन्युन्मग्नः निर्मग्नाः कल्लोला इव वारिधौ ॥ दशरूपक, ४

૧૫ જુઓ का. प्र. ४. ३१–३४

૧૬ જુઓ का. प्र. ४–३४ પછી. 'निर्वेदस्य...प्रथममुपादानं व्यभिचारित्वेऽपि स्थायिताभिधानार्थम् । तेन निर्वेदस्थायिभावोऽस्ति शान्तोऽपि नवमो रसः
का. प्र. ४–३५

૧૭ ना. शा. ६, १५

અને વ્યભિચારી કે સંચારી ભાવથી સુપુષ્ટ બનેલો સ્થાયીભાવ રસનું સ્વરૂપ ધારણ કરે છે.

**ભિન્ન ભિન્ન રસોનાં ઘટક તત્ત્વો** હવે જોઇએ. શૃંગારમાં સ્થાયી ભાવ રતિ, સ્ત્રીપુરુષ, કૌમુદી, વસંત આદિ વિભાવ, કટાક્ષાદિ અનુભાવ, અને જુગુપ્સા, આલસ્ય અને ઉગ્રતા સિવાયના અન્ય વ્યભિચારી ભાવ છે.[૧૮] શૃંગારના સંભોગ અને વિપ્રલંભ (વિયોગ) એવાં બે સ્વરૂપો છે. દર્શન, સ્પર્શાદિથી અનુભવાતો જે આનંદ તે સંભોગ, અને પ્રવાસ, અભિલાષ કે પૂર્વરાગ, માન (માનિનીપણું) વગેરેથી થતો વિયોગ તે વિપ્રલંભ. હાસ્યરસમાં હાસ સ્થાયીભાવ, વિકૃતવેષાદિ વિભાવ, નયનવિકાસ આદિ અનુભાવ, વ્રીડા અવહિત્થ આદિ વ્યભિચારી ભાવ છે. કરુણમાં શોક સ્થાયીભાવ, ઇષ્ટનાશ અને અનિષ્ટાપ્તિ વિભાવ, નિઃશ્વાસ, રુદન, આક્રંદ વગેરે અનુભાવ, નિર્વેદ ગ્લાનિ, દૈન્ય, વિષાદ આદિ વ્યભિચારી ભાવ છે. રૌદ્રરસમાં ક્રોધ એ સ્થાયીભાવ, વાક્પરુષતા (કઠોર વાણી), દ્રોહ ઇત્યાદિ વિભાવ, નયનની રક્તતા, ભ્રૂભંગ, દંતોષ્ઠપીડન વગેરે અનુભાવ, અને ઉગ્રતા, આવેગ આદિ વ્યભિચારી ભાવ છે. વીરરસમાં ઉત્સાહ સ્થાયીભાવ, પ્રતાપ, અસંમોહ આદિ વિભાવ, શૌર્ય, દાન, પાંડિત્ય, રોમાંચ, ધૈર્ય આદિ અનુભાવ, અને ગર્વ, હર્ષ, આવેગ વગેરે વ્યભિચારી ભાવ છે. યુદ્ધવીર, દાનવીર (કર્ણ શિબિ જેવાનો), દયાવીર (બુદ્ધ, નાગાનંદ આદિનો) અને કેટલાકને મતે ધર્મવીર એ વીરના પ્રકારો છે. ભયાનક રસમાં ભય એ સ્થાયી ભાવ શૂન્યસ્થાનગમન, પિશાચાદિસ્વરશ્રવણ વગેરે વિભાવ, કંપ, કાતરદૃષ્ટિ, મુખવૈવર્ણ્ય આદિ અનુભાવ, શંકા, ચાપલ, દૈન્યાદિ વ્યભિચારી ભાવ છે. બીભત્સ રસમાં જુગુપ્સા (સૂગ) એ સ્થાયી ભાવ, શબ કે કીટકાદિનું દર્શન એ વિભાવ, અંગસંકોચન, અંતસ્ત્રાસ આદિ અનુભાવ, મોહ, અપસ્માર વગેરે વ્યભિચારી ભાવ છે. અદ્‌ભુત રસમાં વિસ્મય સ્થાયી

---

૧૮ વિશેષ ચર્ચા માટે જુઓ રસગંગા તરંગ ૬, સાહિત્યદર્પણ, ૩, દશરૂપક ૪, ઇ૦,

ભાવ, દિવ્ય દર્શન, ઈંદ્રજાલ આદિ વિભાવ, નેત્રવિસ્તાર, અનિમિષ દર્શન, રોમાંચ આદિ અનુભાવ, હર્ષ, વિતર્ક, આવેગ વગેરે વ્યભિચારી ભાવ છે. શાન્ત રસમાં શમ કે નિર્વેદ, એ સ્થાયીભાવ, સંસારની અસારતાનું દર્શન, વૈરાગ્ય, તત્ત્વચિંતન આદિ વિભાવ, રોમાંચ, નયનસ્થૈર્ય, નિયમપાલન ઇત્યાદિ અનુભાવ અને ધૃતિ, નિર્વેદ મતિ એ વ્યભિચારી ભાવ છે.

ભરતના 'વિભાવ અનુભાવ અને વ્યભિચારી ભાવના સંયોગથી **રસની નિષ્પત્તિ** થાય છે'[૧૯] એ સૂત્રને પરવર્તી આલંકારિકોએ વિવિધ રીતે સમજાવવાનો પ્રયત્ન કર્યો છે.

લલના આદિ આલંબન અને ઉદ્યાનાદિ ઉદ્દીપન વિભાવ રૂપ કારણથી ઉત્પન્ન થયેલો, કટાક્ષાદિ અનુભાવરૂપ કાર્યોથી પ્રતીતિયોગ્ય બનેલો, નિર્વેદાદિ વ્યભિચારી ભાવરૂપ સહકારી કારણોથી પુષ્ટ થયેલો, મુખ્યપણે રામાદિ મૂળ પાત્રોમાં (अनुकार्येषु) અને પછી એ મૂળ પાત્રોનું અનુકરણ કરતા નટોમાં સામાજિકોને પ્રતીત થતો રત્યાદિ સ્થાયીભાવ તે રસ એવો **ભટ્ટ લોલ્લટાદિ મીમાંસકોનો મત છે.**[૨૦] આ મત અનુસાર રસ રામસીતા કે દુષ્યન્તશકુન્તલા જેવાં મૂળ પાત્રોમાં યોગ્ય વિભાવાદિથી **ઉત્પન્ન** થાય છે, અને અનુસંધાનને બળે એમને રૂપિત કરતા નટોમાં સામાજિકોને એ (રસ) **પ્રતીત** થાય છે, અને એ પ્રતીતિથી સામાજિકોને આનંદ આવે છે. આ મતને **ઉત્પત્તિ અને પ્રતીતિવાદ** પણ કહે છે. અહીં રસ નટમાં ઉત્પન્ન થતો

૧૯ 'उक्तं हि भरतेन–विभावानुभावव्यभिचारिसंयोगाद्रसस्यानिष्पत्तिः'

—का. प्र. ४, २८ टीका

૨૦ 'विभावैर्ललनोद्यानादिभिरालम्बनोद्दीपनकारणैः स्थायी रत्यादिको भावो **जनितो**ऽनुभावैः कटाक्षभुजाक्षेपप्रभृतिभिः कार्यैः प्रतीतियोग्यः कृतो, व्यभिचारिभिर्निर्वेदादिभिः सहकारिभिरुपचितो मुख्यया वृत्त्या रामादावनुकार्ये, तद्रूपतानुसंधानान्नर्तकेऽपि प्रतीयमानो रस इति भट्टलोल्लटप्रभृतयः ।

—का. प्र. ४, २८ टीका

જણાવ્યો છે; સામાજિકના હૃદયમાં રસનો અનુભવ થવાનું કહ્યું નથી; જે વસ્તુસ્થિતિથી ઊલટું છે.

**નૈયાયિક શ્રી શંકુક** ભટ્ટ લોલ્લટના ઉત્પત્તિ અને પ્રતીતિવાદનો વિરોધ કરે છે. પ્રથમ તો રામાદિ મૂળ પાત્રોમાં ઉત્પન્ન થતા રત્યાદિ સ્થાયીભાવની પ્રતીતિથી સામાજિક કે પ્રેક્ષકોને શી રીતે આનંદ આવે ! અને સ્થાયીભાવ એ જો વિભાવાદિનું કાર્ય કે પરિણામ હોય તો એ (સ્થાયીભાવ) વ્યવહારમાં જેમ કારણ જતાં પણ કાર્ય રહે છે તેમ વિભાવાદિ ન હોય ત્યારે પણ પ્રતીત થવો જોઇએ. આ રીતે ભટ્ટ લોલ્લટના ઉત્પત્તિવાદની અસંગતિ શ્રી શંકુક દર્શાવે છે.

**શ્રી શંકુકનો મત** એવો છે કે ચિત્રતુરગન્યાયથી[21] મૂળ પ્રકૃતિરૂપ ભાસતા નટમાં એની અભિનયકલાના કૌશલથી અકૃત્રિમ લાગતા વિભાવાદિ કારણોથી ગમ્ય થતો ( અનુમાન કરાતો ) રત્યાદિ સ્થાયીભાવ તે રસ.[22] નટ એ મૂળ પ્રકૃતિ નથી છતાં તત્કાલ તો એ મૂળ પ્રકૃતિ રૂપ જ સામાજિકને લાગે છે, અને એના અભિનયકૌશલથી એણે પ્રકાશિત કરેલા વિભાવાદિક પણ સ્વાભાવિક લાગે છે. વાસ્તવિક રીતે નટમાં સ્થાયી ભાવ નથી, છતાં એના અભિનયકૌશલથી એણે પ્રદર્શિત કરેલા વિભાવાદિથી નટમાં સ્થાયીભાવ છે એવું સામાજિકને અનુમાન થાય છે. વસ્તુના સૌન્દર્યબલથી આનંદ આપતું એ અનુમાન તે રસ. આ નૈયાયિકોનો અનુમિતિવાદ.

અભિનવગુપ્તના ગુરુ (उपाध्यायाः) **ભટ્ટ તોત** શ્રી શંકુકના અનુકૃતિ

---

૨૧. ચિત્રના ઘોડાને 'આ ઘોડો છે' ( સમ્યક પ્રતીતિ ), 'આ ઘોડો નથી' ( મિથ્યા પ્રતીતિ ), 'આ ઘોડો હોય કે ન હોય' ( સંશય પ્રતીતિ ), અને 'આ ઘોડા જેવું (પ્રાણી) છે' (સાદૃશ્યપ્રતીતિ) એમ ન કહેવાય, છતાં ચિત્રના ઘોડાને જે રીતે ઘોડો કહીએ છીએ તેવી રીતે રામાદિ મૂળ પ્રકૃતિની ભૂમિકા લેનાર નટોને તત્કાલ પૂરતા રામાદિ માની લઇએ છીએ.

૨૨ '...चित्रतुरगादिन्यायेन रामोऽयमिति प्रतिपत्त्या ग्राह्ये नटे...नटेनैव प्रकाशितैः कार्यकारणसहकारिभिः ...गम्यगमकभावरूपादनुमीयमानो... रत्यादिभावः ...रस इति श्री शङ्कुकः ।' का. प्र. ४

અને અનુમિતિવાદનું ખંડન કરે છે. નટ જેનો અભિનય કરે છે તે વિભાવાદિ જડ અને ચક્ષુગ્રાહ્ય છે. એમાંથી રત્યાદિ મનોગ્રાહ્ય ચિત્તવૃત્તિનું અનુમાન શી રીતે થઇ શકે? તાત્ત્વિક રીતે તો નટ રૂપિત કરે છે તે સ્થાયી ભાવ મૂળ પ્રકૃતિના છે. એમનો નટને કદીએ પ્રત્યક્ષ પરિચય નથી, તો એમના સ્થાયી ભાવનું અનુકરણ નટ કયી રીતે કરી શકે? આ રીતે તો નટે દર્શાવેલા, વિભાવાદિ કૃત્રિમ ઠરે, અને એમાંથી અનુમાન સંભવે નહીં. વળી વ્યવહારમાં જો પ્રત્યક્ષ અનુભાવથી આનંદ આવતો હોય તો કાવ્યનાટકમાં કેવળ અનુમિતિથી આનંદ શી રીતે થાય? આ છેલ્લી અનુમિતિવાદ વિરુદ્ધ સૌથી મહત્ત્વની દલીલ છે. ભટ્ટ તોતનો પોતાનો રસનિષ્પત્તિ વિષેનો સિદ્ધાન્ત અભિનવગુપ્તે આપ્યો નથી.

**સાંખ્યવાદી ભટ્ટ નાયક**ના મત પ્રમાણે રસ પ્રતીત પણ થતો નથી, ઉત્પન્ન પણ થતો નથી, અભિવ્યકત પણ થતો નથી. રસની પ્રતીતિ જો રામાદિક મૂળ પ્રકૃતિમાં માનીએ તો એ હયાત નથી એટલે વિભાવાદિક એમનાં શી રીતે ગણાય? અનુકરણ કરનાર નટમાં પ્રતીતિ ન થાય, કારણ કે એ મૂળ પ્રકૃતિથી ભિન્ન હોઈ એણે રૂપિત કરેલાં વિભાવાદિ કૃત્રિમ છે. નટનાં પોતાનાં જ વિભાવાદિ માનીએ તો પણ તેથી તટસ્થ સામાજિકને આનંદ શી રીતે આવે અને રસપ્રતીતિ કેમ થાય? વ્યવહારમાં કોઇ સ્ત્રીપુરુષનાં રત્યાદિ જોઇને માણસને રત્યાદિની પ્રતીતિ ન થતાં લજ્જા, સ્પૃહા વગેરે વૃત્તિઓ થાય છે. સામાજિકોને પોતાને વિષે, પોતાને અવલંબીને પણ રસપ્રતીતિ થતી નથી, કારણ કે કાવ્યાદિકમાં નિરૂપિત વિભાવાદિ એના પોતાના નથી.

આ રીતે ઉત્પત્તિવાદ અને અનુમિતિવાદનું ખંડન કરીને ભટ્ટ નાયક પોતાનો મત આપે છે. એ કાવ્યના ત્રણ વ્યાપાર કલ્પે છેઃ અભિધા (જેમાં લક્ષણાનો એ સમાવેશ કરે છે), જેના વડે કાવ્યનો અર્થ સમજાય છે; ભાવકત્વ વ્યાપાર કે સાધારણીકરણ, જેના વડે સ્થાયીભાવ વ્યક્તિના અવલંબનથી મુકત બની કેવળ સાધારણ અમૂર્ત ભાવરૂપે (કોઇ પણ વ્યકિતનો ભાવ નહીં, પણ માત્ર

અશરીર, અમૂર્ત ભાવરૂપે) સામાજિકના ચિત્તમાં વ્યાપી રહે છે; અને ભોગ કે ભોજકત્વ વ્યાપાર, જેનાથી સાધારણીકૃત સ્થાયીભાવનો ભોગ કે આસ્વાદ થાય છે. આ ભોગવ્યાપારને એ સત્ત્વગુણના ઉદ્રેકથી દીપ્ત અને આનંદપૂર્ણ પ્રજ્ઞાની વિશ્રાન્તિ, લયરૂપ સ્થિતિની સાથે (પરબ્રહ્મના આસ્વાદની સ્થિતિ સાથે) સરખાવે છે. એ ચિત્તના અન્ય વ્યાપારો અનુભવ, સ્મૃતિ આદિથી વિલક્ષણ અને અલૌકિક છે. આ સાંખ્યવાદીઓનો ભુક્તિવાદ છે.

**આચાર્ય અભિનવગુપ્ત** ભટ્ટનાયકના મતનું ખંડન કરી પોતાનો **અભિવ્યક્તિવાદ** નીચે પ્રમાણે સ્થાપિત કરે છે, જેને મમ્મટાદિ આલંકારિકો સ્વીકારે છે. અભિનવગુપ્ત પ્રતીતિ કે જ્ઞાનથી વિલક્ષણ એવો ભોગવ્યાપાર સ્વીકારતા નથી. ભોગ એ પણ એક પ્રકારની, ભલે અલૌકિક સ્વરૂપની પણ, પ્રતીતિજ છે.

આજ પ્રમાણે એ ઉત્પત્તિવાદ અને અનુમિતિવાદનો પણ અસ્વીકાર કરે છે. રસ વિભાવાદિના કાર્યરૂપે ઉત્પન્ન થતો હોય તો વિભાવાદિ અદૃશ્ય થતાં પણ એ રહેવો જોઈએ. વિભાવાદિથી જ્ઞાત થતો હોય તો એનું સદૈવ અસ્તિત્વ રહેવું જોઈએ.[૨૪]

અભિનવગુપ્તનો પોતાનો સિદ્ધાન્ત આ પ્રમાણે છે. કાવ્યના શબ્દાદિ અને નટના અભિનયાદિ એ વિભાવાદિના વાચ્યાર્થ છે. એ વાચ્યાર્થરૂપ વિભાવાદિકમાંથી વ્યંજનાથી સ્થાયીની પ્રતીતિ થાય છે. સ્થાયીભાવનું અનુમાન કરવામાં કુશલ એવા રસિક સામાજિકોને સાધારણ (અમૂર્ત, અવ્યક્તિગત) રૂપે પ્રતીત થયેલા વિભાવાદિથી અભિવ્યક્ત થયેલો, સામાજિકોના હૃદયમાં વાસનારૂપે રહેલો સ્થાયી ભાવ (તેની ચર્વણા,

૨૩ 'न ताटस्थ्येन नाऽत्मगतत्वेन रसः प्रतीयते नोत्पद्यते नाभिव्यज्यतेऽपि तु काव्ये नाटये चाभिधातो द्वितीयेन विभावादिसाधारणीकरणात्मना भावकत्वव्यापारेण भाव्यमानः स्थायी सत्त्वोद्रेकप्रकाशानन्दमयसंविद्विश्रान्तिसतत्त्वेन भोगेन भुज्यते इति भट्टनायकः' —का. प्र. ४

૨૪ 'सच न कार्यः। विभावादिविनाशेऽपि तस्य संभवप्रसङ्गात्। नापि ज्ञाप्यः। सिद्धस्य तस्यासंभवात्।' —का. प्र. ४.

આસ્વાદ) તે રસ.[૨૫] આ સામાજિકોને સ્થાયીની પ્રતીતિ કરાવતી અનુમાનપ્રક્રિયા સામાન્ય અનુમાનથી વિલક્ષણ છે, કારણ કે સામાન્ય અનુમાન એ પરોક્ષ વ્યાપ્તિજ્ઞાન છે, જ્યારે આ (રસની) અનુમાનપ્રક્રિયા સાક્ષાત્કારરૂપ અને આહ્લાદક છે. જગતનાં કાર્યકારણાદિ પ્રાકૃત સ્વરૂપનાં હોય છે, ત્યારે કાવ્યનાં વિભાવાદિ સૌન્દર્યપૂર્ણ હોઇ સામાજિકના ચિત્તને સૌન્દર્યજનિત આનંદથી ભરી દે છે. એ તટસ્થ-પણે નહીં પણ હૃદયસંવાદથી (હૃદયની તલ્લીનતાથી) અનુભવાય છે. સામાજિકની બુદ્ધિમાં એ સંયોગ પામતાં સામાજિકને સ્થાયીની અલૌકિક નિર્વિઘ્ન સંવિત્તિ (જ્ઞાન, પ્રતીતિ) રૂપ ચર્વણા થાય છે તે રસ.

અભિનવગુપ્ત સાધારણીકરણપ્રક્રિયા સ્વીકારતા લાગે છે. સામાજિકને વિભાવાદિ પોતાના કે પરપક્ષીના કે તટસ્થના ન જણાતાં સાધારણરૂપે, અમૂર્ત રૂપે (વ્યક્તિવિશેષના અવલંબન વિના) પ્રતીત થાય છે. સાધારણીકૃત થતાં દેશકાલના ઉલ્લેખો ગલિત થાય છે, અંગતસુખાદિની વિવશતા વગેરે બુદ્ધિનાં વિઘ્નો દૂર થાય છે, અને સ્થાયી ખૂબ પુષ્ટ થાય છે, જેની નિર્વિઘ્ન (દેશકાલની કે અંગત સુખદુઃખાદિની મર્યાદાઓ રહિત) પ્રતીતિરૂપ ચર્વણા એ રસ. જેટલો સમય વિભાવાદિ પ્રત્યક્ષ છે તેટલો કાલ એ ચર્વણા ચાલે છે અને રસ અનુભવાય છે.[૨૬] જેમ જુદાં જુદાં દ્રવ્યોમાંથી બનેલું કોઇ મધુર પેય એનાં ઘટકતત્ત્વોથી વિલક્ષણ એવો સ્વાદ આપે છે, તેમ રસ વિભાવાદિથી વિલક્ષણ, અલૌકિક એવો આસ્વાદ અર્પે છે, જે યોગીઓના આનંદાનુભવથી વધી જાય છે. આવો અનુભવ સર્વ સહૃદયને સમાન રીતે થાય છે. આ અનુભવ અંગતસુખાદિથી અબાધિત એવી સ્થાયીભાવની નિર્વિઘ્ન પ્રતીતિમાંથી ઉદ્ભવે છે.

**સંક્ષેપમાં** અભિનવગુપ્તનો મત આમ દર્શાવી શકાય. લોકમાં

---

૨૫ 'स्थाय्यनुमानेऽभ्यासपाटववतां...साधारण्येन प्रतीतैः (विभावादिभिः) अभिव्यक्तः सामाजिकानां वासनात्मतया स्थितः स्थायी रत्यादिकः ... शृङ्गारादिको रसः।' का. प्र. ४

२६ 'चर्व्यमाणतैकप्राणो विभावादिजीवितावधिः ...(रसः)'—का.प्र. ४

જે કારણાદિ તેજ કાવ્યમાં સ્થાયીભાવનાં વિભાવાદિ બને છે. એ સાધારણીકૃત સ્વરૂપે સ્થાયીનું અનુમાન કરવામાં કુશલ એવા સામાજિકોને સ્થાયીની નિર્વિઘ્ન પ્રતીતિ કરાવે છે, જેથી સામાજિકોના પોતાના અંતરમાં સંસ્કાર કે બીજરૂપે રહેલો સ્થાયીભાવ જાગૃત (અભિવ્યકત) થાય છે. એ જાગૃત થયેલા સ્થાયીભાવની ચર્વણા કે અનુભવ તે રસ. એ રસ બ્રહ્માસ્વાદ જેવો અલૌકિક છે. જેમના હૃદયમાં સ્થાયીભાવના સંસ્કાર કે વાસના નથી તેને રસનો અનુભવ થતો નથી. ઉદાહરણ તરીકે વિરકત મુમુક્ષુજનના હૃદયના રત્યાદિ ભાવો શાન્ત થયા હોવાથી એને શૃંગારનો અનુભવ થતો નથી.

આ રીતે રસની નિષ્પત્તિ સમજાવવાને ભિન્ન ભિન્ન સિદ્ધાન્તો સ્થાપિત થયા છે. ભટ્ટ લોલ્લટ અને શંકુકે સ્થાયી ભાવો, જે રામાદિ મૂળ પ્રકૃતિના છે તેનું કાવ્યનાટકાદિકમાં નટાદિ તો કેવળ અનુકરણ કરતા હોવા છતાં સામાજિકને સત્યવત્ ભાસે છે તેના કારણ સંબંધે વિચાર કર્યો છે. સામાજિકને કયા વ્યાપારથી આનંદ થાય છે એ પ્રશ્નનો એમણે સ્પર્શ કર્યો નથી. પણ અનુકાર્ય (રામાદિ) અને અનુકારક (નટાદિક) નો એમણે જે સંબંધ માન્યો છે તે અયથાર્થ નથી. ભટ્ટ નાયકે સામાજિકના આનંદાનુભવનું મૂળ શોધતાં વિભાવાદિનું સાધારણીકરણ કાવ્યાદિના રસાસ્વાદમાં મહત્ત્વનું કારણ છે એમ દર્શાવ્યું છે. અભિનવગુપ્તે સામાજિકના રસાસ્વાદની પ્રક્રિયા વિષે વિશેષ વિચાર કર્યો છે. એમના મત પ્રમાણે સાધારણીકૃત સ્થાયીભાવની સામાજિકને નિર્વિઘ્ન પ્રતીતિ થવાથી એના અંતરમાં રહેલા એ એ ભાવના સુષુપ્ત સંસ્કારો જાગૃત થઇ એ ભાવની ચર્વણા (સ્વાનુભવ) થાય તે રસ.

એક દૃષ્ટિએ આ અભિપ્રાયો પરસ્પર અસંગત નથી. ભટ્ટ લોલ્લટ અને શંકુક વિભાવાદિનું મૂળ પ્રકૃતિમાંથી નટદ્વારા પ્રાકટ્ય જે રીતે દર્શાવે છે તે અવાસ્તવિક નથી. ભટ્ટ નાયક અને અભિનવગુપ્ત વિભાવાદિક સામાજિક શી રીતે ગ્રહણ કરે છે અને આનંદ પામે છે એ સાધારણીકરણ અને સુષુપ્ત આત્મસ્થ સ્થાયીભાવના ચર્વણાના સિદ્ધાન્ત વડે સમુચિત રીતે દર્શાવે છે. આમ આ સર્વ મતો રસનિષ્પત્તિમાં ભિન્ન

ભિન્ન અંગની સમીક્ષા કરે છે; એમને એકત્ર વિચારતાં રસનિષ્પત્તિની યથાસ્થિત કલ્પના કરી શકાય છે.

## ભાવ

દેવાદિ વિષે રતિ, અને વિભાવાદિથી વ્યક્ત થયેલો વ્યભિચારીભાવ **ભાવ** કહેવાય છે. અર્થાત્ દેવ, મુનિ, ગુરુ, પુત્ર, સુહૃદ્ વગેરે ઉપરની પ્રીતિ ભાવ કહેવાય. તેવીજ રીતે સ્થાયી ભાવ ગૌણ હોય અને વ્યભિચારીભાવ વિભાવાદિથી પુષ્ટ બની પ્રધાન બન્યો હોય તો તે ભાવ કહેવાય. સ્થાયીભાવો અપુષ્ટ રહી રસત્વને ન પામતા હોય તો તેમને પણ ભાવની સંજ્ઞા અપાય છે.[૨૭] ન્હાનાલાલનાં 'ગુરુદેવને' કે 'સ્તુતિનું અષ્ટક' જેવાં કાવ્યોને ભાવનાં ઉદાહરણ તરીકે ટાંકી શકાય.

हरस्तु किञ्चित् परिलुप्तधैर्यश्चन्द्रोदयारम्भ इवाम्बुराशिः ।
उमामुखे विम्बफलाधरोष्ठे व्यापारयामास विलोचनानि ॥

—कुमारसंभव ३, ६७

અહીં અપુષ્ટ સ્થાયી, કેવળ ભાવરૂપજ રહ્યો છે.

'સ્વામી નામ સપત્નીનૂં લવી જતાં સેજેજ ખીજી પૂરી
પાસૂં ફેરવી સૂતી શૂન્ય શયને તન્વંગી રોષે ભરી;
તેને રીઝવવા મથી બહુ રહે જ્યાં મૌન નેહી તહીં
'રૂઠયા શૂં પિયુજી ?' કરી ઝટ જુએ ને વાંકૂં વાળી સહી.'[૨૭અ]

અહીં 'ઔત્સુક્ય' નામનો વ્યભિચારી ભાવ નિરૂપિત થયો છે.

ભાવનો ઉદય થતો જેમાં વર્ણવ્યો હોય તેને **ભાવોદય** કહે છે. ઉપરના 'અમરુશતક'ના શ્લોકમાં ઔત્સુક્યનો ઉદય વર્ણવ્યો છે તેથી એ ભાવોદયનું ઉદાહરણ બને છે.

ઉત્પન્ન થયેલા ભાવની શાન્તિ જેમાં બતાવી હોય તેને **ભાવશાન્તિ** કહે છે.

'વ્હાલીના કુચકેરી ચંદનમયી છે છાપ છાઈ ઉરે,
તે પાયે પડી કાં મિષે તૂં મુજથી છૂપાવવાનૂં કરે ?

---

૨૭ काव्य प्रकाश ४, ३५–३६

૨૭अ અમરુશતકના 'एकस्मिन् शयने विपक्षरमणीनामग्रहे मुग्धया' ઈ૦ શ્લોકનું દિ. બ. કે. હ. ધ્રુવનું ભાષાન્તર.

કહેતાં એમ 'શું, શું ? કહીં, કહીં ?' વદી લેવા લૂંછી મેં છળે
તન્વી લીધ ભીડી ભુજે, ભુડી સુખે તે એ ભૂલી તે પળે.' ૨૮

અહીં કોપની પ્રિયતમના આલિંગનથી પ્રગટતા હર્ષ વડે શાન્તિ થતી વર્ણવી છે, તેથી એ ભાવશાન્તિનું ઉદાહરણ છે.

જેમાં બે પરસ્પર વિરુદ્ધ સ્વરૂપના ભાવો સ્પર્ધિભાવથી (એક બીજાના પ્રતિસ્પર્ધી તરીકે) સાથે આવ્યા હોય તેને **ભાવસંધિ** કહે છે. જેમકે,

'આવ્યો એ તપને પરાક્રમનિધિ ગર્વે ભર્યો, તેહના
વીરોત્સાહ તણો હુલાસ વળી સત્સંગેય આકર્ષતો;
શીતસ્નિગ્ધ, મયંક ચંદન સમું સીતાનુ આલિંગન,
મોદે ચેતનને હરી ફરી ફરી રોકે બીજી પાસથી.' ૨૯

એમાં પૂર્વાર્ધના આવેગભાવ અને ઉત્તરાર્ધના હર્ષભાવની સંધિ છે.

પૂર્વ પૂર્વના ભાવનો ઉપમર્દ કરી (ખસેડીને) એને સ્થાને ઉત્તર ઉત્તર ભાવ આવે ત્યારે એને **ભાવશબલતા** કહેવાય છે. જેમકે,

'કયાં આ આવું અકાર્ય ચન્દ્રકુલ કયાં દેખાય એ કયાં ફરી,
મારું છે શ્રુત દોષશાન્તિ કરવા, કોપેય કાન્તિ મુખે!
કહેશે શું ગતપાપ પુણ્યજન, કે સ્વપ્નેય એ દુર્લભ,
'ધીરું થા મન, કોણ એ અધરને પીશે સુભાગી યુવા!' ૩૦

અહીં વિતર્ક, ઔત્સુક્ય (પહેલું ચરણ), મતિ, સ્મરણ (બીજું ચરણ), શંકા, દૈન્ય (ત્રીજું ચરણ), ધૃતિ અને ચિન્તા (ચોથું ચરણ) ની શબલતા વર્ણવી છે.

---

૨૮. અમ. . . . . . तस्या : 'सान्द्राविलेपनस्तनयुगप्रश्लेषमुद्राङ्कितं' એ શ્લોકનું દિ. બ. કે. હ. ધ્રુવનું ભાષાન્તર.

૨૯. ભવભૂતિના 'મહાવીરચરિત'માંથી કાવ્યપ્રકાશકારે ઉદ્ધૃત કરેલા શ્લોકનું શ્રી. રામનારાયણ પાઠક અને રસિકલાલ પરિખનું ભાષાન્તર.

૩૦. જુઓ 'કાવ્યપ્રકાશ' પ્રથમ ભાગ, રામનારાયણ પાઠક અને રસિકલાલ પરિખ, પૃ. ૫૧.

## રસાભાસ અને ભાવાભાસ

અનુચિત રીતે પ્રવૃત્ત થયેલા રસ અને ભાવને **રસાભાસ** અને **ભાવાભાસ** કહે છે.[૩૧] ઉપનાયક વિષે, બહુ નાયકોમાં, પ્રતિનાયકમાં, અધમ પાત્રમાં નાયિકાની રતિ, કે નાયકાદિની મુનિપત્ની, ગુરુપત્ની પ્રત્યેની રતિ, એકનિષ્ઠ (એક પાત્ર રતિયુક્ત, અને બીજું ઉદાસીન એવી) રતિ, શૃંગારમાં અનુચિત હોઈ ત્યાં શૃંગારનો રસાભાસ છે. તેમ ગુરુ આદિ પ્રતિ કોપથી થતો રૌદ્ર, હીનપાત્રગત શાન્ત, ગુરુ આદિના ઉપહાસથી ઉદ્ભવતો હાસ્ય, બ્રહ્મવધાદિ માટેના ઉત્સાહથી થતો તેમજ અધમપાત્રગત વીર, ઉત્તમપાત્રગત ભયાનક એ સર્વ અનુચિત હોઈ તે તે રસના રસાભાસ છે.[૩૨] તેવીજ રીતે અનુચિત રીતે થતા વ્રીડા, ચિન્તા આદિ ભાવો એ ભાવાભાસ ગણાય છે.

'સ્તવું વામાક્ષી! કો, ક્ષણ ન ગમતું જે વિણ તને?
તજ્યા કેણે પ્રાણો રણમખ મહીં શોધતી તું જે?
અહો કેના એવા, શશિમુખિ! તું આલિંગન કરે?
તપસ્વી કો એવો, મદનનગરી! ધ્યાન તું ધરે?'[૩૩]

અહીં સ્ત્રી જુદા જુદા પુરુષોને અનુલક્ષીને જુદા જુદા વ્યાપારોમાં પ્રવૃત્ત થાય છે એથી એનું બહુકામુકત્વ (અનેક કામુકો હોવાપણું) રસાભાસનો વિષય બને છે. વળી,

---

૩૧. 'तदाभासा अनौचित्यप्रवर्तिताः।'—का. प्र. ४, ३६.

૩૨. 'अनौचित्यप्रवृत्तत्व आभासो रसभावयोः॥ २६२
उपनायकसंस्थायां मुनिगुरुपत्नीगतायां च।
बहुनायकविषयायां रतौ तथानुभयनिष्ठायाम्॥ २६३
प्रतिनायकनिष्ठत्वे तद्वदधमपात्रतिर्यगादिगते।
शृङ्गारेऽनौचित्यं रौद्रे गुर्वादिगतकोपे॥ २६४
शान्ते च हीननिष्ठे गुर्वाद्यालम्बने हास्ये।
ब्रह्मवधाद्युत्साहेऽधमपात्रगते तथा वीरे॥ २६५
उत्तमपात्रगतत्वे भयानके ज्ञेयमन्यत्र।—साहित्यदर्पण, ३

૩૩. 'કાવ્યપ્રકાશ' પ્રથમ ખંડ, અનુ૦ રામનારાયણ પાઠક અને રસિકલાલ પરીખ.

'રતિ પરહરિ નાથે, તેનું ન દુઃખ ધરૂં મને.
વિધિનૂં નિરમ્યું, જ્હેની માનૂં, મળે સુખ સર્વને.
બદલાઇ ગયા વ્હાલા, હોયે, અરે પણ એમને
નફ્ફટ હઇડૂં આ ન ભૂલેજ, એહ દહે મને.'[૩૪]

અહીં એકનિષ્ઠ (કેવળ નાયિકાગત) રતિથી શૃંગારનો આભાસ થાય છે.

નવે રસ એક એકથી ભિન્ન છે, છતાં ક્વચિત્ એક રસમાંથી બીજા રસની ઉત્પત્તિ છે, જેમકે રૌદ્રથી કરુણની, વીરથી અદ્ભુતની, બીભત્સથી ભયાનકની. આમ એકત્ર થયેલા રસોને રસસંકર કહે છે. રસોમાં કેટલોક પરસ્પર વિરોધ પણ છે; જેમકે શૃંગાર અને બીભત્સ, વીર અને ભયાનક, હાસ્ય અને કરુણ એ પરસ્પર વિરોધી રસો છે. વિરોધી રસોનું યુગપદ્ નિરૂપણ દોષ ગણાય. એવીજ રીતે એકબીજાથી વિરુદ્ધ ભાવાદિકનું નિરૂપણ પણ અનુચિત ગણાય છે.

# પ્રકરણ અઢારમું

## કાવ્યગુણ, કાવ્યદોષ, રીતિ, વૃત્તિ, ઇ૦

### ગુણ

મમ્મટે કાવ્યની વ્યાખ્યામાં ગુણનો ઉલ્લેખ કર્યો છે. કાવ્યપ્રકાશના આઠમા ઉલ્લાસમાં એ ગુણનું સવિસ્તર વિવેચન કરે છે. મમ્મટ ગુણનું સ્વરૂપ આ રીતે સમજાવે છે: "શૌર્યાદિ જેમ આત્માના ધર્મ છે, તેમ ગુણ કાવ્યના આત્મા (अङ्गिन्) ના ધર્મ છે. એ રસોનો ઉત્કર્ષ કરે છે (પુષ્ટ કરે છે, બહલાવે છે), અને રસ વિના એમનું અસ્તિત્વ સંભવતું નથી."[૧] શૌર્યાદિ ધર્મો આત્માના છે, બાહ્ય આકૃતિના નથી,

---

૩૪. અમરુશતકના 'सखि स सुभगो मन्दस्नेहो मयीति न मे व्यथा' એ શ્લોકનું દિ. બ. કે. હ. ધ્રુવનું ભાષાન્તર.

૧ ये रसस्याङ्गिनो धर्माः शौर्यादय इवात्मनः ।
उत्कर्षहेतवस्ते स्युरचलस्थितयो गुणाः ॥ का. प्र. ८, ६६

તેમ માધુર્યાદિ ગુણો રસના છે, વર્ણના નહિ.[૨] સમુચિત વર્ણરચનાથી એ વ્યકત થાય છે એ ખરું, પણ તેથી એ કેવળ વર્ણ ઉપર અવલંબતા ગણી શકાય નહીં.[૩]

ભરત[૪] વામન અને દંડી[૫] દસ કાવ્યગુણોનો ઉલ્લેખ કરે છે: શ્લેષ, પ્રસાદ, સમતા, સમાધિ, માધુર્ય, ઓજસ્, સૌકુમાર્ય, અર્થવ્યક્તિ, ઉદારતા અને કાન્તિ.[૬] ભરતનો ઉલ્લેખ સવિસ્તર નથી. વામન એ ગુણોને શબ્દના અને અર્થના એમ દ્વિવિધ સ્વરૂપના માને છે, અને અર્થના ગુણોને અલંકાર કહે છે. દંડી ગુણ અને અલંકાર વચ્ચે ભેદ પાડતા નથી, અને એમની ગુણ અને અલંકારની ચર્ચા સમગ્ર ગ્રંથને વ્યાપી લે છે. ભરત, વામન અને દંડી એના એજ દસ કાવ્યગુણોનો ઉલ્લેખ કરે છે, પણ એ ગુણોના એમના સ્વરૂપદર્શનમાં ભેદ છે. જેમકે, ઓજસ્‌ની વ્યાખ્યા નાટ્યશાસ્ત્ર પ્રમાણે "સમાસવાળાં વિવિધ વિચિત્ર પદોવાળી રચના"[૭], દંડી પ્રમાણે "સમાસબહુલ રચના"[૮], અને વામન અનુસાર "દઢબન્ધવાળી પ્રૌઢાર્થ રચના" છે.[૯] ભામહની માફક મમ્મટ ત્રણજ ગુણ – માધુર્ય, ઓજસ્ અને પ્રસાદ

---

૨ आत्मन एव हि यथा शौर्यादयो नाऽऽकारस्य तथा रसस्यैव माधुर्यादयो गुणा न वर्णानाम् । का. प्र. ८, ६६ वृत्ति

३ अतएव माधुर्यादयो रसधर्माः समुचितै र्वर्णैर्व्यज्यन्ते न तु वर्णमात्राश्रयाः । –का. प्र. ८, ६६ वृत्ति

४ श्लेषः प्रसादः समता समाधिर्माधुर्यमोजः पदसौकुमार्यम् ।
अर्थस्य व्यक्तिरुदारता च कान्तिश्च काव्यार्थगुणा दशैते ॥ ना. शा. १६,९२

५ काव्यादर्श १, ४०–१०१

૬ ભામહ (ઇ. સ. ૬૦૦) ત્રણજ ગુણ—પ્રસાદ, માધુર્ય અને ઓજસ્ સ્વીકારે છે.

७ समासवद्भिर्विविधै र्विचित्रैश्च पदैर्युतम्..तदोजः परिकीर्त्यते। ना.शा.१६,९९

८ ओजः समासभूयस्त्वम् ।

९ गाढबन्धत्वमोजः । ...अर्थस्य प्रौढिरोजः । ३–१७५

માન્ય રાખે છે;[૧૦] બાકીના કાંતો આમાં અંતર્ભાવ પામે છે, અથવા દોષત્યાગરૂપ નકારાત્મક સ્વરૂપના છે, અથવા તો જાતેજ દોષરૂપ છે.[૧૧]

ચિત્ત આહ્લાદ પામી દ્રવીભૂત બને તેને માધુર્ય કહે છે. એ સંભોગશૃંગારમાં, કરુણમાં, વિપ્રલંભશૃંગારમાં અને શાન્તમાં ઉત્તરોત્તર વિશેષ પ્રમાણમાં જોવામાં આવે છે. [૧૨]

ચિત્તને વિસ્તારનાર દીપ્તિમય (તેજસ્વી) સ્થિતિને ઓજસ્ કહે છે. એ વીરરસમાં, બીભત્સમાં અને રૌદ્રમાં ક્રમશઃ અધિક અને અધિક પ્રમાણમાં નજરે પડે છે. [૧૩]

સૂકાં લાકડાંમાં જેમ અગ્નિ પ્રસરે અથવા સ્વચ્છ જલ જેમ સહસા સર્વત્ર પ્રસરી જાય, તેમ ચિત્તને વ્યાપી દેતો, અને સર્વ રસ અને સર્વ રચનામાં રહેલો તે પ્રસાદ ગુણ છે.[૧૪]

વર્ણ, સમાસ, અને રચના ગુણને વ્યક્ત કરે છે. ટવર્ગ સિવાયના સ્પર્શ વ્યંજનો ( क् થી म् સુધીના ) પોતાના વર્ગના અનુનાસિક સાથે સંયોગ પામેલા, હ્રસ્વસ્વર યુક્ત રેફ ( र કાર ) અને ण કાર એટલા વર્ણો, સમાસરહિતતા કે મધ્યમ સમાસ અને મધુર સુકુમાર રચના—એ માધુર્ય ગુણના વ્યંજક છે.[૧૫]

---

૧૦ माधुर्यौजःप्रसादाख्यास्त्रयस्ते न पुनर्दश । का. प्र. ८, ६८

૧૧ केचिदन्तर्भवन्त्येषु दोषत्यागात्परे श्रिताः ।
अन्ये भजन्ति दोषत्वं कुत्रचिन्न ततो दश ॥ का. प्र. ८, ७२

૧૨ आल्हादकत्वं माधुर्यं शृङ्गारे द्रुतिकारणम् ॥
करुणे विप्रलम्भे तच्छान्ते चातिशयान्वितम् । का. प्र. ८, ६८, ६९

૧૩ दीप्त्यात्मविस्तृतेर्हेतुरोजो वीररसस्थिति ॥
बीभत्सरौद्ररसयोस्तस्याधिक्यं क्रमेण च । का. प्र. ८, ६९, ७०

૧૪ शुष्केन्धनाग्निवत्स्वच्छजलवत् सहसैव यः ॥
व्याप्नोत्यन्यत्प्रसादोऽसौ सर्वत्र विहितस्थितिः । का. प्र. ८, ७०, ७१

૧૫ का. प्र. ८, ७४. માધુર્ય ગુણના નિદર્શન તરીકે સંસ્કૃતમાં ગીતગોવિંદ અને અર્વાચીન ગૂજરાતીમાં ન્હાનાલાલ, લલિત, કાન્ત વગેરેની કવિતા દર્શાવી શકાય.

વર્ગીય પ્રથમ વ્યંજન અને તૃતીય વ્યજનનો દ્વિતીય અને ચતુર્થ સાથે સંયોગ, ર્ ની સાથે કોઈ પણ વર્ણનો સંયોગ, એ સમાન વર્ણનો સંયોગ (અર્થાત્ દ્વિર્ભાવ) ણ-કાર સિવાયના ટ-વર્ગના વ્યંજનો, શ-ષ, દીર્ઘ સમાસ અને ઉદ્ધત રચના ઓજસ્ ગુણ વ્યક્ત કરે છે.[૧૬]

સાંભળતાં વારજ શબ્દમાંથી અર્થપ્રતીતિ થાય તેવી રચના પ્રસાદગુણ વ્યક્ત કરે છે, અને તે સર્વ રસ અને રચનામાં સામાન્ય હોય છે. [૧૭]

કોઇકવાર વક્તા, વાચ્ય કે પ્રબન્ધ સ્વરૂપને કારણે અન્ય પ્રકારની રચના પણ ઇષ્ટ ગણાય. [૧૮] જેમકે, ભીમસેનાદિ વક્તાની ઉક્તિમાં ઉદ્ધત રચના સ્વાભાવિક ગણાય; જો કે સામાન્ય રીતે ક્રોધનું કારણ ન હોય ત્યાં, અને વિશેષતઃ અભિનેય કાવ્યમાં સમાસબહુલ ઉદ્ધત રચના પ્રતિકૂલ ગણાય. તેવીજ રીતે મહાન રાક્ષસનું મરણ વર્ણવતાં વાચ્યની વિશેષતાને કારણે ઉદ્ધત રચના અનુચિત ન ગણાય. પ્રબંધસ્વરૂપને કારણે પણ રચનામાં ફેરફાર થાય. જેમકે આખ્યાયિકામાં શૃંગાર વર્ણવતાં પણ કોમલ વર્ણો ન આવે, કથામાં રૌદ્રના નિરૂપણમાં પણ અત્યંત ઉદ્ધત રચના પ્રશસ્ત ન ગણાય, અને નાટકાદિ અભિનેય રચનાઓમાં રૌદ્રમાં પણ લાંબા સમાસો અનુચિત ગણાય.[૧૯]

---

૧૬ का. प्र. ૮, ૭૫. ઉદાહરણ તરીકે પ્રેમાનંદના ઓખાહરણ, અને રણયજ્ઞના વીરરસપ્રધાન ખંડો, હરિલાલ ધ્રુવનું 'વિકરાલ વીર કેસરી', મેઘાણી ઉમાશંકર સુંદરમ્ આદિ અર્વાચીન કવિઓનાં સ્વાતંત્ર્યયુદ્ધવિષયક કાવ્યો અને વીરગાથાઓ ગ્રથિત કરતાં ખંડકાવ્યો, ઇ૦.

૧૭ श्रुतिमात्रेण शब्दात्तु येनार्थप्रत्ययो भवेत् ।
साधारणः समग्राणां स प्रसादो गुणो मतः ॥ –का. प्र. ८, ७६.

૧૮ वक्तृवाच्यप्रबन्धानामौचित्येन क्वचित्क्वचित् ।
रचनावृत्तिवर्णानामन्यथात्वमपीष्यते ॥ का. प्र. ८, ७७

૧૯ तथाहि आख्यायिकायां शृङ्गारेऽपि न मसृणवर्णादयः । कथायां रौद्रेऽपि नात्यन्तमुद्धताः । नाटकादौ रौद्रेऽपि न दीर्घसमासादयः ।
–का. प्र. ८, ७७ वृत्ति.

## રસ ગુણ અને અલંકારનો સંબંધ

આગળ ચર્ચા કરી તેમ શૌર્યાદિ આત્માના ગુણ છે તેમ માધુર્યાદિ રસના ગુણો છે. રસનો અલંકાર સાથેનો સંબંધ મમ્મટ આ રીતે વર્ણવે છે. ' કાવ્યમાં રસ હોય તો અનુપ્રાસ ઉપમા આદિ શબ્દ અને અર્થના અલંકારો એને શબ્દાર્થદ્વારા ( अङ्गद्वारेण ) કેટલીક વાર શોભાવે છે જેમ હાર આદિ અલંકારો ( અંગસૌન્દર્ય વધારીને તે દ્વારા દેહીને, આત્માને શોભાવે ) તેમ.'[20] અર્થાત્ જેમ હારાદિ આભૂષણો કંઠાદિ અંગોની શોભા વધારીને દેહીના ( આત્માના )[21] સૌન્દર્યમાં વૃદ્ધિ કરે, તેમ અનુપ્રાસાદિ શબ્દાલંકારો શબ્દસૌન્દર્યદ્વારા, અને ઉપમાદિ અર્થાલંકારો અર્થસૌન્દર્યદ્વારા, કાવ્યના અંગી ( કાવ્યના આત્મારૂપ ) રસનો ઉત્કર્ષ કરે છે ( અલંકૃત કરે છે ). જ્યાં રસ ન હોય ત્યાં અલંકારથી કેવળ ઉકિતવૈચિત્ર્ય ઉત્પન્ન થાય છે. કવચિત્ રસ હોય છતાં અલંકારો એને પોષતા નથી.

આમ શબ્દ અને અર્થ એ કાવ્યશરીરનાં અંગો છે, અલંકારો એ કાવ્યશરીરનાં આભૂષણ છે, ગુણો એ કાવ્યશરીરમાં વસતા ચેતનરૂપ આત્માના ( શૌર્યાદિ જેવા ) ધર્મો છે, અને રસ એ કાવ્યનો આત્મા છે.

રસ અને ગુણનો નિત્યસંબંધ છે. રસમાં બહુધા એને ઉપકારક ગુણો રહેલા મળી આવે છે. અલંકાર અને રસની વચ્ચે એવો નિત્ય સંબંધ નથી. સમુચિત ગુણોથી રસનો ઉત્કર્ષ થાય છે. અલંકાર હંમેશા ગુણોના ઉપકારક હોતા નથી. ગુણોનો રસ સાથે પ્રત્યક્ષ સંબંધ છે, ત્યારે અલંકાર શબ્દાર્થ દ્વારા કેટલીક વાર રસને ઉપકારક થાય છે. આથી ગુણમાં રસનો ઉત્કર્ષ કરવાનું જેટલું સામર્થ્ય છે, તેટલું અલંકારમાં સંભવતું નથી. આ રીતે મમ્મટ ગુણ અને અલંકાર વચ્ચેની ભેદરેખા સ્પષ્ટ કરે છે.

---

૨૦ उपकुर्वन्ति तं सन्तं येऽङ्गद्वारेण जातुचित् ।
हारादिवदलङ्कारास्तेऽनुप्रासोपमादय : ॥ का. प्र. ८, ६७

૨૧ અહીં ' દેહી ' થી ' વ્યકિતત્વ ' સમજીએ તો અર્થ વધારે સ્પષ્ટ થશે.

# રીતિ

ગુણની સાથે રીતિનું વિવેચન સંકળાયેલું છે. દંડી શ્લેષ, પ્રસાદાદિ દસ ગુણોને વૈદર્ભ માર્ગ કે રીતિના પ્રાણ ગણે છે, જ્યારે એ ગુણોથી ઊલટાં લક્ષણો ગૌડી રીતિનું ઉદાહરણ છે.[૨૨] વામન રીતિને કાવ્યનો આત્મા માને છે અને પદરચનાની વિશિષ્ટતાને રીતિ કહે છે. એ ત્રણ રીતિ–વૈદર્ભી, ગૌડીયા અને પાંચાલી–નો ઉલ્લેખ કરે છે. વૈદર્ભીમાં દસેય ગુણનો સમાવેશ થાય છે, ત્યારે ગૌડીમાં ઓજસ્ અને કાન્તિ ગુણ અને પાંચાલીમાં માધુર્ય અને સૌકુમાર્ય હોય છે. વિદર્ભ ગૌડ પાંચાલાદિ દેશોમાં કવિઓની રચનામાં યથાર્થ સ્વરૂપે પ્રગટ થવાથી એ રીતિઓનાં વૈદર્ભી આદિ નામો પડયાં છે. રુદ્રટ ચોથી 'લાટીયા' રીતિનો ઉલ્લેખ કરે છે. ભોજ આ ચાર ઉપરાંત આવન્તી અને માગધી રીતિ ગણાવે છે. રાજશેખર 'કાવ્યમીમાંસા'માં વામનને અનુસરીને વૈદર્ભી, પાંચાલી, અને ગૌડી રીતિઓનો ઉલ્લેખ કરે છે, પણ 'કર્પૂરમંજરી'માં એ માગધી (मागही), પાંચાલી (पञ्चालिआ) અને 'વચ્છોમી' (वत्समयी ?—વત્સદેશની ?) એમ ત્રણ પ્રકારની રીતિ ગણાવે છે. સામાન્ય રીતે આલંકારિકો વામને નિર્દેશેલી ત્રણ રીતિઓજ સ્વીકારે છે.

મમ્મટ એમને ઉપનાગરિકા (=વૈદર્ભી), પરુષા (=ગૌડી) અને કોમલા (=પાંચાલી) કહે છે. માધુર્યગુણવ્યંજક વર્ણોથી ઉપનાગરિકા, ઓજસ્ ગુણ વ્યક્ત કરતી રચનાથી પરુષા, અને શેષ કે બાકીના વર્ણોથી કોમલા બને છે.[૨૩]

---

૨૨ इति वैदर्भमार्गस्य प्राणा दश गुणाः स्मृताः ।
एषां विपर्ययः प्रायो दृश्यते गौडवर्त्मनि ॥ काव्यादर्श, १, ४२

૨૩ माधुर्यव्यञ्जकैर्वर्णैरुपनागरिकोच्यते ।
ओजःप्रकाशकैस्तैस्तु परुषा, कोमला परैः ॥ का. प्र. ९, ८०, ८१
केषांचिदतो वैदर्भीप्रमुखा रीतयो मताः ।

વાગ્ભટ અને વિદ્યાનાથ વૈદર્ભી ગૌડી પાંચાલી એ મૂળ નામથીજ રીતિનો વ્યવહાર કરે છે. વિશ્વનાથ ચોથી લાટી રીતિ પણ સ્વીકારે છે.[૨૪]

વિદ્યાનાથ અને વિશ્વનાથ અનુસાર માધુર્યવ્યંજકવર્ણોવાળી અલ્પ સમાસવાળી કે સમાસરહિતની લલિત રચના, જેમાં પારુષ્ય (કઠોરતા) કે શબ્દની કઠોરતા ન હોય તેને વૈદર્ભી રીતિ કહે છે. [૨૫] ઓજસ્ વ્યક્ત કરતા વર્ણોવાળી આડંબરી સમાસબહુલ રીતિ તે ગૌડી.[૨૬] ઉપરના બંને પ્રકાર સિવાયના વર્ણોવાળી, વૈદર્ભી અને ગૌડી બંનેનાં લક્ષણોવાળી, તે પાંચાલી રીતિ.[૨૭] વિશ્વનાથને મતે લાટી રીતિ એ વૈદર્ભી અને પાંચાલી વચ્ચેના સ્વરૂપની છે.[૨૮]

વિદ્યાધર તો સમાસવિનાની, સમગ્રગુણવાળી, વીણાથી પણ વધારે મધુરકોમલ, એવી વૈદર્ભી રીતિને જ સર્વોત્તમ ગણે છે.[૨૯]

---

२४ सा पुनः स्याच्चतुर्विधा ।
वैदर्भी चाथ गौडी च पाञ्चाली लाटिका तथा ॥ सा. द. ९, १–२.

२५ माधुर्यव्यञ्जकैर्वर्णै रचना ललितात्मिका ।
अवृत्तिरल्पवृत्तिर्वा वैदर्भी रीतिरिष्यते ॥ सा. द. ९, २–३
बन्धपारुष्यरहिता शब्दकाठिन्यवर्जिता ।
नातिदीर्घसमासा च वैदर्भी रीतिरिष्यते ॥ प्रतापरुद्र०

२६ ओजः प्रकाशकैर्वर्णैर्बन्ध आडम्बरः पुनः ॥
समासबहुला गौडी—। सा. द. ९, ३, ४.
ओजः कान्तिगुणोपेता गौडीयारीतिरिष्यते । प्रतापरुद्र०

२७ वर्णैः शेषैः पुनर्द्वयोः ।
समस्तपञ्चषपदो बन्धः पाञ्चालिका मता ॥ सा. द. ९, ४.
पाञ्चालीरीति वैदर्भी गौडीरीत्युभयात्मिका । प्रतापरुद्र०

२८ लाटी तु रीति वैदर्भीपाञ्चाल्योरन्तरे स्थिता ॥ सा. द. ९, ५

२९ अकृतसमासस्पर्शा समग्रगुणगुम्फितादिमा तत्र ।
एकैव जयति रीतिर्विदलितवीणाभिमानसर्वस्वा ॥ एकावली

# વૃત્તિ

ભરત નાટયશાસ્ત્રમાં નાટકની ચાર પ્રકારની વૃત્તિ ( અભિનયયુકત શબ્દરચના) દર્શાવી છે: ભારતી, સાત્વતી, કૈશિકી અને આરભટી.[૩૦] ભરતની આ પ્રતિપત્તિ દશરૂપકકાર ધનંજય, અને સાહિત્યદર્પણકાર વિશ્વનાથ સ્વીકારે છે. વિશ્વનાથ વૃત્તિ અને રસનો સંબંધ આવી રીતે વર્ણવે છે: શૃંગારમાં કૈશિકી, વીરમાં સાત્વતી, રૌદ્ર અને બીભત્સમાં આરભટી, અને સર્વત્ર (સર્વ રસમાં) ભારતી વૃત્તિ પ્રશસ્ત ગણાય છે. આ નાયકાદિને અવલંબીને રહેલી વૃત્તિઓ સર્વ નાટયરૂપોની જનની છે.[૩૧]

જેમાં અત્યંત સુકુમાર અર્થસંદર્ભ હોય, સ્ત્રીપાત્રોનું બાહુલ્ય હોય, પુષ્કળ નૃત્યગીત હોય, ચારુ વિલાસ હોય તે કૈશિકી વૃત્તિ. તે શૃંગાર અને કરુણમાં આવે છે,[૩૨] માયા, ઇન્દ્રજાલ, સંગ્રામ, ક્રોધની ઉદ્‌ભ્રાન્તિ આદિ ચેષ્ટાઓ અને વધ, બંધ, આદિના દર્શનથી આરભટી બને છે. આરભટી વૃત્તિમાં હમેશાં આવો અદ્‌ભુત સંદર્ભ હોય છે, [૩૩] અને એ રૌદ્રબીભત્સમાં પ્રગટ થાય છે. ઇષદ્‌મૃદુ ( સાધારણ સૌકુમાર્યયુકત ) સંદર્ભવાળી રચનાને ભારતી વૃત્તિ કહે છે, અને તે

---

३० भारती सात्वती चैव कैशिक्यारभटी तथा ।
चतस्रो वृत्तयो ह्येतास्तासु नाट्यं प्रतिष्ठितम् ॥ ना० शा०

३१ शृङ्गारे कैशिकी, वीरे सात्त्वत्यारभटी पुनः ।
रस रौद्रे च बीभत्से, वृत्तिः सर्वत्र भारती ॥
चतस्रो वृत्तयो ह्येताः सर्वनाट्यस्य मातृकाः ।
स्युर्नायकादिव्यापारविशेषा नाटकादिषु ॥ सा. द. ६, १२२-१२३

३२ या श्लक्ष्णनेपथ्यविशेषचित्रा स्त्रीसङ्कुला पुष्कलनृत्यगीता ।
कामोपभोगप्रभवोपचारा सा कैशिकी चारुविलासयुक्ता ॥ -सा.द. ६,१२४
अत्यर्थसुकुमारार्थसंदर्भा कैशिकी मता । प्रतापरुद्र०

३३ मायेन्द्रजालसंग्रामक्रोधोद्भ्रान्तादिचेष्टितैः ।
संयुक्ता वधबन्धाद्यैरुद्धतारभटी मता ॥ सा. द. ६, १३२-१३३
अत्यद्भुतार्थसंदर्भा वृत्तिरारभटी स्मृता ॥ प्रतापरुद्र०

કિંચિત્ સુકુમાર એવા હાસ્ય, શાન્ત અને અદ્ભુતમાં જણાય છે.[૩૪] કિંચિત્ પ્રૌઢ સંદર્ભવાળી રચનાને સાત્વતી વૃત્તિ કહે છે, જે વીર અને ભયાનકમાં પ્રગટ થાય છે.[૩૫]

ભોજ આમાં મધ્યમ આરભટી અને મધ્યમ કૈશિકી નામની બે વૃત્તિઓ ઉમેરે છે.

**વૃત્તિ અને રીતિ વચ્ચે ભેદ છે.** વૃત્તિ એ નાટ્યની રસ-પ્રકાશન પદ્ધતિ છે. એનો પ્રત્યક્ષ રીતે રસની સાથે સંબંધ છે—દૃશ્ય કાવ્યગત રસનું એ બાહ્ય દૃષ્ટિએ લક્ષાતું સ્વરૂપ છે. એથી ઊલટું રીતિ એ વિશિષ્ટ શબ્દરચના, એક પ્રકારની બાની છે. એનો રસની સાથે સંબંધ પરોક્ષ જ હોઇ શકે. મધુર કે ઓજસ્વી બનતી રચનાનું અંતિમ મૂલ્ય તો એની રસનિષ્પત્તિથી જ અંકાય છે. ધ્વનિકાર કહે છે તેમ રસને અનુરૂપ શબ્દાર્થનો ઉચિત વ્યાપાર તે વૃત્તિ છે, જ્યારે રીતિ તો કેવળ શબ્દાશ્રિત વ્યાપાર છે.

## પદમૈત્રી–શય્યા

પદોની અન્યોન્ય પરમ મૈત્રીને શય્યા કહે છે.[૩૬] મલ્લિનાથ 'એકાવલી' ઉપરની 'તરલ' નામની ટીકામાં એનું આ પ્રમાણે સ્પષ્ટીકરણ કરે છે. જે રચનામાં પદો એવાં સુઘટિત રીતે આવ્યાં હોય કે અર્થને હાનિ પહોંચાડયા વિના એમનામાં કોઈ પ્રકારનો ફેરફાર (परिवृत्ति) થઇ શકે નહીં કે સમાનાર્થ શબ્દો મૂકી શકાય (विनिमय) નહીં તેને શય્યા કહે છે.[૩૭] કાલિદાસ, ભવભૂતિ, મિલ્ટન[૩૮] આદિ મહાકવિઓની રચના આ પ્રકારની છે. એમની પદાવલીમાં એવું સૂક્ષ્મ

---

૩૪ ईषन्मृद्वर्थसंदर्भा भारती वृत्तिरिष्यते ॥ प्रतापरुद्र०

૩૫ ईषत्प्रौढार्थसंदर्भा सात्वती वृत्तिरिष्यते ॥ प्रतापरुद्र०

૩૬ या पदानां पराऽन्योन्यमैत्री शय्येति कथ्यते । प्रतापरुद्र०

૩૭ पदानां परिवृत्तिवैमुख्यं विनिमयासहिष्णुत्वम् । एतदेव मैत्री शय्येति चाख्यायते ॥ तरल०

૩૮ જુઓ મિલ્ટનના 'પેરેડાઇસ લોસ્ટ' વિષેનું એક વાક્ય : "Change the structure of the sentence, substitute one synonym for another, and the whole effect is destroyed."

સુકુમાર સૌન્દર્ય રહેલું છે કે જે અનુભવાય છે છતાં સ્પષ્ટ કળી શકાતું નથી. એમાં ફેરફાર કરવાનો પ્રયત્ન કરો ત્યારેજ એના સૌન્દર્યની અને ઔચિત્યની પ્રતીતિ થાય છે. ગૂજરાતીમાં કાન્તની રચનામાં ઉત્કૃષ્ટ સ્વરૂપની પદમૈત્રી નજરે પડે છે. પદમૈત્રી અથવા શય્યાનાં અન્ય ઉદાહરણો ન્હાનાલાલ, નરસિંહરાવ જેવા આગલી પેઢીના, અને સુંદરમ્ ઉમાશંકર જેવા અગ્રણી અર્વાચીન કવિઓમાંથી પણ મળશે. શય્યા એ સાચા કવિત્વના નિકષરૂપ છે.

### પાક

વિદ્યાધર રસને ઉચિત શબ્દાર્થઘટનાને પાક કહે છે; કેટલાક શ્રુતિમધુર પદરચનાને પાક કહે છે; તો અન્ય આલંકારિકો પદોની મૈત્રીને જ ('પરિવૃત્તિવિમુખતા' નેજ) પાકનું નામ આપે છે. [૩૯] સતત પ્રયત્નશીલ કવિની વાણી પાકને પામે છે. વિદ્યાનાથ અર્થ-ગાંભીર્યને પાક કહે છે, અને એના બે પ્રકાર દર્શાવે છે: દ્રાક્ષાપાક અને નારિકેલપાક. સર્વત્ર અંતરમાં અને બહાર રસ સ્ફુરી રહે તે દ્રાક્ષાપાક અને જેમાં અંતર્ગૂઢ રસ રહ્યા હોય તે નારિકેલપાક. [૪૦] પ્રાસાદિક કવિઓની મધુર પદાવલીમાં દ્રાક્ષાપાક રહેલો હોય છે. જયદેવનું ગીતગોવિંદ, કાલિદાસનાં મેઘદૂત, રઘુવંશ, શકુન્તલા, ભવભૂતિનું ઉત્તરરામચરિત વગેરે આ પ્રકારના પાકનાં ઉદાહરણ છે. ગૂજરાતી કવિતામાં પ્રેમાનંદ, દયારામ આદિ મધ્યકાલીન, અને કલાપી, નરસિંહરાવ આદિ અર્વાચીન કવિઓમાં આ પ્રકારના પાકનું સ્વરૂપ જણાય છે.

પ્રૌઢ, અર્થગર્ભ સંકુલ બાનીવાળા કવિઓની રચનામાં નારિકેલ

---

३९ पाकस्तु रसोचितशब्दार्थनिबन्धनम् ॥ श्रवणरससुधास्यन्दिनी पदव्युत्पत्तिः पाक इत्यन्ये । पदानां परिवृत्तिवैमुख्यं पाक इत्यपरे ॥–एकावली

४० अर्थगंभीरिमा पाकः स द्विधा हृदयंगमः ।
द्राक्षापाको नारिकेलपाकश्च प्रस्फुटान्तरौ ॥
द्राक्षापाकः स कथितो बहिरन्तःस्फुरद्रसः ।
स नारिकेलपाकः स्यादन्तर्गूढरसोदयः ॥ –प्रतापरुद्र०

પાક રહેલો હોય છે; માઘનું 'શિશુપાલવધ' શ્રીહર્ષનું 'નૈષધીયચરિત' વગેરે સંસ્કૃત મહાકાવ્યો, અને સુબન્ધુની "વાસવદત્તા" વગેરે કથાઓ અને મધ્યકાલીન ગૂજરાતી કવિતામાં અખાનાં કાવ્યો, અને અર્વાચીન કવિતામાં રા. બ. ક. ઠાકોરનાં કેટલાંક સોનેટો અને ઊર્મિકાવ્યો આ પ્રકારના પાકનાં ઉદાહરણ છે.

## સર રમણભાઈ નીલકંઠની રીતિચર્ચા : ભાવદર્શનરીતિ

રીતિને વામનાદિ આલંકારિકોએ અત્યંત મહત્ત્વ આપ્યું છે, એ રમણભાઇને માન્ય નથી. 'કવિતા અને સાહિત્ય' (વૉ–૧ લું) માં કવિતાના સ્વરૂપ સંબંધે વિવેચન કરતાં એ રીતિની નીચે પ્રમાણે ચર્ચા કરે છે.

રીતિ એ શબ્દરચનાની એક પ્રકારની વિશેષતા છે. શબ્દરચના અને રસને વસ્તુતઃ સંબંધ નથી. કાવ્યની ઉત્કૃષ્ટતા રસના ઉત્કર્ષ ઉપર અવલંબે છે, અને રસની ઉત્કૃષ્ટતા ભાવની ઉત્કૃષ્ટતા ઉપર આધાર રાખે છે. અનુકૂલ પદાવલી રસને ઉપકારક થાય છે, પણ એના (અનુકૂલ શબ્દઘટના) વિના પણ કાવ્યમાં રસ દ્વારા ચારુતા આવી શકે છે. કાન્તનાં ઘણાં કાવ્યોમાં ખાસ વિશિષ્ટ રૂપની ન કહી શકાય એવી પદાવલી છે; છતાં કાન્તની અદ્‌ભુત ચારુતાભરી ભાવનિષ્પત્તિને કારણે એમનાં કાવ્યોમાં અપ્રતિમ સૌન્દર્ય પ્રતીત થાય છે. સંસ્કૃત કાવ્યશાસ્ત્રમાં રીતિનું જે મહત્ત્વ છે, તે એના મુક્તક સ્વરૂપના વૈપુલ્યને કારણે છે. મુક્તક જેવા લઘુ કાવ્યરૂપમાં રસના ઉત્કર્ષ કરતાં શબ્દરીતિ અને અલંકારને સહજ જ વધારે અવકાશ રહે છે.

આમ રમણભાઈ રીતિનું મહત્ત્વ ન સ્વીકારતાં છતાં વર્ડ્ઝવર્થનો કાવ્યમાં છેકજ રોજીંદી ભાષા વાપરવાનો સિદ્ધાન્ત સ્વીકારતા નથી. એમના મત પ્રમાણે સરલ બાની કાવ્યને કોઇ રીતે પ્રતિકૂલ ન ગણાય છતાં પણ તદ્દન રોજીંદી વ્યવહારુ ભાષા તો કવિતામાં ન ચાલે. તેમ વળી અલંકૃત બાનીથી જ કાંઈ આપોઆપ સુંદર કવિતા બની જતી નથી.

રમણભાઇ રીતિને નવીન અર્થમાં ઘટાવે છે. એ ભાવદર્શનની રીતિનેજ ખરેખરી કવિત્વરીતિ ગણે છે. ભાવદર્શનરીતિ ભિન્ન ભિન્ન

રૂપની હોય. નરસિંહરાવ પ્રસંગ કે વિભાવને ભાવાનુકૂલ દર્શાવી અંતે ભાવનું સ્પષ્ટ દર્શન આપી કવિને સંતુષ્ટ કે અસંતુષ્ટ રાખી કાવ્ય સંપૂર્ણ કરે છે. એમનાં સામાજિક કાવ્યોમાં સહકારી ભાવનું દર્શન આપી, અનુભાવ વ્યંજિત કર્યા વિના, કાવ્યનું સમાપન થાય છે. કોઈક વાર પ્રકૃતિના કોઈ ચમત્કારિક દર્શનને સ્મૃતિમાં સંગ્રહી એનું ભાવોદ્દીપિત ચિત્ર આપે છે. કાન્તની ભાવદર્શનપદ્ધતિ વળી વિશિષ્ટ સ્વરૂપની છે. કાન્ત પ્રથમ સાદો પણ અદ્‌ભુત પ્રસંગ, પછી પ્રસંગથી સ્વતંત્ર એવું ભાવવ્યંજન, પછી પ્રસંગમાંથી ઉદ્‌ભવતું ભાવવ્યંજન, પછી પ્રસંગ એમ વિવિધ વર્ણનથી કાવ્યનો ઉલ્લાસ ક્રમશઃ કરી અંતે ભાવ થોડો સૂચવી બાકીનો ગૂઢ રાખી, ઇષ્ટ અનિષ્ટ સૂચવ્યા વિના સાદા પ્રસંગથી કાવ્ય સમાપ્ત કરે છે.

આમ રમણભાઇને મતે "શબ્દરીતિ અને વાક્યરીતિ અતિ ગૌણ છે, ખરેખરી રીતિ તો કવિત્વરીતિ છે. એ રીતિને રસના માત્ર આવિર્ભાવ સાથે સંબંધ નથી. રસની ઉત્પત્તિ કવિતાના ઉલ્લાસ, ભાવના ઉત્તરોત્તર ઉત્કર્ષ, એ સર્વ સાથે એ રીતિ જન્મથી જોડાયેલી છે. જ્યાં ઉત્તમ કાવ્ય ત્યાં એકાદ કવિત્વ રીતિ તો હોય જ; શબ્દરીતિ કે વાક્યરીતિ તો હોય કે ન હોય. અધમ કાવ્યમાં તો આ ગૌણ રીતિઓ જ હોવાની. કવિત્વરીતિ ત્યાં ન હોય." [૪૧]

આ રીતે રમણભાઇએ વિસ્તારથી રીતિનું વિવેચન કર્યું છે. એમાં રમણભાઇએ શબ્દરચનાની રીતિને ભાવદર્શનરીતિ સાથે ગૂંચવી દીધી છે, અને પહેલીને ગૌણ ગણીને બીજીને (ભાવદર્શન કે ભાવવિકાસની રીતિને) પ્રાધાન્ય આપ્યું છે.

સંસ્કૃત આલંકારિકોએ રીતિને ભાવ અને રસ કરતાં ઘણું વધારે મહત્ત્વ આપ્યું છે એમ રમણભાઇની ચર્ચામાંથી સૂચિત થાય છે, પણ વસ્તુતઃ એમ નથી. સંસ્કૃત અલંકારશાસ્ત્રના ઇતિહાસમાં રીતિનું પ્રાધાન્ય આરંભના આલંકારિકોમાંજ નજરે પડે છે, ધ્વન્યાલોકકાર અને ઉત્તરકાલીન સર્વ આલંકારિકો રસને જ પ્રાધાન્ય આપે છે. અર્વાચીન

---

૪૧ 'કવિતા અને સાહિત્ય' વો-૧ લું, ૧૯૨૬, પૃ. ૭૨.

કવિતાનો ભાવવિકાસ એ રસનું જ એક સ્વરૂપાન્તર છે. કથાકાવ્યોમાં ભાવનો ક્રમિક વિકાસ જણાય છે, તો લિરિકોમાં એકજ ભાવ કે રસ નિષ્પન્ન થાય છે.

ઉપરાંત જ્યાં (ધ્વન્યાલોકકાર અને પરવર્તી) સંસ્કૃત આલંકારિકો રીતિનું વિવેચન કરે છે ત્યાં એમની રીતિની ચર્ચા રસની ચર્ચાથી ભિન્ન હોય છે. અર્થાત્ એમની રસની અને રીતિની ચર્ચા કાવ્યનાં પૃથક્ પૃથક્ અંગોને અનુલક્ષે છે–રસ કાવ્યના ભાવતત્ત્વને, અને રીત્યાદિ કાવ્યના શબ્દદેહને. સંસ્કૃત આલંકારિકોના મત પ્રમાણે પણ ભાવયુક્ત કાવ્યમાં વિશિષ્ટ રીતિ હોઇ શકે, અને વિશિષ્ટ રીતિયુક્ત કાવ્યમાં ભાવનો અંશ પણ ન હોય, એમ બંને પ્રકારની સંભાવના શક્ય છે.

## કાવ્યદોષ

મુખ્ય અર્થનો–અર્થાત્ મુખ્ય જે રસ તેનો અને તેને આશ્રયે રહેલા વાચ્ય અર્થનો જેથી અપકર્ષ થાય (મુખ્યાર્થહતિ) તેને કાવ્યમાં દોષ કહેવામાં આવે છે.[૪૨] કેટલાક દોષો નિત્યદોષ છે–કોઈ પણ સંદર્ભમાં એ દોષજ રહે છે; તો કેટલાક અનિત્ય દોષ છે—અન્ય સંદર્ભમાં એ દોષરૂપ રહેતા નથી.

આલંકારિકોએ દોષોના પદદોષ, વાકયદોષ, અર્થદોષ, અને રસદોષ એવા વિભાગ પાડીને વિવેચન કર્યું છે.

**પદદોષ** વર્ણવતાં મમ્મટ નીચેના પ્રકારનાં પદોને દોષયુક્ત ગણાવે છે : શ્રુતિકટુ, ચ્યુતસંસ્કૃતિ (વ્યાકરણશાસ્ત્રની દૃષ્ટિએ દોષયુક્ત), અપ્રયુક્ત (સારા કવિઓએ નહીં વાપરેલાં), અસમર્થ (ઇષ્ટ અર્થ વ્યક્ત કરવાને અસમર્થ), નિહતાર્થ (અર્થ બીજા પદે દબાવ્યો હોય તેવાં), અનુચિતાર્થ, નિરર્થક, અવાચક (ઉદ્દિષ્ટ અર્થ જેમાંથી નીકળતોજ ન હોય તેવાં), ત્રણ પ્રકારનાં અશ્લીલ, સંદિગ્ધ, અપ્રતીત (જેની પ્રસિદ્ધિ ન હોય—શાસ્ત્રાદિમાં હોય, પણ લોકવ્યવહારમાં નહીં), ગ્રામ્ય (કેવળ લોકમાંજ પ્રસિદ્ધ હોય, સાહિત્યાદિમાં નહીં), નેયાર્થ (મુશ્કેલીએ ખેંચીને અર્થ બેસાડવો પડે તેવાં), કિલષ્ટ, વિરુદ્ધાર્થ, ઇ૦.

૪૨ का. प्र. ७, ४९.

આમાંથી ચ્યુતસંસ્કાર સિવાયના બાકીના દોષો વાક્યમાં પણ હોય છે, અને કેટલાક તો પદના અંશમાં પણ મળે છે.[૪૩] જો કે અસમર્થનાજ અપ્રયુક્તાદિ પ્રભેદો છે, છતાં અન્ય આલંકારિકોએ વિભાગ પાડીને એ બધા ગણાવ્યા છે, તેથી મમ્મટે એ સર્વનો પૃથક્ પૃથક્ રૂપે ઉલ્લેખ કર્યો છે.[૪૪]

**વાક્યના મુખ્ય દોષો** આ પ્રમાણે છે: પ્રતિકૂલવર્ણ, હતવૃત્ત (વૃત્તભંગવાળું), ન્યૂનપદ (ઓછાં પદોવાળું), કથિતપદ (પુનરાવૃત્ત પદોવાળું), ઉત્તરોત્તર ન્યૂન થતા પ્રકર્ષવાળું વાક્ય, સમાપ્તને ફરી ચાલુ કરતું વાક્ય, ઇષ્ટયોગ વિનાનું, વાચ્યને ન કહેતું, પદસમાસ ઉચિત સ્થાને ન હોય તેવું, સંકીર્ણ, ગર્ભિત, પ્રસિદ્ધિહત (જેનો પ્રયોગ જાણીતો ન હોય તેવું), ભગ્નપ્રક્રમ (જેમાં ક્રમ તૂટી ગયો હોય તેવું), અક્રમ (યોગ્ય પદક્રમ રહિત), અમતપરાર્થ (જેમાં અનભિપ્રેત દ્વિતીયાર્થ છે તેવું), ઇ૦.[૪૫]

મમ્મટે **અર્થદોષો** નીચે પ્રમાણે ગણાવ્યા છે: અપુષ્ટ, કષ્ટ (ક્લિષ્ટ અર્થ), વ્યાહત (વિરુદ્ધ અર્થ), પુનરુક્ત, દુષ્ક્રમ (જેનો ક્રમ દૂષિત છે તેવો), ગ્રામ્ય, સંદિગ્ધ, નિર્હેતુ, પ્રસિદ્ધિવિરુદ્ધ કે વિદ્યાવિરુદ્ધ, જ્યાં નિયમ (બંધન) ન જોઇએ ત્યાં સનિયમ, જ્યાં નિયમ જોઇએ ત્યાં અનિયમ, જ્યાં સામાન્ય ઘટે ત્યાં વિશેષ, અને જ્યાં વિશેષ જોઇએ ત્યાં અવિશેષ (સામાન્ય), સાકાંક્ષ (અપૂર્ણ), અપદયુક્ત (ખોટી જગાએ યોજેલો), પ્રકાશિતવિરુદ્ધ, એકવાર ત્યાગ કરીને ફરી પાછો સ્વીકારેલો, અશ્લીલ, ઇ૦

આમાંના કેટલાક દોષો स्थितस्य समर्थनं એ ન્યાયે દોષ ન ગણાય. અર્થ ખ્યાત (પ્રસિદ્ધ) હોય તો નિર્હેતુ દોષ ન ગણાય. ખાસ અનુકરણના હેતુથી આવ્યા હોય તો આમાંના કોઇપણ (શ્રુતિકટુ આદિ) દોષ ગણાતા નથી. વક્તા કે વાચ્યમાં આવશ્યક હોય તો દોષ પણ

૪૩ का. प्र. ७, ५०–५२

૪૪ का. प्र. ७, ५२ वृत्ति

૪૫ का. प्र. ७, ५५

કવચિત્ ગુણ બને છે, તો કવચિત્ એ ગુણ કે દોષ બેમાંથી એકેય રહેતો નથી. ઉદાહરણ તરીકે વૈયાકરણ બોલનાર કે ઉક્તિવિષય (प्रतिपाद्य) હોય કે રૌદ્રાદિ રસનું નિરૂપણ હોય તો કષ્ટત્વ (કઠોરતા) ગુણ બને છે.[૪૬]

મમ્મટે દર્શાવેલા **રસદોષ** નીચે પ્રમાણે છે : શબ્દથી વ્યભિચારી, રસ કે સ્થાયીભાવનો નિર્દેશ, અનુભાવ ને વિભાવની કષ્ટકલ્પનાથી વ્યક્તિ, પ્રતિકૂલ વિભાવાદિ, પુનઃ પુનઃ દીપ્તિ, અકાંડપ્રથનચ્છેદ (અસ્થાને રસભંગ), એક અંગનો અતિ વિસ્તાર, અંગીનું અનનુસંધાન અનંગ (અંગરૂપ નહીં તેવો વિષય)નું અભિધાન, પ્રકૃતિવિપર્યય, ઇ૦[૪૭]

ધ્વનિકાર કહે છે કે ઔચિત્ય એજ રસનો પ્રાણ છે; અનૌચિત્ય વિના રસભંગનું બીજું કોઇ કારણ નથી.[૪૮]

આમાં અપવાદ પણ હોય છે. જેમકે કવચિત્ સંચારી ભાવનો કાવ્યમાં નામથી ઉલ્લેખ કરવો દોષરૂપ નથી હોતો. કવચિત્ વિરુદ્ધ સંચારીનો ઉલ્લેખ ગુણાવહ હોય છે.

રસોના સંમીશ્રણ સંબંધે મમ્મટ કેટલુંક વિવેચન કરે છે. સાથે આવે ત્યારે વિરોધવાળા હોય તેવા રસોને ભિન્નસંશ્રય (ભિન્ન પ્રસંગને આશ્રયે રહેલા) બનાવવા જોઇએ. બે નૈરંતર્ય વિરોધવાળા (સાથે આવે ત્યારે નિરંતર વિરુદ્ધ જ હોય તેવા) રસની વચ્ચે એક અન્ય રસની યોજના કરવી જોઇએ.

બે વિરુદ્ધ રસમાં એકને બીજાની સાથે યાદ કરવામાં આવે કે સામ્યથી કહેવામાં આવે, કે ત્રીજા અંગીમાં બંને અંગરૂપ બને તો તે દોષ નથી.[૪૯] આનાં ઉદાહરણો મમ્મટે વિસ્તારથી કાવ્યપ્રકાશના સપ્તમ ઉલ્લાસમાં આપ્યાં છે. વિસ્તારભયથી તેની અહીં ચર્ચા કરવી શકય નથી.

---

૪૬ का. प्र. ७, ५५–५९.    ૪૭ का. प्र. ७, ६०–६२

૪૮ अनौचित्यादृते नान्यद्रसभङ्गस्य कारणम् ।
औचित्योपनिबन्धस्तु रसस्योपनिषत्परा ॥

૪૯ का. प्र. ७, ६३–६५

# પ્રકરણ ઓગણીસમું

## નાટક અને અન્ય સાહિત્યસ્વરૂપો

સંસ્કૃત કાવ્યશાસ્ત્ર કાવ્યનાં બે સ્વરૂપો વર્ણવે છે: **શ્રવ્ય** કાવ્ય, અને **દૃશ્ય** કાવ્ય દૃશ્ય કાવ્ય. અભિનેય હોઇ એમાં નટો રામાદિનું સ્વરૂપ રૂપિત કરતા હોઇ, એને **રૂપક** કહે છે.[1] રામાદિની અવસ્થાનું અનુકરણ કરતો અભિનય ચાર પ્રકારનો છે: આઙ્ગિક ( અંગથી કરેલો ), વાચિક ( વાણીનો ), આહાર્ય ( વેષરચનાનો ), અને સાત્ત્વિક ( સાત્ત્વિક ભાવો દર્શાવતો ).[2]

**રૂપકના દસ પ્રકાર** છે: નાટક, પ્રકરણ, ભાણ, વ્યાયોગ, સમવકાર, ડિમ, ઇહામૃગ, અઙ્ક, વીથિ અને પ્રહસન.[3] નાટિકા, ત્રોટક, ગોષ્ઠી, સટ્ટક, નાટ્ય, રાસક, હલ્લીશ, ભાણિકા વગેરે અઢાર ઉપરૂપકો ગણાય છે.[4] રૂપકોનાં વિશિષ્ટ લક્ષણોની આગળ ચર્ચા કરીશું.

નાટક કે નાટ્યથી નૃત્ય કે નૃત્ત ભિન્ન છે. **નૃત્ય** એ મૂક ભાવાભિનય છે,[5] અને **નૃત્ત** એ તાલલયવાળું નર્તન છે.[6] નૃત્યને

---

१ सा. द. ६, १

२ सा. द. ६, २

३ सा. द. ६, ३. दशरूप –ed. Haas. १, ११

४ सा. द. ६, ४–६

५ अन्यद् भावाश्रयं नृत्यम् । 'Pantomime, which is based on emotional states is quite another thing.' Haas द. रू. १, १२
'Mimetic art (nṛtya) is concerned with representing the feelings or emotions'. Keith, Sanskrit Drama, 1924, p. 296

६ नृत्यं तालल्याश्रयम् । 'Dancing based on rhythm and time.' Haas, द. रू. १, १३.
'Dancing ( nṛtta ) is based on time and rhythm.'
,—Kieth, S. D. 296

માર્ગ કે પ્રેક્ષણીયક અને નૃત્તને દેશી કે દૃશ્ય પણ કહે છે.[૭] એ બંનેનાં મધુર અને ઉદ્ધત એવાં બે સ્વરૂપો છે. એ લાસ્ય (સુકુમાર નૃત્ય) અને તાંડવ (પ્રચંડ નૃત્ય) સ્વરૂપો નાટકમાં ઉપકારક છે.[૮]

## રૂપકનું વસ્તુ

રુપકનું (નાટકાદિનું) વસ્તુ બે પ્રકારનું હોય: આધિકારિક કે મુખ્ય, અને પ્રાસંગિક કે અંગભૂત વસ્તુ. નાટકના ફલસ્વામી કે નાયક (अधिकारिन्) સંબંધેનું તે **આધિકારિક**, જેમ કે 'બાલરામાયણ' માં રામચરિત; અને એને ઉપકારક તે **પ્રાસંગિક** જેમ કે સુગ્રીવાદિચરિત.[૯] પ્રાસંગિક વસ્તુના બે પ્રભેદ છે: પતાકા અને પ્રકરી. દીર્ઘ (सानुबन्ध) કથા તે **પતાકા** અને નાની કથા તે **પ્રકરી**.[૧૦] આ પ્રત્યેકના પાછા ત્રણ પેટાભેદ પડે છે: પ્રખ્યાત, ઉત્પાદ્ય અને મિશ્ર. ઇતિહાસાદિમાંથી લીધેલું તે **પ્રખ્યાત**, કવિકલ્પનાએ સરજેલું તે **ઉત્પાદ્ય**, અને બંનેના મિશ્રણરૂપ (सङ्कर) તે **મિશ્ર**.[૧૧] આ ત્રણે પ્રકારના વસ્તુમાં દૂરની મુસાફરી, વધ, યુદ્ધ, રાજ્યવિપ્લવ, ઘેરો, ભોજન, સ્નાન, સુરત, અનુલેપન, વસ્ત્રધારણ, ઇ૦ રંગભૂમિ ઉપર પ્રત્યક્ષ દેખાડાતાં નથી. ખાસ આવશ્યક ન હોય ત્યાં નાયકનું મૃત્યુ પણ દર્શાવવું ન જોઇએ. [૧૧અ]

## અર્થપ્રકૃતિ, અવસ્થા અને સંધિ

વસ્તુની **અર્થપ્રકૃતિ** કે કાર્યહેતુ પાંચ ગણાય છે: બીજ, જે

૭ द. रू. (Haas), ૧, ૧૪. दशरूपक ના સંદર્ભો G. C. O. Haas, Daśarūpa (Columbia University Series No. 7). 1912, ને આધારે છે.

૮ द. रू. ૧, ૧૫

૯ द. रू. ૧, ૧૭–૨૦, सा. द. ६, ४२–४४.

૧૦ सानुबन्धं पताकाख्यं प्रकरी च प्रदेशभाक् । द. रू, १–११

૧૧ द. रू. १, २३

૧૧અ द. रू. ३, ३९–४०

આરંભમાં અતિ સ્વલ્પ છતાં અનેક રીતે વિસ્તરણશીલ છે, અને જેમાંથી નાટકનું કાર્ય ઉદ્‌ભવે છે; બિન્દુ, જેનાથી (અવાન્તર અર્થ કે પ્રસંગને કારણે) તૂટેલું વસ્તુ અનુસંધાન પામે છે; પતાકા, પ્રકરી અને કાર્ય.

કાર્યની **અવસ્થા** (નાટકના ફલની વિકાસસ્થિતિ) પાંચ મનાય છેઃ આરંભ (નાટકના ફલ માટેનું ઔત્સુક્ય), યત્ન કે પ્રયત્ન (એની, ફલની પ્રાપ્તિ માટેનો વ્યાપાર), પ્રાપ્ત્યાશા (ફલપ્રાપ્તિની આશા), નિયતાપ્તિ (ફલપ્રાપ્તિની નિશ્ચિતતા), અને ફલાગમ (નાટકના ફલની પ્રાપ્તિ). શાકુન્તલમાં દુષ્યન્તની શકુન્તલાને માટેની ઝંખના એ આરંભ, શકુન્તલાની સાથેના મીલનના પ્રયત્નો એ યત્ન, દુર્વાસાના શાપનો અનુગ્રહ તે પ્રાપ્ત્યાશા, મત્સ્યના ઉદરમાંથી દુષ્યન્તે શકુન્તલાને અભિજ્ઞાનાર્થ આપેલી મુદ્રિકાની પ્રાપ્તિ એ નિયતાપ્તિ, અને સપ્તમ અંકમાં મારીચના આશ્રમમાં શકુન્તલાનું પુનર્મીલન એ ફલાગમ છે.

પાંચ અર્થપ્રકૃતિ અને પાંચ અવસ્થા જોડાઇને નીચે પ્રમાણે પાંચ **સંધિઓ** બને છેઃ મુખ (બીજની સમુત્પત્તિ), પ્રતિમુખ (લક્ષ્ય અને અલક્ષ્ય થતા બીજનો વિકાસ), ગર્ભ (દૃષ્ટ અને નષ્ટ થતા બીજનું અન્વેષણ, અર્થાત્ બીજનો વધુ વિકાસ), અવમર્શ કે વિમર્શ (સ્થગિત સ્થિતિ), અને નિર્વહણ (મુખાદિના અર્થ ઇષ્ટ અન્તરૂપે એકત્ર થાય). આમ શકુન્તલામાં પ્રથમ અંકથી દ્વિતીય અંકમાં સેનાપતિની નિષ્ક્રાન્તિ સુધી મુખસંધિ, રાજા વિદૂષક પાસે પોતાનો શકુન્તલા ઉપરનો ગાઢ અનુરાગ પ્રગટ કરે છે ત્યાંથી તૃતીય અંકના અંતભાગ સુધી પ્રતિમુખસંધિ, ચોથા અંકથી તે પાંચમા અંકમાં ગૌતમી શકુન્તલાનું અવગુંઠન દૂર કરે છે ત્યાં સુધી ગર્ભસંધિ, શાપમોહિત દુષ્યન્ત શકુન્તલાનો અસ્વીકાર કરે છે ત્યાંથી છઠ્ઠા અંકના અંતભાગ સુધી વિમર્શસંધિ, અને સપ્તમ અંકમાં જ્યાં બંનેનું પુનર્મીલન થાય છે ત્યાં નિર્વહણસંધિ, એવી સંધિવ્યવસ્થા છે.

અર્થપ્રકૃતિ અને અવસ્થાનું બિંબપ્રતિબિંબપણું અને એમના સંધાનથી બનતી સંધિઓની વ્યવસ્થા સર્વાંશે સ્વીકાર્ય જણાતી નથી.

ઉદાહરણ તરીકે, પતાકા અને પ્રકરી[૧૨] એ અર્થપ્રકૃતિઓનો પ્રાપ્ત્યાશા અને નિયતાપ્તિ સાથે કે ગર્ભ અને વિમર્શ સંધિ સાથે મેળ ખાતો નથી. પતાકા ઘણીવાર વિમર્શ અને ક્વચિત્ તો નિર્વહણ સુધી વિસ્તરેલી હોય છે. ધ્વન્યાલોકકાર અભિનવગુપ્ત અવસ્થા અને સંધિને અભિન્ન ગણે છે, અને એ બંનેથી અર્થપ્રકૃતિની ભિન્નરૂપતા દર્શાવે છે. સંધિ અવસ્થા અને અર્થપ્રકૃતિના સંધાનથી બને છે એ દશરૂપકકાર ધનંજયનો મત છે, જે પ્રતાપરુદ્રીયે સ્વીકાર્યો છે.

વિશાળ દૃષ્ટિએ જોઇએ તો સંસ્કૃત આલંકારિકો વસ્તુસંયોજન બે રીતે અવલોકે છે: બાહ્ય વસ્તુયોજના, જે બીજ, બિન્દુ, પતાકા, પ્રકરી આદિ અર્થપ્રકૃતિમાં પ્રતીત થાય છે; અને આન્તર વસ્તુસંયોજન, જે આરંભ, પ્રયત્ન, પ્રાપ્ત્યાશા, નિયતાપ્તિ, આદિ અવસ્થાઓમાં અને મુખ, પ્રતિમુખ, ગર્ભ, વિમર્શ આદિ સંધિઓમાં વ્યક્ત થાય છે. આમાં અર્થપ્રકૃતિની વિચારણા ખાસ મહત્ત્વની નથી. અવસ્થા અને સંધિનું સ્વરૂપ બહુધા સમાન છે. અવસ્થાપંચકમાં જે કાર્યવિકાસ સંસ્કૃત આલંકારિકોએ નોંધ્યો છે તે એમનું નાટયવિવેચનમાં મૌલિક પ્રદાન છે. એમાં નાટકમાં આવશ્યક એવા સંઘટ્ટનતત્ત્વ ( dramatic conflict ) નો સહજ જ સ્વીકાર થઇ જાય છે. નાટકના વસ્તુના વિવેચનમાં અવસ્થાપંચકની વિચારણા સૌથી મહત્ત્વની છે.

## પ્રવેશક, વિષ્કંભક ઇ૦

નાટકમાં પાંચ અર્થોપક્ષેપક ( આન્તર દૃશ્યો ) આવે: વિષ્કંભક, ચૂલિકા, અંકાસ્ય, અંકાવતાર અને પ્રવેશક. મધ્યપાત્રોથી પ્રયોજિત, સંક્ષેપાર્થ, બનેલા કે બનવાના કથાંશોનો નિદર્શક તે **વિષ્કંભક. પ્રવેશક** આના જેવોજ પણ નીચપાત્રથી પ્રયોજિત, અનુદાત્ત ભાષા-યુક્ત, બે અંકની વચ્ચે આવતો, બાકી રહી ગયેલા કથાભાગનું સૂચન કરનારો હોય છે. જવનિકાની ( curtain ) અંદર રહેલાં પાત્રો કોઇ હકીકત જણાવે તે **ચૂલિકા,** અંકને અંતે આવતાં પાત્રો પછીના

૧૨ નાટયવસ્તુમાં પતાકા અને પ્રકરીની અનિવાર્ય આવશ્યકતા પણ નથી. ઉ. ત. રત્નાવલીમાં પતાકા નથી.

અંકના અર્થનું સૂચન કરે તેને **અંકાસ્ય** કહે છે. અંકને અંતે અંકથી છૂટા પડયા વિના ચાલુ જે દશ્ય આવે તેને **અંકાવતાર** કહે છે. ભાવિનું સૂચન કરનાર ઉક્તિને **પતાકાસ્થાન** કહે છે.[13]

## નાયક

**નાયક સામાન્યતઃ** વિનયશીલ (विनीत), મધુર, ત્યાગી, દક્ષ, પ્રિયભાષી (प्रियंवद), લોકપ્રિય, શુચિ, સુવક્તા (वाग्मी), અભિજાત (रूढवंश), સ્થિર, યુવાન, બુદ્ધિ ઉત્સાહ સ્મૃતિ પ્રજ્ઞા કલા અને સ્વમાનાદિ ગુણોયુક્ત, શૂર, દૃઢ, તેજસ્વી, શાસ્ત્રાનુસારી (शास्त्रचक्षु), અને ધાર્મિક હોવો જોઇએ.[14]

નાયકના મુખ્ય ચાર પ્રકાર છે: ધીરલલિત, ધીરશાન્ત, ધીરોદાત્ત, અને ધીરોદ્ધત. નિશ્ચિન્ત, (સંગીતનૃત્યાદિ) કલાનુરાગી, સુખી, મૃદુ સ્વભાવનો નાયક **ધીરલલિત** ગણાય છે. રત્નાવલીનો વત્સરાજ, માલવિકાગ્નિમિત્રનો અગ્નિમિત્ર, વગેરે ધીરલલિત નાયકનાં ઉદાહરણ છે. નાયકના સામાન્ય ગુણવાળો દ્વિજાદિક નાયક **ધીરશાન્ત** કહેવાય છે. માલતીમાધવનો માધવ, અને મૃચ્છકટિકનો ચારુદત્ત એ ધીરશાન્ત નાયકો છે. મહાસત્ત્વ (અતિ સત્ત્વશાળી), અતિગંભીર, ક્ષમાવાન, અવિકત્થન (આત્મશ્લાધા વિનાનો), સ્થિર, નિગૂઢ અહંકારવાળા, દૃઢવ્રત (આરંભેલું પાર ઉતારનાર) નાયકને **ધીરોદાત્ત** નાયક કહે છે. રામ, જિમૂતવાહનાદિ ધીરોદાત્ત નાયકો છે. અત્યંત દર્પ અને મત્સરવાળો, માયાવી, છદ્મપરાયણ, અહંકારી, પ્રચંડ, ચંચળ, આત્મશ્લાધા કરનાર નાયકને **ધીરોદ્ધત** નાયક કહે છે. વેણીસંહારનો ભીમસેન ધીરોદ્ધત નાયક છે.[15]

---

૧૩ જેમકે, राजा (दुर्योधनः)—पर्याप्तमेव करभोरु ममोरुयुग्मम् ।
कञ्चुकी (प्रविश्य)—देव भग्नं भग्नम् । —वेणीसंहार, २, २२
કલ્યાણકામ—યોગ્યતા જોઈ પદવી અપાતી હોય તો રાજપદ એનેજ
(નોકર પ્રવેશ કરે છે)
નોકર—(નમીને) મળી ચુકયું છે, ભગવંત. —રાઇનો પર્વત.

૧૪ द. रू. २, १

૧૫ द. रू. २, २–६

સંસ્કૃત નાટકોમાં નાયકને એક કરતાં વધુ નાયિકા વિહિત ગણાઇ છે. એટલે પૂર્વપરિણીતા નાયિકા સાથેના વ્યવહાર પ્રમાણે પ્રત્યેક નાયકના ચાર ઉપપ્રકાર પાડવામાં આવ્યા છે. પૂર્વા નાયિકા પ્રત્યે સહૃદય નાયક **દક્ષિણ** નાયક કહેવાય છે. પૂર્વા પ્રત્યે બહારથી અનુરાગ દર્શાવતો અને અંદરથી છૂપી રીતે વિપ્રિય કરતો ( અર્થાત્ અન્ય સાથે સંબંધ રાખતો ) નાયક **શઠ** નાયક કહેવાય છે. અન્ય નાયિકા સાથેના સંગનાં ચિહ્નો નિઃશંકપણે પ્રગટ થવા દેનાર નિર્લજ્જ નાયકને **ધૃષ્ટ** નાયક કહે છે. એકજ નાયિકામાં અનુરક્ત તે **અનુકૂલ** નાયક કહેવાય છે.[૧૬]

આમના પાછા **ઉત્તમ, મધ્યમ** અને **અધમ** એમ ત્રિવિધ ભેદ પડે છે.[૧૭]

પતાકાનો નાયક વિચક્ષણ, નાયકથી કિંચિત્ ન્યૂન એવા ગુણોવાળો અને એનો અનુયાયી અને ભક્ત **પીઠમર્દ** કહેવાય છે. માલતી માધવમાં મકરન્દ, અને મહાવીરચરિતાદિ રામવિષયક નાટકોમાં સુગ્રીવ એ પીઠમર્દનાં ઉદાહરણ છે. નાયકના અન્ય અનુયાયીઓમાં[૧૮] એક વિદ્યાવાળો વિટ[૧૯] અને હાસ્યકૃત્ વિદૂષક હોય છે. 'નાગાનન્દ' નો શેખરક 'વિટ' છે, અને લગભગ સર્વ નાટકોમાં વિદૂષકનું પાત્ર સુપરિચિત જ હોય છે.

**પ્રતિનાયક** લુબ્ધ, ધીરોદ્ધત, પાપી અને વ્યસની હોય છે. જેમ કે રામવિષયક નાટકોમાં રાવણ, વેણીસંહારમાં દુર્યોધન.[૨૦]

## નાયિકા

સ્વીયા ( પોતાની પત્ની ), અન્યા કે પરકીયા ( અન્યની પત્ની ) અને સામાન્યા ( વેશ્યા ) એમ ત્રણ પ્રકારની નાયિકા હોય છે. **સ્વીયા** શીલ, ઋજુતા, આદિથી યુક્ત હોય છે અને એના મુગ્ધા, મધ્યા અને

---

૧૬ द. रू. २, ७–११ ૧૭ सा. द. ३, ३८

૧૮ द. रू. २, १२–१३; सा. द. ३, ३९–४१

૧૯ सा. द. વિટને ધૂર્ત, વેશોપચારકુશલ, વાગ્મી અને ગોષ્ઠીમાં બહુમત તરીકે વર્ણવે છે. ( ૩, ૪૧ ).

૨૦ द. रू. २, १४

પ્રગલ્ભા એવા ત્રણ ઉપપ્રકારો છે. **મુગ્ધા** નવયૌવનના અભિલાષવાળી, રતિમાં લજ્જાયુક્ત અને ક્રોધમાં મૃદુ હોય છે. **મધ્યા** વિકસતા યૌવનના પ્રેમવાળી, અને મોહ પામવા સુધી સુરતમાં સમર્થ એવી હોય છે. એ મધ્યમ લજ્જાવાળી અને કંઇક વાણીની પ્રગલ્ભતાવાળી હોય છે. **ધીરા મધ્યા** નાયિકા અપરાધી સ્વામીને વક્રોક્તિથી, **ધીરાધીરા મધ્યા** અશ્રુથી અને **અધીરા મધ્યા** પરુષાક્ષરોથી (કઠોરવાણીથી) દયિતને ઠપકો આપે છે.[21] યૌવનથી અંધ, સ્મરથી (કામથી) ઉન્મત્ત, સુરતના આરંભમાંજ દયિતના અંગમાં વિલીન થઈ અચેતન જેવી બની જાય તેવી નાયિકાને **પ્રગલ્ભા** કહે છે. એ સમસ્ત સુરતકલાની જાણકાર હોય છે. ક્રોધમાં **ધીરા પ્રગલ્ભા** પોતાના કોપને સંતાડીને બહારથી આદર બતાવી શકે છે, અને સુરતમાં ઉદાસીન રહે છે; **ધીરાધીરા પ્રગલ્ભા** અધીરા મધ્યાની માફક સ્વામીને પરુષ અક્ષરોથી ઉપાલંભ આપે છે; અને **અધીરા પ્રગલ્ભા** ઠપકો (संतर्जन) આપીને તાડન કરે છે.[22]

મુગ્ધા સિવાયની આ નાયિકાઓ પ્રત્યેક જ્યેષ્ઠા અને કનિષ્ઠાના ભેદે કરીને બાર પ્રકારની થાય છે.[23] મુગ્ધાનો એકજ પ્રકાર હોય છે; તેની સાથે સ્વીયાના તેર પ્રભેદ પડે છે.

**પરકીયા** બે પ્રકારની હોય—કન્યા અને પરસ્ત્રી (परोढा). મુખ્ય રસમાં પરસ્ત્રી કદીયે અવલંબન ન બની શકે, પણ કન્યા પ્રત્યેનો અનુરાગ મુખ્ય કે ગૌણ રસરૂપે નિરૂપી શકાય.[24]

**સામાન્યા** નાયિકા, ગણિકા, કલાયુકત, પ્રગલ્ભા અને ધૂર્ત હોય છે. એ જાણે અનુરાગવતી હોય તેમ ગમે તેવા માણસને પૈસા માટે સ્વીકારે છે, અને એ થઈ રહેતાં એને માતા મારફત કાઢી મુકાવે છે. ક્વચિત્ એ પ્રેમવશ બનીને સાચો અનુરાગ દર્શાવે છે. પ્રહસન સિવાયનાં રૂપકોમાં એને નાયિકા તરીકે સ્વીકારી હોય તો નાયક

---

२१ द. रू. २, २४–२८; सा. द. ३, ५८–५९

२२ द. रू. २, २९–३०; सा. द. ३, ६०, ६२–६४

२३ द. रू. २, ३१; सा. द. ३, ६४

२४ द. रू. २. ३२; सा. द. ३, ६६, ६७

પ્રત્યે સત્ય અનુરાગવાળી આલેખવી જોઇએ.[૨૫]

આ રીતે સ્વીયા, પરકીયા ને સામાન્યાના મળીને નાયિકાના સોળ પ્રકાર થાય છે.

આ સોળના પ્રત્યેકના એમની નીચે દર્શાવેલી સ્વાધીનપતિકાદિ અવસ્થાઓ અનુસાર આઠ પ્રભેદ પડે છે. રતિગુણથી આકર્ષાયેલો કાન્ત અધીન રહી જેની પાસેજ રહે છે એવી વિચિત્ર વિલાસવાળી નાયિકાને **સ્વાધીનભર્તૃકા** કહે છે. સ્વામીના આગમન સમયે જે પ્રમોદથી પોતાના દેહને શણગારે છે તેને **વાસકસજ્જા** કહે છે. આગમન માટે ઉત્સુક હોવા છતાં સ્વામી કોઇક કારણથી ન આવી શકવાથી જે દુઃખાર્ત્ત અને ઉત્કંઠિત થઈ છે તે **વિરહોત્કંઠિતા** કહેવાય છે. અન્ય સ્ત્રીના સમાગમનાં ચિન્હોવાળા કાન્તને જોઇને ઇર્ષ્યાયુક્ત બનેલી નાયિકાને **ખંડિતા** કહે છે. મિષ્ટ વચનો બોલતા કાન્તને રોષથી દૂર કરીને જે પાછળથી પશ્ચાત્તાપ ભોગવે છે તેને **કલહાન્તરિતા** નાયિકા કહે છે. સંકેત કરીને સ્વામી ન આવવાથી અતિ અપમાનિત થયેલી નાયિકાને **વિપ્રલબ્ધા** કહે છે. જેનો સ્વામી કાર્યવશાત્ દૂર દેશાન્તરમાં રહેલો છે તેવી કામપીડિત નાયિકાને **પ્રોષિતભર્તૃકા** કહે છે. જે કામાર્ત્ત બની કાન્તને પોતાની પાસે બોલાવે છે, અથવા પોતે કાન્ત પાસે અભિસાર કરે છે, તેને **અભિસારિકા નાયિકા** કહે છે.

પ્રથમ બે પ્રકારની નાયિકાઓ ક્રીડા, ઉજ્જ્વલતા અને પ્રહર્ષથી અંકિત હોય છે, જ્યારે પછીના છ પ્રકારની નાયિકાઓ ચિંતા, નિઃશ્વાસ, ખેદ, અશ્રુ, વૈવર્ણ્ય અને ગ્લાનિથી યુક્ત અને ભૂષણરહિત હોય છે.[૨૬]

આ રીતે નાયિકાના **એકસો અઠ્ઠાવીસ પ્રકાર થયા.**[૨૭]

નાયિકાને દૂતી, દાસી, સખી, ધાત્રી વગેરે અનુયાયિનીઓ હોય છે.

૨૫ द. रू. २, ३४–३५; सा. द. ६, ६७–७१

૨૬ द. रू. २, ३६–४५; सा. द. ६, ७२–८६

૨૭ સાહિત્યદર્પણકાર ઉત્તમ, મધ્યમ અને અધમના ભેદે ૩૮૪ પ્રકાર ગણાવે છે. सा. द. ६, ८७

ભાવ ( રત્યાદિનો ઉદય ) હાવ ( એ દર્શાવતી ભ્રૂવિકારાદિ ચેષ્ટાઓ), હેલા ( સુવ્યક્ત શૃંગારાદિ સૂચન ) એ ત્રણ શારીર; અને શોભા, કાન્તિ, દીપ્તિ, માધુર્ય, પ્રગલ્ભતા, ઔદાર્ય, ધૈર્ય એ સાત સહજ ( અયત્નજ ); અને લીલા, વિલાસ, વિચ્છિત્તિ ( સુરુચિ ), વિભ્રમ, કિલકિંચિત્ ( ક્રોધ અશ્રુ હર્ષ ભીતિ આદિનો સંકર ), મોટ્ટાયિત ( પ્રણયપ્રાકટ્ય ), કુટ્ટમિત, ( પ્રણયોપચારવાળા સ્વામી પ્રત્યે કૃતક કોપ ), બિબ્બોક ( ગર્વાભિમાનથી પ્રિયતમનો અનાદર ), લલિત ( સુકુમાર અંગવિન્યાસ ), વિહૃત ( પ્રિયજન સાથે બોલવામાં વ્રીડા ) એ દસ સ્વભાવજનિત; એટલા **નાયિકાના અલંકારો** ગણાય છે. [૨૮]

## રૂપકના પ્રકારો

રૂપકોમાં **નાટક** મુખ્ય છે. નાટકમાં ખ્યાત વસ્તુ હોય છે, પાંચ સંધિ હોય છે, ધીરોદાત્ત રાજર્ષિ કે દિવ્ય નાયક હોય છે, પાંચથી દસ અંક હોય, શૃંગાર કે વીરરસ મુખ્ય હોય છે, અને અન્ય રસો અંગભૂત હોય છે.[૨૯] **પ્રકરણમાં** લૌકિક કવિકલ્પિત વસ્તુ હોય, શૃંગાર મુખ્ય રસ હોય અને ધીરપ્રશાન્ત વિપ્ર, અમાત્ય કે વણિક્ નાયક હોય, અને કુલીન કે સામાન્યા કે બંને પ્રકારની નાયિકા હોય છે.[૩૦] **ભાણ** નાનાવસ્થાત્મક ને એકાંકી હોય છે. તેમાં એકજ નિપુણ, પંડિત, ધૂર્તચરિત વિટ નાયક હોય, જે પોતાના કે બીજાના અનુભવો પ્રગટ કરે, આકાશભાષિતથી ઉક્તિપ્રત્યુક્તિ થાય, અને શૌર્ય અને સૌભાગ્યના વર્ણનથી વીરશૃંગારનું સૂચન કરે. એમાં વસ્તુ ઉત્પાદ્ય હોય. **પ્રહસનમાં** વસ્તુ કલ્પિત હોય, પાખંડાદિ નાયકો હોય છે અને હાસ્યરસ અંગી ( મુખ્ય ) હોય છે. **વ્યાયોગમાં** પ્રખ્યાત વસ્તુ હોય, સ્વલ્પસ્ત્રીજન હોય, બહુ પુરુષપાત્રો હોય, એક અંક હોય, પ્રખ્યાત રાજર્ષિ કે દિવ્ય ધીરોદ્ધત નાયક હોય, સ્ત્રી સિવાયના કારણથી યુદ્ધનો ઉદય હોય, અને હાસ્ય, શૃંગાર ને શાન્ત સિવાયનો મુખ્ય રસ હોય. **સમવકારમાં**

---

૨૮ આ અલંકારોના સ્વરૂપદર્શન માટે જુઓ દ. રૂ. ૨, ૪૭-૬૧

૨૯ સા. દ. ૬, ૭-૧૦

૩૦ સા. દ. ૬, ૨૨૪-૨૨૬; દ. રૂ. ૩, ૪૪-૪૫

પ્રખ્યાત દેવાસુરાશ્રિત વસ્તુ હોય, ત્રણ અંક હોય, બાર ઉદાત્ત દેવમાનવ નાયક હોય ને સમગ્રમાં વીરરસ મુખ્ય હોય.[31]

**ડિમ**માં વસ્તુ પ્રખ્યાત હોય, મુખ્ય રસ રૌદ્ર અને અન્ય રસો ગૌણ હોય, ચાર અંક હોય, દેવગન્ધર્વ યક્ષરાક્ષસમહાનાગ ભૂતપ્રેત-પિશાચાદિ સોળ અત્યન્ત ઉદ્ધત નાયક હોય.[32] **ઈહામૃગ**માં મિશ્ર વસ્તુ હોય, ચાર અંક હોય, પ્રખ્યાત મનુષ્ય કે દિવ્ય ધીરોદ્ધત નાયક અને પ્રતિનાયક હોય, કિંચિત્ શૃંગારાભાસ હોય છે.[33] **અંક**માં નાયક પ્રાકૃતજન હોય, એક અંક હોય, કરુણરસ મુખ્ય હોય, બહુ સ્ત્રીવિલાપ હોય, અને પ્રખ્યાત વસ્તુ હોય.[34] **વીથિ**માં એક અંક હોય છે, આકાશભાષિત કહી તેની પ્રત્યુક્તિ હોય, શૃંગારનીજ મુખ્યત્વે સૂચના હોય, અને સહેજ માત્ર અન્ય રસો સૂચવ્યા હોય.[35] આ રૂપકના દસ પ્રકાર છે.

## અન્ય પ્રબંધ સ્વરૂપો

હવે અન્ય પ્રબંધસ્વરૂપોનો વિચાર કરીએ. શ્રવ્ય કાવ્ય બે પ્રકારનું હોય, ગદ્ય અને પદ્ય. એકજ શ્લોકનું કાવ્ય **મુક્તક** કહેવાય છે. બે શ્લોકનું કાવ્ય **યુગ્મક**, ત્રણનું **સંદાનિતક**, ચારનું **કલાપક**, અને પાંચનું **કુલક** કહેવાય છે.[36]

**મહાકાવ્ય**નાં લક્ષણો દંડી, વિશ્વનાથ આદિ આલંકારિકોએ આ પ્રમાણે આપ્યાં છે. મહાકાવ્ય સર્ગબંધ હોય; એમાં દેવ, કે ઉચ્ચવંશનો ક્ષત્રિય, ધીરોદાત્ત, નાયક હોય, અથવા એકજ વંશમાં થયેલા ઘણા રાજાઓ હોય; શૃંગાર, વીર, શાન્તમાંથી એક રસ અંગી ( મુખ્ય )

---

३१ सा. द. ६, २३४–२३८; द. रू. ३, ५३, ५५–५८, ६०–६१

३२ सा. द. ६, २४१–२४४: द. रू. ३, ५९

३३ सा. द. ६, २४५–२४९; द. रू. ३, ६४

३४ सा. द. ६, २५०–२५२; द. रू. ३, ६३

३५ सा. द. ६, २५३–२५४; द. रू. ३, ६२

३६ सा. द. ६, ३१३–३१४

હોય; ગૌણરૂપે સર્વ રસો આવે; બધી નાટકસંધિઓ એમાં આવવી જોઇએ. એનું વસ્તુ ઐતિહાસિક કે સજ્જન નાયકને આલંબીને કલ્પેલી કથા હોય. એનું ફલ ચતુર્વર્ગની સિદ્ધિ છે. નમસ્કાર, આશીર્વાદ કે વસ્તુનિર્દેશથી મહાકાવ્યનો આરંભ થાય. કવચિત્ ખલપુરુષોની નિંદા, અને સજ્જનોનું ગુણકીર્તન એમાં હોય. એક સર્ગમાં એકજ વૃત્ત વપરાયું હોય, માત્ર અંતે સર્ગસમાપ્તિ સૂચવવાને અન્ય વૃત્ત યોજ્યું હોય. બહુ મોટા નહીં અને બહુ નાના નહીં એવા આઠથી વધારે એમાં સર્ગો હોય. કવચિત્ કોઈ કોઈ વિવિધ વૃત્તયોજનાવાળા સર્ગ પણ આવી શકે. સર્ગાન્તે ભાવિ સર્ગની કથાનું સૂચન આવ્યું હોય. સંધ્યા, સૂર્ય, ચન્દ્ર, રજની, પ્રદોષ, પ્રાતઃકાલ, મધ્યાહ્ન, મૃગયા, શૈલ, ઋતુ, વન, સાગર, સંભોગ ને વિપ્રલંભ શૃંગાર, મુનિ, સ્વર્ગ, પુર, રણપ્રયાણ, વિવાહ, મન્ત્ર, પુત્રજન્મ, નાયકનો અભ્યુદય, જલકેલિ, મધુપાન, રતોત્સવ, ઉદ્યાનક્રીડા ઇત્યાદિ એમાં સાંગોપાંગ યથાપ્રસંગ વર્ણવ્યા હોય. એ અલંકારયુક્ત, રસભાવાદિથી પૂર્ણ અને વિસ્તારયુક્ત હોય છે. કવિના, વસ્તુના, નાયકના કે અન્યના નામ ઉપરથી કાવ્યને નામ આપવામાં આવ્યું હોય છે, અને સર્ગની કથા ઉપરથી સર્ગનું નામ આપ્યું હોય છે.[૩૭] આમાંથી કવચિત્ કોઇ અંગમાં ન્યૂનતા હોય તોપણ અન્ય અંગો સંપૂર્ણ હોય અને રસિકોને આહ્લાદ થતો હોય તોપણ એ મહાકાવ્ય કહેવાય છે.

રઘુવંશ, કુમારસંભવ, કિરાતાર્જુનીય, શિશુપાલવધ, અને નૈષધીયચરિત એ પંચમહાકાવ્ય છે. મહાકાવ્ય આર્ષ હોય (મહાભારત જેવું) તો તેમાં સર્ગને આખ્યાન કહે છે. પ્રાકૃત કાવ્યમાં સર્ગને આશ્વાસની સંજ્ઞા આપવામાં આવી હોય છે. અપભ્રંશમાં રચેલાં મહા-કાવ્યના સર્ગને કડવક કહે છે, અને એમાં અપભ્રંશને યોગ્ય વિવિધ છંદો હોય છે. સર્ગ વિનાના, સંધિરહિત, એકાર્થપ્રવણ કાવ્યને **કાવ્ય** કહે છે. કાવ્યના એક ખંડનું અનુસરણ કરનારા નાના કાવ્યને **ખંડકાવ્ય** કહે છે. મેઘદૂત એ ખંડકાવ્યનું પ્રસિદ્ધ ઉદાહરણ છે.[૩૮]

---

૩૭ सा. द. ६, ३१५-२५. ३८ सा. द. ६, ३२५-३२९.

હવે ગદ્યકાવ્યની ચર્ચા કરીએ, ગદ્યકાવ્યના ચાર પ્રકાર છે: મુક્તક, વૃત્તગન્ધિ, ઉત્કલિકાપ્રાય, ચૂર્ણક. પ્રથમમાં સમાસ નથી હોતા, દ્વિતીયમાં વૃત્તભાગ હોય છે, ત્રીજામાં દીર્ઘસમાસ હોય છે, અને ચોથામાં અલ્પસમાસ હોય છે.

**કથા**માં સરસ વસ્તુ ગદ્યયુક્ત હોય છે, કવચિત્ આર્યા અને કવચિત્ વક્ત્ર, અપરવક્ત્ર છંદો હોય છે, આરંભમાં પદ્યથી નમસ્કાર હોય છે, અને ખલાદિના ચરિત્રનું વર્ણન હોય છે. કાદંબરી એ કથાનું ઉદાહરણ છે. [૩૯]

**આખ્યાયિકા** કથાના જેવી જ હોય છે, અને એમાં કવિના વંશનું અનુકીર્તન હોય છે. અન્ય કવિઓનું ચરિત અને પદ્ય પણ એમાં કવચિત્ જણાય છે. કથાંશના ભાગને આશ્વાસ કહેવામાં આવે છે. આર્યા, વક્ત્ર, અપરવક્ત્ર, છંદમાંના કોઇકથી અન્ય મિષે આશ્વાસને આરંભે ભાવી અર્થનું સૂચક હોય છે. [૪૦]

ભામહ કથા અને આખ્યાયિકા વચ્ચે ભેદ પાડે છે. આખ્યાયિકામાં ઉચ્છ્વાસ હોય છે, એમાં નાયક પોતાનું ચરિત વર્ણવે છે, વક્ત્ર અને અપરવક્ત્ર છંદથી ભાવી અર્થનું સૂચન હોય છે, કવિના પોતાના અભિપ્રાયવાળાં કેટલાંક કથન હોય છે, અને એમાં કન્યાહરણ, સંગ્રામ, વિપ્રલંભનો ઉદય વર્ણવ્યો હોય છે. કથામાં વક્ત્ર અપરવક્ત્ર છંદ હોતા નથી, ઉચ્છ્વાસ હોતો નથી. અન્યથી નાયકનું ચરિત વર્ણવાય છે, નાયકના પોતાનાથી નહીં[૪૧].

---

३९ सा. द. ६, ३३२–३३३

४० सा. द. ६, ३३४–३३६

४१ सोच्छवासाख्यायिका मता ।
वृत्तमाख्यायते तस्यां नायकेन स्वचेष्टितम् ।
वक्त्रं चापरवक्त्रं च काले भाव्यर्थशंसि च ।
कवेरभिप्रायकृतैः कथनैः कैश्चिदङ्किता ।
कन्याहरणविप्रलम्भोदयान्विता ॥
कथा...न वक्त्रापरवक्त्राभ्यां ।

દંડી આ મત ઉપર ટીકા કરતાં કહે છે કે આખ્યાયિકા નાયકે જ કહેવી જોઇએ, અને અન્યા ( કથા ) નાયક કહે કે ઇતર કોઇ પણ કહે. આખ્યાયિકા પણ નાયક જ કહે એવો નિયમ નથી, અન્ય પણ કહે. સ્વયં વક્તા હોય કે અન્ય વક્તા હોય એ તે કયા પ્રકારનું ભેદલક્ષણ ? વક્ત્ર અને અપરવક્ત્ર અને ઉચ્છ્વાસ એ જો આખ્યાયિકાનું ( કથાથી ભેદક ) લક્ષણ હોય તો કથામાં આર્યાનો ઉપયોગ થયો હોય છે, તે પ્રમાણે વક્ત્રઅપરવક્ત્રનો કેમ ન થઇ શકે ? તેવીજ રીતે કથાના વિભાગને લંભાદિ ( બૃહત્કથા અને કથાસારિત્સાગરના લંબક ) કહેવાય અને આખ્યાયિકાના વિભાગને ઉચ્છ્વાસ કહેવાય તેથી શું ? તેવીજ રીતે કન્યાહરણ, સંગ્રામાદિ પણ વિશેષ લક્ષણો ન ગણાય. આમ દંડી કથા અને આખ્યાયિકાને એક જ જાતિ કહે છે.

અગ્નિપુરાણ બહુધા ભામહને અનુસરે છે. અગ્નિપુરાણાનુસાર આખ્યાયિકામાં ગદ્યમાં વિસ્તૃત કવિવંશપ્રશસ્તિ હોય, ઉચ્છ્વાસથી કથાખંડો પડે, ઉત્તર ભાગમાં ચૂર્ણક હોય, વક્ત્ર અને અપરવક્ત્ર છંદ હોય, અને કન્યાહરણ, સંગ્રામ, વિપ્રલંભ, આપત્તિ આદિ વર્ણવ્યાં હોય. આખ્યાયિકામાં શૃંગારમાં પણ ઉદ્ધત રચના હોય. કથામાં શ્લોકોથી કવિવંશપ્રશસ્તિ કરી હોય, કથાન્તરો હોય, બહુધા પરિચ્છેદનો અભાવ, પણ ક્વચિત્ લંબકાદિ ખંડો હોય. કથામાં રૌદ્ર રસમાં પણ ઉદ્ધત રચના થતી નથી.

**ચમ્પૂ**—ગદ્યપદ્યમય કાવ્યને ચંપૂ કહે છે. સોમદેવસૂરિની યશસ્તિલક ચંપૂ, ભોજની રામાયણચંપૂ, અભિનવકાલિદાસની ભાગવતચંપૂ, ત્રિવિક્રમભટ્ટની નલચંપૂ આદિ પ્રસિદ્ધ ચંપૂઓ છે. ચંપૂનું ગદ્ય અલંકૃત હોય છે.

ગદ્યપદ્યમય રાજસ્તુતિને **બિરુદ** કહે છે.

આ ઉપરાંત અમરુશતક, ભર્તૃહરિશતક, ગાથાસપ્તશતી, જેવાં

---

युक्ता...नोच्छवासवत्यपि...।
अन्यै स्वचरितं तस्यां
नायकेन तु नोच्यते ॥ —भामह

**મુક્તક શતકો, ઊર્મિનાટક** સમાં ગીતગોવિંદ જેવાં કાવ્યો, ભગવાન્ શંકરાચાર્યનાં સ્તોત્રો જેવાં સુંદર **સ્તોત્રો,** પંચતંત્ર, હિતોપદેશ આદિ **વાર્તાઓ.** હર્ષચરિતસમા **ચરિત્રગ્રંથો,** પ્રસ્થાનત્રયી ઉપરનાં શાંકર-ભાષ્ય સમા **ભાષ્યગ્રંથો,** વગેરે વિવિધ સ્વરૂપનું પુષ્કળ સાહિત્ય સંસ્કૃતમાં મળે છે.

## અર્વાચીન ગૂજરાતી સાહિત્યસ્વરુપો

ગૂજરાતીમાં આમાંથી કેટલાંક સ્વરૂપો સીધાં લેવામાં છે, કેટલાંક થોડું પરિવર્તન પામીને આવ્યાં છે, તો કેટલાંક તદ્દન નવીન છે.

એક વિષય ઉપર એક ગ્રંથ જેટલા વિસ્તારથી કરેલી રચના તે **પ્રબંધ** છે. લો. મા. તિલકનું 'ગીતારહસ્ય', વિવેકાનંદનો 'રાજયોગ' વગેરે આવા પ્રબંધો છે. **નિબંધ** પણ એક વિષયનું પ્રતિપાદનાત્મક નિરૂપણ કરતી રચના છે. એને પ્રબંધનું નાનું સ્વરૂપ પણ કહી શકાય. 'મનોમુકુર', 'કાલેલકરના લેખો' ઇ૦ નિબંધગ્રંથો છે. અગંભીરવૃત્તિના નિબંધને **લઘુનિબંધ** કે **નિબંધિકા** કહે છે. જેમકે, દૂરકાળનાં 'પોયણાં', વિજયરાયની 'નાજુક સવારી'. એકજ પરિસ્થિતિ પ્રસંગ કે પાત્રનું નિરૂપણ કરતી ટૂંકી વાર્તાને **નવલિકા** કહે છે. જેમકે, ધૂમકેતુના 'તણખા'. વિસ્તારથી કરેલી જટિલ વસ્તુવાળી, ભાવ અને પાત્રના સંઘર્ષણવાળી રચનાને **નૉવેલ** કે **નવલકથા** કહે છે. નવલકથા જેવુંજ વસ્તુ સંવાદરૂપે અંકમાં વહેંચી ભજવી શકાય તેવે રૂપે ગોઠવ્યું હોય તેને **નાટક** કહે છે. જેમકે, 'શંકિતહૃદય', 'રાઈનો પર્વત', 'પૌરાણિક નાટકો' ઇ૦. 'પ્રેમનું મોતી' જેવી નાની નાટકરૂપની રચનાઓને **નાટિકા** કહે છે. 'ગોવર્ધનરામ' 'કવિજીવન' 'લીલાવતીજીવનકલા' જેવી કૃતિઓને **જીવનકથા** કહે છે. જીવનકથાનું મુખ્ય પાત્ર પોતે જ પોતાની કથા કહે તેને **આત્મકથા** કહે છે. જેમકે, ગાંધીજીની 'આત્મકથા', કોસંબીની 'આપવીતી' ઇ૦. કલાપીનો 'કાશ્મીરનો પ્રવાસ' વગેરે **પ્રવાસ ગ્રંથો** છે. 'સંવાદમાલા' 'લેન્ડોરના સંવાદો' વગેરે **સંવાદનાં પુસ્તકો** છે. હાસ્યરસ પ્રધાન નાટકોને **ફારસ** કહે છે. જેમકે, 'મિથ્યાભિમાન', 'ભટનું ભોપાળું', 'કાકાની શશી' ઇ૦.

આ ગદ્યસ્વરૂપોમાંથી પ્રબંધ અને નિબંધમાં સંસ્કૃત અને અંગ્રેજી બંને સાહિત્યની અસર છે. મણિલાલ નભુભાઇથી રમણભાઈ નીલકંઠ સુધીના લેખકોનાં નાટકો ઉપર સંસ્કૃત નાટકોની વિશેષ છાયા છે, જ્યારે અર્વાચીન નાટકો ઉપર પાશ્ચાત્ય નાટયસ્વરૂપની સવિશેષ અસર છે. અર્વાચીન નવલિકાઓ સંસ્કૃત કથા કરતાં અંગ્રેજી અને યુરોપીય ટૂંકી વાર્તાને વિશેષ મળતી આવે છે. લઘુનિબંધ, નવલકથા, નાટિકા, જીવનકથા, પ્રવાસલેખો, ફારસ ઇ૦ સંપૂર્ણ રીતે પાશ્ચાત્ય સાહિત્ય-સ્વરૂપો છે.

અર્વાચીન પદ્યાત્મક કે **કાવ્યસાહિત્યના** મહાકાવ્ય, ખંડકાવ્ય કે કથાકાવ્ય, લિરિક કે ઊર્મિગીત, લિરિકના પેટા પ્રકારરૂપે સૉનેટ અને રાસ, મુકતકો, લોકગીતો, પ્રતિકાવ્ય, ભજનો વગેરે ભિન્ન ભિન્ન પ્રકારો છે. ગૂજરાતી મહાકાવ્યનું સ્વરૂપ સંસ્કૃત મહાકાવ્યોને અનુસરે છે. દોલતરામ પંડ્યાનું સામાન્ય શક્તિવાળું 'ઇન્દ્રજિતવધકાવ્ય' કે ભીમરાવનું 'પૃથુરાજ રાસો' સિવાય બીજી **મહાકાવ્ય** જેવી રચના ગૂજરાતીમાં થઇ નથી. જેમાં કોઈ ઐતિહાસિક કે પૌરાણિક કથાપ્રસંગ મુખ્ય હોય અને વૃત્તરચના ભાવ પ્રમાણે બદલાતી હોય તે ખંડકાવ્ય કે કથાકાવ્ય કહેવાય. કાન્તનાં 'વસન્તવિજય' 'કચદેવયાની', 'ચક્રવાકમિથુન', નરસિંહરાવનું 'ઉત્તરાઅભિમન્યુ' એ કથાકાવ્યો કે **ખંડકાવ્યો** છે. મધ્યકાલીન આખ્યાનો પણ થોડેઘણે અંશે આ સ્વરૂપનાં છે. મેઘાણીસંપાદિત 'રઢિયાળી રાત' અને જૂની વાર્તાઓમાં આવતા દૂહાઓ અનુક્રમે **લોકગીત** અને **મુક્તકોનાં** ઉદાહરણ છે. પૅરેડી કે **પ્રતિકાવ્ય** એટલે કોઇ મૂળ સુંદર કાવ્યનું એ જ છંદ, અને એવી જ ભાષામાં મૂળના ગંભીર વિષયને બદલે કેવળ સામાન્ય રમૂજી વિષય ઉપર કરેલું અગંભીર હાસ્યપૂર્ણ વર્ણન. ખબરદારનો 'પ્રભાતનો તપસ્વી' અને 'કુકકુટદીક્ષા' એ ન્હાનાલાલનાં 'ગૂજરાતનો તપસ્વી' અને 'બ્રહ્મદીક્ષા' નાં પ્રતિકાવ્યો છે. આટલાં કાવ્યો બહુધા પરલક્ષી, બીજાની લાગણીઓ વર્ણવતાં કાવ્યો છે, અને એમાં વર્ણનતત્ત્વ વધારે હોય છે.

**લિરિક કે ઊર્મિગીત** અને તેનાં રાસ, ભજન, સૉનેટ, વગેરે સ્વરૂપો આત્મલક્ષી કાવ્યો છે, લિરિક એકજ લાગણી, ભાવ કે પરિસ્થિતિનું નિરૂપણ કરે છે. અર્વાચીન કવિતાનો મોટો ભાગ લિરિક કે ઊર્મિગીતનો છે. જૂની ગરબીઓના ઢાળમાં પ્રેમ, આશા, ઉત્સાહ વગેરે લલિત ભાવોનું નિરૂપણ કરતી સુકુમાર ગેય કવિતાને **રાસ** કહે છે, ન્હાનાલાલના 'ન્હાના ન્હાના રાસ', ખબરદારની 'રાસચંદ્રિકા', બોટાદકરની 'રાસતરંગિણી' વગેરે આવા રાસના નમૂના છે. ચૌદ લીટીનાં વચ્ચે ભાવપલટાવાળાં લિરિકોને **સૉનેટ** કહે છે. બ. ક. ઠાકોર, કાન્ત, ઉમાશંકર, સુન્દરમ્, સ્નેહરશ્મિ વગેરેનાં સૉનેટો જાણીતાં છે. **ભજનો** પણ લિરિકનોજ એક પ્રકાર છે. ન્હાનાલાલ, અને ખબરદારની તથા સુન્દરમ્ ઉમાશંકર જેવા અર્વાચીન કવિઓની ભજન જેવી રચનાઓ જાણીતી છે. લિરિકનો કાવ્યપ્રકાર અંગ્રેજીમાં બહુ પ્રચલિત છે. ગૂજરાતીમાં 'કુસુમમાળા' (૧૮૮૭ આશરે) વગેરે કૃતિઓની પ્રસિદ્ધિથી અંગ્રેજી જેવાં લિરિકોની શરુઆત થઇ ગણાય. નરસિંહરાવ, ન્હાનાલાલ, બ. ક. ઠાકોર, કાન્ત અને આજના ઘણા યુવાન કવિઓએ સુંદર લિરિકો લખ્યાં છે. આ પદ્યસ્વરૂપોમાંથી મહાકાવ્ય અને ખંડકાવ્યો સંસ્કૃત પ્રણાલીને અનુસરે છે, અને રાસ, આખ્યાનો ભજનો અને મુકતકો ઉપર મધ્યકાલીન ગૂજરાતી કવિતાની છાયા પડી છે. લિરિકો, સૉનેટો, પ્રતિકાવ્યો ઉપર અંગ્રેજી કવિતાપ્રણાલીની સવિશેષ અસર છે. આ કવિતાનાં આકૃતિવિધાન અને વિચાર અંગ્રેજી કાવ્યપદ્ધતિને અનુસરતાં અને શૈલી, વૃત્ત વગેરે સંસ્કૃત કાવ્યસાહિત્યને અનુસરતાં હોય છે. આજની કવિતાએ નવું પ્રસ્થાન કર્યું છે. એની સિદ્ધિઓ તો ભવિષ્યનું વિવેચનજ યથાર્થ રીતે મૂલવી શકે.

---

"જેની લાંબા વખતથી જરૂર હતી ને કાર્ય તમે કરી બતાવી ફરી એકવાર પ્રાધ્યાપકત્વમ્ બજાવ્યો એ જોઇ આનંદ થયો."

—વિજયરાય ક. વૈદ્ય

"...જેવા પાઠ્યપુસ્તકની જરૂરિયાત હતી તેવું પુસ્તક તમે આપ્યું છે. ૧૯૪૫ સુધીનાં સંશોધનોનો લાભ પણ વિવેક-પુરઃસર અને ઔચિત્યપૂર્વક લેવાયો છે. વિદ્યાર્થીવર્ગ ઉપર ઉપકાર થયો છે.

તમે નાનકડા પુસ્તકમાં ઘણો ઘણો મસાલો ભર્યો છે. અધ્યાપકોની મહેનત ટળી!"

—ઉમાશંકર જોષી

"આખું એ પુસ્તક અદ્યતન માહિતીથી ભરપૂર છે, ને સર્વ ઉપલબ્ધ સામગ્રીના આધારે રચાએલું હોઇને જેમને માટે તે લખાયું છે તેમને જરૂર ઉપયોગી થઇ પડશે. તમારા પુસ્તકનો ત્રીજો અને ચોથો ખંડ ઘણાં પુસ્તકોનાં દોહનરૂપ છે, ને અસાધારણ શ્રમ લઇને તે તૈયાર કરેલા છે....તમારૂં પુસ્તક આવાં વિરલ પુસ્તકોમાં ઘણા લાંબા સમય સુધી એક કીમતી ઉમેરા રૂપ થઇ પડશે, કારણ કે તેની રચના પાછળ એક અધ્યાપકનો પાકટ અનુભવ, વિદ્વાનનો નિઃસીમ શ્રમ અને અભ્યાસીની સૂક્ષ્મ દૃષ્ટિ રહેલાં છે."

—શંકરલાલ ગં. શાસ્ત્રી